—નોંધેલ ગીરો લેખ નીચેનો ભરપાઈનો શેરો કરી કરેલ વેચાણ. ૩૮/૮૦૫.

—પંચના નિવેડાને નિવેડા તરીકે કાયમ ન રાખતાં પક્ષકારોએ પોતે વ્હેંચણ કરી સહીઓ કરી હોય તો તે લેખ. ૩૧/૪૩૪.

## નોંધણીની જરૂર નથી તેવા લેખો.

—નવીન હક્ક અમલમાં ન લાવતાં ચાલુ હક્ક હોય તેનું જ પ્રતિપાદન કરેલું હોય તે. ૩૭/૮૩૩.

—વેચેલ મીલકત પરત વેચાણ આપવાનો કરાર. ૩૭/૮૨૫.

—ન્યાયા. ને લખી આપેલ જામીનખત. ૩૯/૭૮૫.

—માલકી બાબત કબુલતનો લેખ. ૩૨/૩૩.

—અગાઉ થયેલ વહેંચણ કે તોડજોડ જાહેર કરતો લેખ. ૩૬/૬૫; ૩૩. પુ. ૪૬૫; ૩૩/૧૪૧–૧૫૬.

—બીન નોંધેલા લેખ બાબત પાછળના બીજા લેખમાં ઉલ્લેખ કરી તે પ્રમાણે ચાલવા આપેલ કબુલત. ૩૪/૧૦૬.

—કરારદાદ—તોડજોડ ચાલુ કામમાં કરેલ હોય તેને નોંધણીની જરૂર નથી. તેમજ તે ઉપરથી હુકમનામું થયું હોય તો બીજા કામે પણ નોંધણીની આવશ્યક્તા નથી. પણ હુકમનામું થયું ન હોય તો નોંધણીના પ્રશ્નનો નિર્ણય કરવાનો પ્રસંગ પડે. ૪૦/૫૪.

ક. ૨૦ (૧) છ—જૂનું ધોરણ. ૩૩/૯૧.

ક. ૩૯——આ કલમમાં બનાવેલ પ્રસિમો નોંધણી અમલદાર આગળ હાજર થયા ન હોય તો નોંધણી થઈ ગણાય નહિ ૩૭/૭૧૧.

ક. ૫૨ (૨) **નોંધણી એ સુચના** છે એવું દરેક પ્રસંગે નથી. માત્ર જ્યાં તપાસ કરવાની કાયદાએ ફરજ રાખી હોય અને તપાસ કરતાં ખબર મળે તેવું હોય ત્યાંજ સુચના છે. ૩૧/૫૯૬

—મુળ ગીરોદારને આડગીરોની સુચના હોવાનું મનાય નહિ. ૩૧/૫૯૬.

—ઉત્તરોત્તર નોંધલ દસ્તાવેજોના પ્રસંગે આગલા વ્યવહારોની સુચના માનવી જોઇએ. ૩૨/૫૦૬.

**ક. ૫૩, નોંધણીના અભાવનું પરિણામ,** જૂઓ પાર્ટ પરફોર્મન્સ.

—ગીરોદાર ગીરો મુકનાર પાસેથી વેચાણ કરાવી લે અને વેચાણનો દસ્તાવેજ બીન નોંધેલ હોય તો ગીરોદારને પૂર્ણ માલકી પ્રાપ્ત થાય છે એમ બતાવવા તે દસ્તાવેજ ગ્રાહ્ય નથી. ૩૮/૮.

—બીન નોંધેલ આડગીરોનો વ્યવહાર દુય્યમ પુરાવાથી સાબીત માની શકાય નહિ. ૩૫/૧૯૨.

—બીન નોંધેલ લેખથી ગીરો મુકેલી મીલકત પાછળથી નોંધેલા લેખથી બીજાને ગીરો આપેલી હોય તો પ્રથમના ગીરોનો બોજો રહેતો નથી. ૩૩/૨૯૩.

—નોંધણીને પાત્ર લેખ નોંધાવ્યો ન હોય તો લેખવાળો વ્યવહાર અમલમાં છે એવું બતાવી શકાય નહિ. પણ તે વ્યવહાર નાબુદ થઈ ગયા પછી તે વાત તથા કબજાનું સ્વરૂપ બતાવવા ગ્રાહ્ય છે. ૩૩/૨૫૯.

—બીન નોંધેલ લેખ (ગીરોનો જતાવો કે સેટલમેન્ટ ખાતામાં અંગીકાર) કબજાના સ્વરૂપ માટે તથા કબજો કયારે થયો તે બતાવવા પુરાવામાં ગ્રાહ્ય છે. લેખની શરતો માટે ગ્રાહ્ય નથી. ૩૫/૭૦; ૩૯/૧૮; ૩૬/૩૮૪; ૩૮/૮; ૩૩/૩૮૯; ૩૪/૫૫૮; ૩૪/૧૦૬; ૩૪/૨૦.

—વળી જેનો કબજો ન હોય તેવા ઈસમનો કેવો હક્ક છે તે બતાવવા તેવો લેખ પુરાવામાં ગ્રાહ્ય નથી. ૩૬/૩૮૪.

—નોંધેલ ગીરો લેખ નીચે બીન નોંધેલ ભરપાઈનો શેરો વેચાણની સાબીતી માટે પુરાવામ ગ્રાહ્ય નથી. પણ ગીરો નષ્ટ થયાની વાત તથા વિરૂદ્ધ કબજાની વાત સાબીત કરવા માટે ગ્રાહ્ય છે. ૩૮/૮૦૫.

—સંવત ૧૯૨૫ પહેલાના દસ્તાવેજો અંગીકાર તરીકે વાપરી ગીરોનો દુય્યમ પુરાવો કરી શકાય. ૩૩/૩૮૯.

**ક. ૫૪ (૨), ૫૬ (૨), ૫૭:**—બે નોંધેલા ગીરો લેખો અગાઉ થયેલ કરારો અન્વયે થયા હતા. વાદીનો કરાર થયા પછી પ્રતિ. નો કરાર થયો હતો. પછી વાદીનો લેખ થઈ તેને કબજો મલ્યા બાદ પ્રતિ. નો લેખ થયો હતો. વાદીના લેખ વખતે

પ્રતિ. ના કરારની વાદીને ખબર ન હતી. ઠરાવ્યું કે, વાદીને **શ્રેષ્ઠ હક્ક** મળે છે. ૩૫/૨૮૬.

ક. **૫૭.** મિ. સ્વ. નિ. ક. ૬૦ ના કારણે આ કલમનો અમલ કરી શકાય તેમ નથી. ૩૯/૨૯૮.

ક. **૬૫.** જૂઓ મિલકત સ્વત્વાર્પણ નિ. ક. ૩ (**ચ**).

ક. **૬૭.** નોંધણીના શેરાની હકીકત નિર્ણયાત્મક પુરાવો નથી. તે ખોટી છે એમ બતાવી શકાય. ૩૫/૧૭૦.

ક. **૭૯.** જૂઓ ક. ૮૪.

ક. **૮૨.** ક. ૮૪ પ્રમાણે હુકમનામું થયા છતાં ૩૦ દીવસ પછી નોંધાવવા રજુ થાય તો તે લેખ યોગ્ય રીતે નોંધાએલ ગણાય નહિ. ૩૫/૩૬૫.

ક. **૮૪.** ક. ૭૯ કે ક. ૮૩ પ્રમાણે લેખ નોંધવા ના કહેવામાં આવે ત્યારે **દિવાની દાવો** કરી શકાય, પણ દસ્તાવેજ બીલકુલ નોંધવાજ આપ્યો નહોય તો જે સ્થીતીમાં તે રહી શકત તેમાં દાવો ન કર્યાથી ફેરફાર થતો નથી. ૩૮/૮.

—દસ્તાવેજ નોંધાયેલ હોય છતાં કેટલાક પ્રસંગે તે નોંધાયેલ ગણવો ન જોઈએ એમ ઠરાવવા દીવાની કોર્ટોને હકુમત છે. ૩૫/૩૬૫.

ક. **૮૯,** ખોટી ઓળખાણ આપવાથી ફો. નિ. ક. ૧૭૬ પ્રમાણે ગુન્હો ન બને તો પણ આ કલમ પ્રમાણે ગુન્હો બને છે. ૩૩/૨૦૭ (૩૫/૧ ફુ. થી કાયમ).

—"સાબીત કરવી" ની વ્યાખ્યા સામાન્ય કલમોના નિબંધમાં આપેલ વ્યાખ્યાથી રદ થાય છે. ૩૫/૧.

**દાખલા પત્ર,** જૂઓ સ્ટાંપ નિબંધ. ક. ૬.

**દાખલો,** જૂઓ હુજુર વિવાદ નિયમ.

**દાણ,** જૂઓ માલીક અને ભાડુઆત.

**દામ દુપ્પટ,** જૂઓ વ્યાજ. નિ. ક. ૮.

**દારૂ,** જૂઓ આબકારી નિબંધ.

**દાવાઅરજી,** જૂઓ દિ. નિ. પરિ. ૭.

—અને પુરાવામાં ફરક. જૂઓ પદ્ધતિ.

—પછીથી બનેલી હકીકત ઉપરથી દાદ, જૂઓ પદ્ધતિ.

—પાછી ખેંચી લેવી, જૂઓ પરિ ૨૩.

—સુધારવી, જૂઓ દિ. નિ. પરિ. ૬ § ૧૭.

**દાવાનું કારણ**, જૂઓ (૧) અપકૃત્ય; (૨) દિ. નિ ક. ૨૭; પરિ. ૨; પરિ. ૭ § ૧. (૩) મુદત નિબંધ § ૧૦૬.

...અનેક, એકત્ર કરવા, જૂઓ. દિ. નિ. પરિ. ૨.

...દાવો ચાલતાં બનેલી હકીકત ઉપરથી દાદ, જૂઓ પદ્ધતિ.

...મુલત્વી રાખવાનો કરાર, જૂઓ રાજ. કરાર. નિ. ક. ૨૬.

—દાવાનું કારણ કાયદા વિરૂદ્ધ હોય તો દાવો ચાલે નહિ. તે કાયદા વિરૂદ્ધ છે કે નહિ તે, સામાપક્ષની તકરાર ન હોય તો પણ જોવાની કોર્ટની ફરજ છે. ૪૦/૩૮૩.

અમુક તકરારોનો નિર્ણય અમુક ઇસમ પાસે કરાવી લેવાનું ઠરાવ્યું હોય તો તેની પાસે નિર્ણય કરાવી લીધા પહેલાં દાવાનું કારણ ઉપસ્થિત થતું નથી. ૩૭/૨૪.

**અંતર્ગત થવું**:—પક્ષકારો પંચથી નિવેડો કરાવે તો નિવેડામાં અંતર્ગત થાય છે. ૩૬/૨૮૮. વળી જૂઓ "હુકમનામું."

**વ્યવહાર** ( Transaction ):—મુળ લ્હેણાનો હિસાબ કરી, ભાગ કરી જૂદી જૂદી બાકીઓ પાડવાથી જૂદા જૂદા કારણો બને છે. (નિર્ણીત વાતનો પ્રશ્ન ન આવે.) ૩૪/૨૬૯.

—ખાતુ, હુંડી, ચિઠ્ઠી વિ. લેખ સ્ટામ્પ નહિ હોવાથી કે બીજી રીતે પુરાવામાં અગ્રાહ્ય હોય પરંતુ તે લેખ અને લ્હેણાનો મુળ કરાર જો જુદા જુદા વ્યવહારો હોય તો મુળ કરાર ઉપરથી દાવો અપાવી શકાય. ૩૪/૩૩૮ ૩૯/૭૬૭,

વળી જૂઓ વેચાણ. (વેચાણ કે ગીરો.)

**દાવાનું વેચાણ**, જૂઓ મિ. સ્વ. નિ. ક. ૧૭૩ થી ૧૮૧.

**દાવાનું સ્વરૂપ**, દાવા અરજી ઉપરથી નક્કી કરવું જોઈએ. ૩૪/૨૫૯, ૪૦/૯૯૯. આખર નિકાલ ઉપરથી નહિ. ૩૪/૨૫૯.

પાછળથી કેટલીક દાદ ખેંચી લીધી હોય તે ઉપરથી પણ નહિ. ૪૦/૯૯૯.

**દાવાનું સ્વરૂપાંતર,** જુઓ. દિ. નિ. પરિ. ૬ § ૧૭

**દાવો,** સામો દાવો. જુઓ દિ. નિ. પરિ. ૮ § ૬; ન્હાના દાવા ન્યાયાધિશી નિબંધ ક. ૧૨.

—બંધ પાડવો—જૂઓ દિ. નિ. પરિ. ૨૨.

વધુ માટે જૂઓ દાવા અરજી.

**દાસીપુત્ર,** જૂઓ નિર્વાહ નિબંધ.

**દિકરાની જવાબદારી,** જૂઓ (૧) હિન્દુ અવિભક્ત કુટુંબ નિબંધ ક. ૧૮–૨૧–૨૩ (૨) હિન્દુ માબાપ તથા પુત્રો વિશે નિબંધ.

**દિકરીઓને વારસો,** જૂઓ હિન્દુ વારસા નિ. ક. ૨૩.

**દિવાન,** અધિકાર પત્રક ક. ૧૪૮. નાસાબીત વિવાદના કામે મુદત માફ કરવા દિવાન સા.ને અધિકાર છે. ૩૩. પુ. ૩૭૬,

—અધિકાર પત્રક (પુરવણી) ક. ૫૨, વળતરના કામે કરેલ ઠરાવ ઉપર દિવાની કોર્ટોમાં દાવો ચાલવા બાધ નથી. ૩૩/૪૧૭.

**દિવાનાપણું**—જૂઓ ફો. નિ. ક. ૧૪.

**દિવાના સખસો** વિરૂદ્ધ દાવો. જૂઓ દિ. નિ. પરિ ૩૧ § ૧૬

**દિવાની નિબંધ. જુનો, ક. ૨૯૪**—દરેક પ્રતિ. વિરૂદ્ધ તેના ભાગ પુરતીજ બજાવણી થઈ શકે તે ધોરણ હવે રદ થયું છે. ૩૯/૨૪, ૩૪/૫૮૨.

ક. ૨૬૧—જૂઓ નવી ક. ૬૮.

## દિવાની નિબંધ.

ક. ૨ (ક), એક સહભાગી વિરૂદ્ધ હુકમનામું હોય તો તેના મરણ બાદ બીજા સહભાગીઓ તેના **વારસ વકીલ** છે. ૩૯/૧૧૦.

ક. ૨ (ઘ), જે લેખથી કબજો મળ્યો હોય તે અવ્યવહાર્ય હોય તો કબજો વગર હક્કનો ગણવો જોઈએ અને તેથી **દરમ્યાન ઉત્પન્નની** જવાબદારી પડે. ૩૮/૪૮૨.

—કબજો કર્યો તે વખતે જે સ્થીતી હોય તેવી સ્થીતીમાં જે ઉત્પન્ન મળવા જેવું હોય તેજ વીચારમાં લેવાય. ખરો માલીક શું મેળવી શકત, કે તેને થયેલ નુકશાની દરમ્યાન ઉત્પન્ન ગણાય નહિ. ૩૭/૫૦૧.

—પ્રતિ-ખેડુતનો કબજો, તેને સોંપનારના હક્કમાં કાંઈ ખામી હોય તેથી ગેરકાયદે ઠરે ત્યારે કબજો છોડાવવા વાદીએ નોટીસ આપી ન હોય, અગર તે ખેડુત ગેરકાયદે કબજો લેવામાં સામેલ ન હોય તો તે દરમ્યાન ઉત્પન્ન માટે જવાબદાર નથી. ૩૪/૪૧૧.

ક. ૨ (૯), વિશિષ્ટ પંચાયતના અધ્યક્ષ **સરકારી અમલદાર** નથી. ૩૬/૨૭૫.

—વડોદરા સીટી ઈમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના પ્રમુખ સરકારી અમલદાર નથી. ૩૧/૨૯૪.

ક. ૨ (૧) **હુકમનામું** છે તેવા ઠરાવો:—વળી જૂઓ ક. ૪૯.

—પરિ. ૨૨ પ્રમાણે દાવો રદ કરવાનો ઠરાવ, ૪૦/૬૨૯, ૩૫/૪૫૯ પણ જુઓ ૩૯/૭૧૪.

—પરિ, ૩૪ § ૪ (ગ) (ઘ) પ્રમાણે ઠરાવ. ૩૧/૭૦

—પ્રતિવાદીને પક્ષકારમાંથી કમી કરવાનો ઠરાવ. ૩૮/૭૩

—વારસ વકીલ હોવા બાબત ઠરાવ. ૩૯/૧૧૦

—હિસાબ લેવાનો દાવો ચાલી શકતો નથી તેવો ઠરાવ. ૩૮/૮૬૯

—ક્ષમા કરી આપવાનો ઠરાવ. ૩૯/૩૩૬.

**હુકમનામું નથી તેવા ઠરાવો:**—વળી જુઓ ક. ૪૯.

—દાવો કાયદેસર રીતે દાખલ થયો છે તે. ૩૮/૧૧૩.

—એ વાદગ્રસ્ત બાબતો પૈકી એકનો મધ્યંતરી ઠરાવથી નીકાલ કરવો તે. ૩૭/૪૬૩.

—હિસાબ લેવાના દાવામાં પ્રાથમીક હુકમનામું કર્યા પછી પ્રતિનિધિનું નિવેદન નામંજુર કરી નવેસર હિસાબ લેવા ફરમાવવું તે. ૩૯/૫૩૫.

**ક. ૨ (ન),** હુકમનામું જપ્તીમાં લેનાર તે હુકમનામાના દેણદારનો જપ્તીની તારીખથી **હુકમનામાવાળો** થાય છે. ૩૭/૭૦૫.

**ક. ૨ (પ),** જે પ્રથમથીજ હુકમનામાનો દેણદાર ન હોય તેના વિરૂદ્ધ બજાવી શકાય તેવો હુકમ થાય ત્યારે તે **હુકમનામાનો દેણદાર** થાય છે. ૩૯/૬૪૪.

—દાવાનો ખર્ચ ઇષ્ટમિત્ર ઉપર નાખવામાં આવે તો તે હુકમનામાનો દેણદાર થાય છે. ૩૬/૪૫૯.

**ક. ૫, નહાના દાવા ન્યાયા.** ને અવલ જપ્તી કરવા અધિકાર નથી. ૩૯/૨૬૧.

**ક. ૫ (ક) (૩)** ન્હાના દાવા ન્યાયાધિશોએ સ્થાવર વિરૂદ્ધ બજાવણી કરવી હોય તો ક. ૪૩ પ્રમાણે કામ વર્ગફેર કરાવવું જોઈએ. ૩૬/૭૦૨.

**ક. ૯,** જૂઓ જૂના નિબંધની ક. ૨૪૯.

—ચાલુ કામને કામ ચલાવવાની રીતજ લાગુ કરવાની છે. ૩૫/૩૪૧; ૩૩/૪૯૦.

—ક ૬૦ નીચેનો પ્રશ્ન હક્ક સંબંધેનો છે. ૩૬/૨૭૧.

**ક. ૧૬.** જૂઓ (૧) ગામ નોકરો સંબંધિ નિયમ. (૨) જમીન મહેસુલ નિબંધ. ક. ૧૨૩. (૩) ન્યાત. (૪) રાજ સત્તાના અંગે કરેલ કૃત્ય. (૫) વડોદરા શહેર સુધારણા નિ. ક. ૧૯–૨૨. (૬) વતન. (૭) સ્થાનીક પંચાયત નિ. ક. ૨૧. સુધરાઈ નિ. ક. ૧૦૭

**દિવાની સ્વરૂપનું** કામ છે કે કેમ તે દરેક કામ ઉપરથી ઠરાવવાનું છે. ૩૩/૪૦૭.

—હોદ્દાના સંબંધ વગર માત્ર માન પાનના હક્ક બાબતનો દાવો દિવાની સ્વરૂપનો નથી. ૩૨/૫૩૧.

—દેવના રાજભોગનું અન્ન તૈયાર કરવાના હક્ક બાબત દાવો દિવાની સ્વરૂપનો નથી. ૩૨/૫૩૧.

—કોઈ પણ વિશિષ્ટ કાયદાથી અગર વૈયક્તિક કારણને લીધે

દિવાની ન્યાયા. માં દાવો ચાલી શકતો નથી એમ બતાવવામાં ન આવે ત્યાં સુધી તે સંઘરવા ના પાડી શકાય નહિ. ૩૯/૨૬૨.

—કોઈ બાબતનો ઠરાવ કરવાનું કોઈ વિશિષ્ટ ખાતાને સોંપ્યું હોય તો દિવાની ન્યાયા. માં તે સંબંધી દાવો ન ચાલે. ૩૫/૪૫, ૩૧/૬૨૨, ૪૦/૮૫૮.

—શાળા માટે જગા પસંદ કરવા નીમેલ કમીટીએ જગ્યા પસંદ કર્યાનો ઠરાવ રદ્દ કરાવી લેવા દાવો ચાલે નહિ. ૩૭/૨૩૧.

—ખાતાને માલ પુરો પાડવાના કરારમાં, અમલદાર તકરારનો નિર્ણય કરે તેને આખરનો ગણવા શરત છતાં, કરારના ભંગ ઉપરથી કોન્ટ્રેક્ટરે સરકાર સામે કરેલ દાવો ચાલવા હરકત નથી. ૪૦/૩૫૩.

—સરકારી અમલદારે કોન્ટ્રેક્ટરનો કરેલ દંડ બરાબર છે કે નહિ તે જોઈ શકાય છે. ૩૪/૫૮૮.

ક. ૧૭. બન્ને દાવાના કામમાં પક્ષકારો અને તકરારી પ્રશ્ન એકના એકજ હોય તો **કામ બંધ** રાખવા માગણી મંજુર થાય. ૩૯/૬૭.

## ક. ૧૮. નિર્ણિતવાત.

**નાતો** એકજ ન હોય તો નિ. વા નથી (પ્રથમ જાતીકો નાતો: બીજામાં એકઝીક્યુટર) ૩૩/૪૧૩.

—પંત્યાળના ભાગીદાર સંબંધે બીજા દાવાનો પ્રતિવાદી પ્હેલા દાવામાં પક્ષકાર ન હોય તેથી નિર્ણીત વાતનો બાધ ન નડે એમ કહેવાય નહિ. ૪૦/૩૦૧.

**પ્રથમની ન્યાયાધીશીને** પછીની ફરીયાદ સાંભળવા હકુમત હતી કે નહિ તેટલુંજ જોવાનું છે. ૪૦/૩૦૧; ૩૬/૭૮૪.

—વળતર સંબંધી કામમાં પ્રાંત ન્યાયા. નો ઠરાવ તેજ પક્ષકારો વચ્ચે મહાલ ન્યાયા. માં નિ. વા. છે. ૩૯/૭૫૬; ૩૩/૪૧.

**આખરનો નિર્ણય,** તકરારી પ્રશ્ન વિશે. થયેલ હોવો જોઈએ. ૩૫/૫૨૩.

—પ્રથમની ફરીયાદનો ગુણ દોષ ઉપર નીકાલ થયેલો હોવો જોઈએ. ૩૭/૧૦૯.

—એક તરફી હુકમનામાથી પણ નિ. વા. થાય છે. ૩૮/૩૫૩.

—એકજ મુદ્દાના નિર્ણય ઉપરથી દાવાનો નિકાલ કરી શકાય તેમ હોય પણ બીજા મુદ્દા જરૂરીયાતના પ્રશ્ન સંબંધે હોય તો તેવા મુદ્દા પણ નિ. વા. થાય છે. ૪૦/૫૪૭.

—પરિ. ૧૭ § ૩ મુજબ કામ ગુણદોષ ઉપરથી ફેંસલ કર્યું હોય તો નિ. વા. થાય છે. ૩૩/૬૮૨.

—પરિ. ૩૨ (નાદારી) મુજબના કામમાં કરેલ મહત્વના કોઈ પ્રશ્નના નિકાલથી નિ. વા. થાય છે. ૩૪/૪૨૮.

—(કપટના) તકરારી પ્રશ્નનો નિર્ણય પ્રથમ ચાલેલ ફોરકોળ કામમાં થયો ન હોય તો નિ. વા. નથી. ૩૬/૭૯૦.

—મુદતના બાધને લીધે કામ કાઢી નાખ્યું હોય તો બાધ નડતો નથી. ૩૨/૪૧૨.

—પ્રથમના દાવાના કામમાં જરૂર નહિ એવા કોઈ પ્રશ્નનો પ્રાસંગીક રીતે નીકાલ કરવામાં આવ્યો હોય તેથી બાધ નડતો નથી. ૩૬/૫૧૨.

—જે મુદ્દા બદલ ઠરાવ કરવા જરૂર ન હતી એમ વિવાદ કોર્ટે ઠરાવ્યું હોય, તે મુદ્દા બદલ અવલ કોર્ટના ઠરાવથી બાધ નડતો નથી. ૩૨/૮૪.

—અગાઉની ફરીયાદનો નિકાલ શું છે તેજ જોવું જોઇએ. નિકાલની વીચારસરણી જોવાની નથી. ૩૬/૭૮૪.

**ખુલાસો (૪)**—દાવાના કારણો જૂદા હોય, નાતા જૂદા હોય, દાદ ભિન્ન ભિન્ન માગી હોય, મુદ્દા જૂદા જૂદા હોય, ત્યારે પ્રથમના દાવામાં વૈકલ્પીક રીતે દાદ માગવી જોઈતી હતી તેવી તકરાર ચાલે નહિ. ૩૫/૩૩૫.

—જૂદા જૂદા નાતાથી દાવાઓ હોઈ પ્રથમના દાવામાં વૈકલ્પીક રીતે દાદ માગી શકાય તેવું ન હોય ત્યાં બાધ નડતો નથી. ૩૨/૧૧૨.

—દાવાના કારણો જૂદા જૂદા હોય ત્યાં બાધ નથી. ૩૧/૪૩૪.

—ગીરોના નાણા માટે તથા ભાડાના દાવાઓ માટે કારણો જૂદા જૂદા ગણાય. ૩૨/૧૩૯.

—પ્રથમના દાવામાં ગણુવટ ઉપરથી કબજો અપાવ્યો ન હોય તો પાછળથી ઉત્પન્ન થયેલ દાવાના કારણ ઉપરથી કબજો મળવા બીજો દાવો ચાલી શકે. ૩૩/૪૬૯.

—પ્રથમ કાંધા ખત ઉપરથી દાવો હોય અને પાછળથી પંત્યાળાના હિસાબ તથા લ્હેણાના કારણથી દાવો હોય ત્યાં પ્રથમના દાવાથી નિ. વા. નો બાધ નડતો નથી. ૩૭/૩૧૫.

—પ્રથમના દાવામાં કરજ ધીરવાનો વ્યવહાર ખોટો માન્યો હોય તો તેવા વ્યવહાર ઉપરથી કરેલ બીજા દાવાને બાધ નડે છે. ૩૪/૩૮૭.

**ખુલાસો (૬):**—બન્ને દાવા સાર્વજનીક હક્કના સંબંધમાં હોઈ વકફના મુરીદે પ્રથમ કરેલ દાવાથી સાર્વજનીક સંસ્થાના અધિકારીના નાતાથી પાછળથી કરેલ દાવાને બાધ નડે છે. ૩૯/૬૫૭.

**સામાન્ય તત્વો.**

—આનુસંગિક મુદ્દાનો નિર્ણય નિ. વા. નથી. ૩૪/૪૧૬.

—જે પક્ષકારના લાભમાં હુકમનામું થયું હોય તેના વિરૂદ્ધ કરેલ કોઈ પ્રશ્નનો નિર્ણય નિ. વા. નથી. ૩૫/૫૨૩; ૩૪/૪૧૬,

—કાયદાના પ્રશ્ન વિશે કોર્ટની માન્યતા ભૂલ ભરેલી હોય તો કાયદા અને હકીકતના મિશ્ર પ્રશ્નનો ઠરાવ નિ. વા. નથી. ૩૫/૫૨૩.

—કેટલાક પ્રતિ. માત્ર નામનાજ હોય અને તેમના વિરૂદ્ધ નિ. વા. નો બાધ નડતો હોય છતાં બીજા વિરૂદ્ધ દાવો ચલાવવા હરકત નથી. ૩૩/૬૮૨.

—ઠરાવ પહેલાં પ્રતિ. નું મરણ થાય અને વારસો વિના હુકમનામું થાય તે હકુમત વગરનું હોવાથી ફરીથી વારસો વિરૂદ્ધ દાવો કરવામાં આવે ત્યારે નિ. વા. નો બાધ નડે નહિ. ૩૧/૩૧૦.

—પ્રથમના દાવામાં નક્કી થયેલ હક્ક અમલમાં મુકવાના દાવાને બાધ નડતો નથી. ૩૫/૧૧૦.

—પ્રતિવાદીઓ વચ્ચે તકરાર, બન્ને દાવાઓમાંના સામાન્ય મુદ્દા

બાબત હોય તો બીજા દાવામાં બાધ નડે. ૩૩. પુ. ૨૨૭.

—બીજા વિવાદમાં, એજ કામમાં વરિષ્ઠ ન્યાયા. એ પ્રથમ કરેલ હકીકતના નિર્ણયથી બાધ નડે. ૩૫/૧૯૨; ૩૩/૧.

—નાદાર થવા અરજ અપ્રમાણીકપણાના કારણથી નામંજુર થયેલ હોય તો, પછીથી સ્થીતીમાં ફેર થયો હોય તો પણ ફરી તેવી અરજ કરવા બાધ નડે છે ૩૨/૨૯૪.

**આ કલમમાં બતાવેલ ધોરણ જોઈએ તેટલું બહોળું નથી.**

ઇતિર પ્રસંગોમાં પણ તે લાગુ પડે છે. ૩૯/૭૫૬.

—વરાડ આપવાના હુકમને આ તત્વ લાગુ પડે છે. ૩૭/૮૮૨.

—જૂદી જૂદી બજાવણી દરખાસ્તોને પણ લાગુ છે. ૩૫/૫૫૪; ૩૨/૧૧૦.

—પ્રથમની દરખાસ્ત વાદીની ગેર હાજરીથી નીકાલે કાઢવાથી બાધ નડતો નથી. ૩૨/૨૩૦.

—વળી પ્રતિ. ને સૂચના આપ્યા વિના કરેલ ઠરાવથી પણ બાધ નડે નહિ. ૩૨/૪૯૭.

—નિર્વાહ માટે રાખી જમીમાંથી એકવાર બાતલ કરેલ ઘર, રહેવાનો બોજો રાખી હરરાજ કરવા માટે નવી દરખાસ્ત ચાલે નહિ, ૩૨/૧૧૦

—જૂના નિબંધ પ્રમાણે રહેવા માટે ઘર નિર્વાહમાં રાખવા બાબત થયેલ ઠરાવથી નવા નિબંધ પછી તેજ બાબત ફરી દરખાસ્ત આપી શકાય નહિ. ૩૬/૨૭૧.

**તપાસણી અરજ** ચાલે ૩૯/૩૨.

**ક. ૨૦ પરરાજયનો ફેંસલો,**

આ કલમમાં બતાવેલ પ્રકાર જણાઈ આવે નહિ તો, આ રાજ્યમાં કરેલ દાવામાં તે નિર્ણાયક છે. ૩૭/૧૮૯.

—તે એક તરફી હોય તેટલાજ કારણથી ગુણદોષ તપાસીને કરેલ નથી એમ કહેવાય નહિ. ૩૮/૩૫૩.

—પ્રતિવાદી (૧) આવ્હાન પત્ર બજ્યા છતાં હાજર ન થાય, અથવા (૨) હાજર થાય પણ સુનાવણી વખતે હાજર ન રહે તો થયેલ હુકમનામું એક તરફી ગણાય. ૩૨/૪૯૨.

—તેવું હુકમનામું રદ કરવા માટે પરહદની કોર્ટમાં અરજ કરવાથી હકુમતને તાબે થયા ગણાય નહિ. ૩૭/૩૯૯

**ક. ૨૨ (૨) સરકારી અમલદાર વિરૂદ્ધ દાવા** પ્રાંત ન્યાયા. માં દાખલ કરવા જોઈએ. **જૂઓ ક. ૨૬.**

—તકરારી મીલકત મરનારને વારસ નહિ હોવાથી સરકારને સંપ્રાપ્ત થતી નથી કારણ તે મરનારની નથી, એવું ઠરાવી લેવાનો દાવો પ્રાંત ન્યાયા. માં કરવો જોઈએ. ૩૯/૭૨.

**ક. ૨૩.** વેચાણના અવેજ બાબતના ખાતા ઉપરથી દાવો સ્થાવર મીલકતના હક્ક સંબંધીનો નથી, તેથી વેચેલ મીલકત પરરાજ્યની હોય તો પણ અત્રે દાવો ચાલે. ૪૦/૪૮૪.

—કડી પ્રાંત ન્યાયા. ની હકુમતની સ્થાવર મીલકત બાબત દાવો સાંભળવા વડોદરા પ્રાંત ન્યાયા. ને હકુમત નથી. ૩૫/૫૭૧.

**ક. ૨૪.** બે ન્યાયા. ના તાબામાં ગીરો મીલકત હોય તો એક કોર્ટથી હુકમનામું થઈ બીજીમાં બજાવણી માટે મોકલી શકાય. ૩૫/૫૭૧.

—અવિ. હિન્દુ કુટુંબ વિષે નિબંધ ક. ૫૦કનું ધોરણ આ કલમથી વિરૂદ્ધ છે તેટલું માન્ય રહી શકે તેમ નથી. ૩૭/૧૮૯.

**ક. ૨૭ક** પ્રતિવાદી પરરાજ્યનો રહીશ હોય (૪૦/૮૨૮) કે દાવાનું કારણ પરરાજ્યમાં ઉત્પન્ન થયું હોય છતાં પ્રતિ. ની સ્થાવર કે જંગમ મીલકત આ રાજ્યમાં હોય તો આ રાજ્યમાં દાવો ચાલે. ૩૬/૩૫૭; ૩૩/૯૧. ૪૦/૮૨૮.

—પેઢી જ્યાં વેપાર કરતી હોય ત્યાં તેનું ઠેકાણું ગણાય. ૩૧/૪૧.

—કોઈ સ્થળ ( દા. ત. ચાંદોદ ) નો રહીશ થવા ત્યાં સ્થાવર મિલકત હોવાની જરૂર નથી. ૪૦/૫૪૭.

—પરરાજ્યની પેઢીનો ભાગીદાર ન્યાયા. ની હકુમતમાં રહેતો હોય તો દાવો સાંભળવા હકુમત છે. ૩૧/૨૧૯.

—પંત્યાણુ પરરાજ્યમાં ચાલતું હોય તો હિસાબ લેવા વિ. નો દાવો અત્રે દાખલ કરી શકાય નહિ. ૩૯/૨૬૬, વળી જુઓ ૩૯/૨૭૦.

ख: પરવાનગી આપ્યાના ઠરાવ ઉપર તપાસણી અરજ ન ચાલે. ૩૬/૩૨૬.

ग: **દાવાનું કારણ**—વળી જુઓ પરરાજ્ય (દાવાનું કારણ) અર્થ બતાવ્યો. ૪૦/૫૯૩.

—દાવાનું સંપૂર્ણ કારણ અગર મહત્વનો ભાગ ન્યાયા. ની હદમાં ઉત્પન્ન થયેલ હોવો જોઈએ. ૪૦/૫૯૩.

—ઓરત કબજે લેવાના દાવામાં જે વખતે ઓરત જતી રહી તે વખતે ધણી જે કોર્ટની હકુમતમાં હોય ત્યાં ઉત્પન્ન થાય છે. ૩૪/૩૦૨.

—માલ પહોંચાડવાના ઠેકાણેજ દાવાનું કારણ ઉત્પન્ન થયું ગણાય. ૪૦/૨૧૭.

—મુખ્ય રહેતો હોય ત્યાંથી સુચનાઓ મોકલતો હોય અને આડતીઓ પોસ્ટ માર્ગે તેનો સ્વીકાર જણાવતો હોય તો મુખ્યના રહેવાના સ્થળે દાવાનું કારણ ઉત્પન્ન થાય. ૪૦/૫૯૩

—રેલ્વેની બુકીંગ ઓફીસ હોય ત્યાં, તે સાથે સંબંધ નહિ ધરાવનાર બાબત માટે પણ દાવાનું કારણ ઉત્પન્ન થાય છે એમ ગણી શકાય નહિ. ૩૩/૬૦૬.

—વિરૂદ્ધ પુરાવાના અભાવે દેવું ગમે તે સ્થળે આપવા લાયક છે. ૩૩. પુ. ૨૭૯.

—લ્હેણદાર રહેતો હોય ત્યાં દાવો કરી શકાય. ૪૦/૫૯૩.

**ક. ૨૮ હકુમત બાબત તકરાર:**—જૂના નિબંધ પ્રમાણે ચાલુ કામોને પણ આ કલમ લાગુ પડે છે. ૩૬/૫૨૩.

—હરકત લીધી ન હોય તો સંમતી ગણાય. ૩૧/૫૫૪

—હકુમત ઉપરાંત ગુણદોષની તકરાર લેવાથી હકુમતના તાબે થયા ગણાય. ૩૬/૩૫૭.

**ક. ૩૦. વર્ગફેર** કરવાના અરજોને યોગ્ય અને ખાત્રી લાયક કારણના અભાવે ઉત્તેજન આપવું નહિ. ૩૫/૩૯૩.

—સામા પક્ષને સૂચના આપવાની જરૂર છે. સૂચનાના અભાવની તકરાર પ્હેલીજ તકે લેવી જોઈએ; નહિતર છોડી દીધી ગણાય. ૩૬/૩૬૩.

**તપાસણી અરજ** ચાલે. ૩૫/૩૯૩

**ક. ૩૦ (૪),** જૂઓ નહાના દાવા ન્યાયા. નિ. ક. ૧૦

**ક. ૩૮. વ્યાજ**—વળી જૂઓ ક. ૧૩૭.

—અપાવવાના કારણો લખવા એવું ફરમાન નથી. ૩૩. પુ. ૪૫૦.

—પરિ. ૩૩ § ૯ પ્રમાણે અપાવેલી રકમ ઉપર વ્યાજ અપાવવું કે નહિ, અને કેટલું એ બાબતો ન્યાયા.ની મુખત્યારીની છે. ૩૯/૯૫૨; ૩૬/૪૩૪.

—મુળ રકમ ઉપર દાવા તારીખ સુધીમાં જે વ્યાજ માગ્યું હોય તે ઉપર દાવા તારીખથી હુકમનામાની તારીખ સુધી વ્યાજ અપાવી શકાય નહિ. (=વ્યાજનું વ્યાજ ન મળે.) ૩૩/૧૭૧.

—ગીરો મુકનાર કામ ઘણુંજ લંબાવે તો (વીવાદ) કોર્ટ ગીરોની રકમ ભરવા મુદત ઠરાવે ત્યાં સુધીનું વ્યાજ ગીરોદારને અપાવવું જોઈએ. ૪૦/૧૫

—પંત્યાળાના દાવામાં આખરના હુકમનામાની તારીખથી વ્યાજ અપાવવું જોઇએ. ૪૦/૫૯૦.

—નુકશાનીની રકમ ઉપર વ્યાજ અપાવવું કે નહિ તે મુખત્યારીની વાત છે. ૩૩/૬૫૯.

—ન્યાયની રીતે મુખત્યારી વાપરી હોય તો વિવાદમાં દરમ્યાનગીરી કરી શકાય નહિ. ૪૦/૪૮૦; ૩૦/૫૩૧; ૩૧/૨૯૮.

—નહિતર કરી શકાય. ૪૦/૧૫; ૩૮/૮૩૯; ૩૧/૨૯૮.

ક. ૩૯ ખર્ચ, કોને, કેટલો, કોની પાસેથી, કેટલા પ્રમાણમાં, અપાવવો તે ન્યાયા. ની મુખત્યારીની વાત છે. ૩૫/૪૮૬.

—મુખત્યારી ન્યાયપુરઃસર વાપરવાની છે. કેવળ પોતાની મરજી મુજબ નહિ. ૩૫/૪૮૬.

—મતભેદ થાય તેવો કાયદાનો પ્રશ્ન હોય તો ખર્ચ જેને તેને શીર નાખવો જોઇએ. ૩૨/૨૫૬.

—પરિ. ૭ §૧૦ મુજબ હુકમ કરતી વખતે ખર્ચ બદલ હુકમ કરવા અધિકાર છે. ૩૫/૪૮૬.

—વાદીનો દાવો ઘણે ભાગે રદ થાય તો ખર્ચ તેને શીર નાખવું જોઈએ. ૩૪/૫૭૧.

—ઓરત કબજે લેવાના દાવામાં ઓરત ખોટી તકરારો લે તો ખર્ચ તેને શીર નાખવું જોઇએ. ૩૪/૩૦૨

—ગીરોના દાવામાં સામાન્યતઃ ખર્ચ ગીરો મુકનારે આપવું જોઈએ. ગીરોદારની કાયદાની તકરાર ગેરવર્તણૂંક ગણાય નહિ. ૩૧/૨૦.

—રકમ બાબત ગીરોદારની શુદ્ધ બુદ્ધિની તકરાર હોય તો તેને ખર્ચ અપાવવું જોઈએ. ૪૦/૨૫૭.

—પંત્યાળા બાબત દાવામાં વિશેષ પ્રસંગ શિવાય ખર્ચ પંત્યાળી મીલકત ઉપર અને મિલકત ન હોય તો ભાગીદારો ઉપર, ભાગના પ્રમાણમાં, નાખવું જોઈએ. ૪૦/૫૯૦

—વહેંચણીના દાવામાં મીલકત ઉપર ખર્ચ નાખવું એ સાધારણ ધોરણ છે. પરંતુ ગેરવ્યાજબી તકરાર કરનાર ઉપર ખર્ચ નાખી શકાય. ૩૬/૪૫૯; ૩૧/૪૩૦.

વારસોને મુદત બહાર દાખલ કર્યા, તેથી તેમનો ખર્ચ અપાવ્યો. ૩૫/૫૬૧.

—દાવા અરજી સુધારતાં સુધીનું તમામ ખર્ચ વાદીને શીર નાખ્યું. ૩૪/૪૫૫.

—બેન્કે પૈસા અદા કરતાં પહેલાં વારસાઇનો દાખલો માગ્યા

છતાં તે લાવ્યા વિના દાવો કરેલો તેથી ખર્ચ વાદીને શિર નાખ્યું. ૩૩/૫૭૩.

—ખર્ચ સંબંધે ઠરાવ જે હુકમ કે હુકમનામા નીચે હોય તે ઉપર જેટલા **વિવાદ** ચાલતા હોય તેટલા ખર્ચ બાબતમાં ચાલે. ૩૫/૪૮૬.

પ્હેલી વિવાદ કોર્ટ ખર્ચ સંબંધી હુકમમાં દરમ્યાનગીરી કરે તો **વરિષ્ઠ કોર્ટ** તેમાં દરમ્યાનગીરી કરી શકે છે. ૪૦/૨૫૭.

ખર્ચની આકારણીમાં શંકા પડે તો, તકરારો સાંભળી વરિષ્ઠ ન્યાયા. ની યુગલ પૈકીના એક ન્યાયા. હુકમ કરી શકે. ૩૬/૫૪૯.

**ક. ૪૧.** "વિવાદના કામમાં" એટલે વિવાદ અને તપાસણી રાહે ઉપલી ન્યાયા. માં ગયેલા કામોમાં. ૩૮/૭૯૩.

**ક. ૪૨.** પ્રાંત ન્યાયા. ના **હુકમનામાની બજાવણી** મહાલ ન્યાયા. થી કરી શકાય નહિ. ૩૩. પુ. ૧૨૭.

**ક. ૪૩. હુકમનામું બીજી ન્યાયા. માં બજાવવા માટે મોકલવા બાબત** અરજના પ્રસંગે દરખાસ્ત ચાલી શકે તેમ છે કે નહિ તે જોવાનું નથી. ૩૬/૩૯.

—ન્હાના દાવા ન્યાયા. ના હુકમનામાના પ્રસંગે જંગમ મીલકત નથી એ પુરતું કારણ છે. ૩૬/૭૦૨.

—ઠરાવ ઉપર **વિવાદ** ચાલે નહિ. ૩૬/૩૯.

**ક. ૪૫.** "અખત્યાર" નો અર્થ કાયદેસર કારણના અભાવે "ફરજ" સમજવાનો છે. ૩૭/૨૮૫.

**ક. ૪૬. પરરાજ્યના હુકમનામાની બજાવણી**ના કામમાં કઈ કઈ બાબતોનો વિચાર કરવાનો છે તેના ધોરણો બતાવ્યા. ૩૭/૨૮૫.

—બજાવણીના કામે હુકમનામું નિર્ણાયક ન ગણવાના સંજોગો લાગુ કરી શકાય નહિ. ૩૭/૨૮૫.

—બ્રિટિશ રાજ્યમાં આર્બિટ્રેશન એક્ટ પ્રમાણે નોંધવામાં આવેલ નિવેડાની બજાવણી માટે દરખાસ્ત આ રાજ્યમાં ચાલી શકે છે. ૩૬/૫૭૭; ૩૮/૩૧૭; ૩૮/૧૬૪.

## પરરાજ્યના એક તરફી હુકમનામાની બજાવણી.

—આ રાજ્યની રૈયત વિરૂદ્ધ થયેલ, એવું હુકમનામું પ્રથમ-દર્શનીય રદ બાતલ મણાય. એવું હુકમનામું બજાવવા માટે આ રાજ્યમાં દરખાસ્ત આપતી વખતે શા કારણોથી બજાવણી થઇ શકે છે તે જણાવવું જોઈએ અને સામાપક્ષને તેની ખબર આપી તે વિરૂદ્ધ તેની દલીલો રજુ કરવા તેને તક આપવી જોઇએ. ૩૮/૭૫૫.

—તે પરહદમાં રહેનાર વિરૂદ્ધ થયેલ હુકમનામું અત્રે બજાવી શકાય. ૩૧/૨૭૧.

—તે ન્યાયાધીશીને તાબે થયેલ આ રાજ્યની હદમાં રહેનાર વિરૂદ્ધ, બજાવણી થઈ શકે. ૪૦/૧.

—વકીલને કામની માહીતી આપી વકીલ પત્ર દાખલ કરાવે પરંતુ છેવટની સુનાવણી વખતે પ્રતિવાદી ગેરહાજર રહ્યો હોય તો પરહદની ન્યાયા. ને તે તાબે થયો ગણાય. ૩૨/૪૯૨.

—અને હકુમત સંબંધી તકરાર તે લઈ શકે નહિ. ૩૨/૪૯૨.

—બજાવણીમાં કરારદાદ થાય તો એવું હુકમનામું કાયદેસર મોબદલો હોઈ એવા કરારદાદનો અમલ આ રાજ્યમાં થઈ શકે. ૩૫/૪૪૭.

—પરહદની ન્યાયા. માં આગ્રહાનપત્ર યોગ્ય રીતે બજેલું ન હતું એવી તકરાર ચાલે નહિ. ૩૮/૧૮૨; ૪૦/૪૪૮.

**મુદત**—જૂઓ મુદત નિબંધ ક. ૧૪ (૨).

**ક. ૪૮. હમા.** વગી જૂઓ ક. ૨ ઘ; પરિ. ૨૧ § ૨૯, ૪૦.

—હમા માટેની અરજમાં કઈ કઈ બાબતો હોવીજ જોઇએ તે બતાવ્યું, અરજમાં તે ન લખી હોય તો અરજ નામંજુર કરવી જોઇએ. ૩૯/૬૦૪.

—આ કલમ તથા પરિ. ૨૦ § ૧૨ ના ધોરણો સરખાજ છે. હુકમનામાવાળાનું હિત સચવાય તેવો બંદોબસ્ત કરવો જોઈએ. ૪૦/૫૫૮.

—રાહત આપવાથી વાદીને નુકશાન ન થાય તે જોવું જોઇએ. નાણુ આપવાનો હુકથ કર્યાથીજ વાદીને થતું નુકશાન અટકી પડશે

કે બંધ થશે એમ નથી. (વ્યાજ અપાવ્યું) ૩૯/૩૩૬. પેરા. ૬.

—તારણ કે જામીન આપવા પ્રતિ. ખુશી ન હોય તો હપ્તા આપવા ન જોઈએ. ૩૨/૪૪૧.

—હપ્તા આપવામાં વાદીની સંમતીની જરૂર નથી. ૩૯/૭૩.

—દેણદારની મીલકત જપ્ત થયાના કારણે હપ્તાની અરજી ચાલી શકે નહિ તેવું ધોરણ નથી. ૩૭/૮૦૫.

—જપ્ત કરેલી મીલકતથી વસુલ કરતાં બાકી રહે તે રકમના હપ્તા કરવા એવું નથી. ૩૭/૫૧૩.

—હપ્તાની અરજ ઉપર, દરખાસ્ત માટે ઠરેલ મુદત બહાર, ઠરાવ થાય તેટલાજ કારણથી અરજ મુદત બહાર ગણાય નહિ. ૩૪/૫૩૪.

ક. ૧૩૬ પ્રમાણે પૂર્વસ્થિતિ પ્રાપ્ત કરાવી લેવાની અરજના કામે હપ્તા મળે નહિ. ૪૦/૩૯.

**વિવાદમાં,** હપ્તાનો હુકમ પુરતા કારણો વિના કર્યો છે એમ વિવાદ કોર્ટ ઠરાવે નહિ ત્યાં સુધી દરમ્યાનગીરી કરી શકાય નહિ. ૩૮/૨૯૮.

## ક. ૪૯. બજાવણીમાં નિકાલ કરવાની બાબતો.

—પ્રથમના દાવાથી નક્કી થયેલ હક્ક અમલમાં મુકવાના દાવાને આ કલમનો બાધ નડતો નથી. ૩૫/૧૧૦.

હુકમનામા ઉપર વાદીની નિષ્કાળજીથી ચુકતે પૈસા મળી ગયાની ભરપાઈ થઇ ગયા બાદ વધારે રકમ લ્હેણી પડે છે એમ જણાવી નવીન દરખાસ્ત ચાલી શકે નહિ. ફેર તપાસણી અરજ કરવો જોઇએ. ૪૦/૫૪૪.

વસ્તુતઃ પક્ષકારો (constructive parties)ની તકરારોનો સમાવેશ આ કલમમાં થાય છે. ૩૮/૨૪૦.

ગીરોના હુકમનામાના પ્રસંગે ઉપજ, વ્યાજ વિ. હિસાબ પ્રતિવાદી માગી શકે છે. ૩૧/૩૦૨.

**જે બાબતો જોઈ શકાય નહિ તે:—**

—હુકમનામા પહેલાં થયેલ કરાર બાબત, ૩૭/૬૪૯.

—વાદી ત્થા નામના પ્રતિના લાભમાં થયેલ સંયુક્ત હુકમનામામાં તેમનો હિત સંબંધ અંદર અંદર કેવો છે તે. ૩૧/૫૧૬.

—પરિ. ૨૧ § ૨ પ્રમાણે જોઈ શકાય તેવું હોય તે શિવાય ન્યાયા. બહાર કરેલ તોડ અગર ભરણું. ૩૨/૪૧૨.

—હુકમનામા વાળાની અને જપ્તી દૂર કરવા માગનાર ત્રાહિત સખસની તકરારો. ૩૧/૧૯૯.

—વાદી પોતે હરરાજીમાં રાખે અને કબજા ગીરોદાર તેને હરકત કરે તે, ૩૧/૪૭૧,

—ખરીદદાર વાદી અને પ્રતિવાદી વચ્ચેના પ્રશ્નો. ૩૨/૨૯૬.

ક. ૪૯. (૨), દિવાની ન્યાયા.ના હુકમનામાની બજાવણીના પ્રસંગે **દરખાસ્તને દાવા અરજી તરીકે ગણી** કામ ચલાવવાનો હુકમ કરી શકાય. ઈતર પ્રસંગે નહિ. ૩૬/૪૮૦; ૪૦/૧૭૧.

—પરિ. ૨૧ § ૨ મુજબ સુચના પત્ર બજ્યા પછી બજાવણીમાં તકરાર ઉઠાવી ન હોય તો જુદો દાવો ન ચાલે. ૩૭/૮૭૯.

ક. ૪૯. (૩) મૈયતની મીલકત છે કે વારસની આગવી છે તે પ્રશ્ન આ કલમ નીચે આવે છે. ૩૭/૫૬૬.

—જપ્તી પહેલાં સ્વત્વાર્પણ રાખનારને પક્ષકાર કરેલ નહોય તો તેને પ્રતિ. ના **વારસ વકીલ** તરીકે દરખાસ્તનો નિર્ણય બંધકકારક નથી. ૩૯/૩૮૨.

—હુકમનામાના દેણદારનો હિત સંબંધ ખાનગી રીતે ખરીદ કરનાર પણ તેનો વારસ વકીલ છે. ૩૧/૬૫.

**વિવાદ ચાલે તેવા હુકમો:—**

—કરેલ ઠરાવ "હુકમનામું" થતું હોય તોજ. ૩૪/૨૦૦.

—બજાવણી કરવાના કે ન કરવાના સંબંધમાં કરેલ હુકમ. ૩૬/૫૭૭.

—હરરાજીના જાહેરનામામાં દેણદારનો અમુક હિસ્સો છે એમ જણાવવામાં આવે તે. ૩૫/૩૧૫.

—વારસ વકીલ સંબંધી તકરારનો ઠરાવ. ૪૦/૩૩૧.

**વિવાદ ચાલે નહિ તેવા પ્રસંગો:—**

—દરખાસ્ત ગેરહાજરીથી નિકાલે કાઢવા અગર તે ફરી ફાઈલ ઉપર લેવાનો ઠરાવ. ૩૩/૬૬૯; ૩૪/૩૧૨; ૩૪/૨૦૦.

—બજાવણીમાં થયેલ હુકમની ફેર તપાસણીનો અરજના મંજુર કરવો તે. ૩૧/૧૯૯.

—હુકમનામાના દેણદારના દેણદાર પાસેથી લ્હેણું જપ્ત કરી હરરાજ કરવા હુકમ. ૩૮/૫૪૦.

—બજાવણીનું કામ તહકુબ રાખવાનો હુકમ. ૩૯/૨૪૭; ૩૪/૩૬૭; ૩૩/૫૧૩; ૩૮/૨૪૪.

ક. ૫૦. **બજાવણીની મુદત.** વળી જૂઓ મુદત નિ. § ૧૩૯.

—જૂના નિબંધ પ્રમાણે થયેલ હુકમનામામાં ઠરેલ હપ્તાની મુદતથી ૧૨ વર્ષ અંદર દરખાસ્ત ચાલી શકે. ૩૬/૮૪૬.

ક. ૫૨. **વારસ સામે બજાવણી,** વળી જૂઓ ક. ૪૯ (૩).

—મૈયતની મીલકત અજમાયશી કિંમત સહ બતાવવી જોઈએ. તે પ્રમાણે વારસવકીલે લીધી છે એમ બતાવવાનો બોજો હુકમનામા વાળા ઉપર છે. પછી પોતાને હાથ આવેલી મૈયતની કેટલી મીલકત યોગ્ય રીતે વાપરી તે વારસે બતાવવાનું છે. અને તે ઉપરથી તેની જાત જવાબદારી કેટલી પડે છે તે કોર્ટે ઠરાવવાનું છે. ૩૬/૨૪૨.

—વારસામાં ઉતરેલ જાગીરી ગામ, બાપ વિરૂદ્ધ હુકમનામાની બજાવણીમાં, જપ્તીને પાત્ર છે. ૩૧/૨૦૩; ૩૮/૫૦૧.

—વતનની મીલકત વારસના હાથમાં જવાબદાર નથી. ૩૬/૫૦૫.

ક. ૫૨, ૫૪. જુઓ હિન્દુ અવિભક્ત કુટુંબ નિ. ક, ૧૮.

ક. ૫૮. **દેણદારને કેટલી મુદત સુધી કેદમાં રાખવો તે** ઠરાવવાનું નથી કારણ ૬ માસની યત્તા ઠરેલી છે. ૩૨/૨૫૯.

—દેણદારને એક વખત છોડી મુકયો હોય તો ફરી પકડી શકાય નહિ. ૩૨/૨૫૯.

—વાદીએ પ્રતિ.ને બે માસ કેદમાં રાખવા માગણી કરી હોય તો તે ઠરાવ કાયમ હોય.ત્યાં સુધી મુદત વધારી શકાય નહિ. ૩૨/૨૫૯.

**ક. ૬૦. (૨) બજાવણીમાં જપ્તી વિક્રીને પાત્ર નથી એવી મીલકત,** સંબંધમાં નવા નિબંધથી કરેલ ફરક બતાવ્યો. ૩૫/૬૨૪.

—પેટા કલમ (૨), એ, પેટા ક. (૧) ના અપવાદરૂપ છે. ૩૫/૬૨૪.

—હુકમનામાના દેણદારના જામીન વિરૂદ્ધ બજાવણી દરખાસ્ત આપવામાં આવે તો તે જામીન નિર્વાહ માટે અરજ કરી શકે. ૩૯/૬૪૪; ૩૫/૬૨૪.

—અવિભક્ત હિન્દુ કુટુંબના સહભાગીનો ભાગ વિક્રીમાં રાખનાર વહેંચણીનો દાવો કરે ત્યારે તે સહભાગી નિર્વાહનો અરજ કરી શકે છે. ૩૬/૧૩૪.

—ગીરોના કે બોજાના હુકમનામાની બજાવણીમાં નિર્વાહ માગી શકાય નહિ. ૩૯/૨૯૩: ૩૫/૬૨૪; ( ૩૪/૨૬૫, ૨૬ ); ૩૯/૪૫. (અન્ન વસ્ત્રના હુકમનામામાં સ્થાવર ઉપર બોજો હતો. ૩૯/૪૫)

—જપ્તી વખતે ઘર ત્રાહીતને ત્યાં ગીરો હોય પણ હરરાજી પહેલાં છોડાવવામાં આવે તો તે નિર્વાહમાં રાખી શકાય. ૩૮/૩૧૫.

—પેટા ક. ग (૬) નો અર્થ એટલોજ છે કે ગીરો મુકેલ ઘર નિર્વાહમાં રાખવામાં આવે તો તે વ્યવસ્થા અપુરતી ગણાય. ૩૮/૩૧૫.

ज—૩/૪ કરતાં વધારે કપાત નહિ કરવાનું ધોરણ સરકાર દરમ્યાનગીરીથી થતા (નોંધ જેવા) હુકમનામાને લાગુ નથી. ૩૫/૩૬૧.

**પક્ષકાર.** નિર્વાહ બાબતના કામમાં હરરાજીમાં ખરીદનારને પક્ષકાર કરવો જોઈએ. તે સિવાય તેના કબજામાંથી મીલકત પાછી લઈ શકાય નહિ. ૪૦/૧૦૯૯.

ક. ૬૩. જુઓ ક. ૭૩.

**ક. ૬૪. જપ્ત મીલકતનું ખાનગી સ્વત્વાર્પણ,** હમેશાં નિરર્થક થતું નથી. ફક્ત એ જપ્તીના આધારે અમલમાં લાવી શકાય એવા દાવા સામે એ વ્યવહાર નિરર્થક છે. ૩૯/૪૩૧; ૩૯/૧૨૨; ૪૦/૩૪૬.

—તેથી તેવા સ્વત્વાર્પણની તારીખે જે લ્હેણદારનું હુકમનામું બાણ થયું ન હોય તેને આ કલમનો લાભ મળે નહિ. જો ક. ૭૩

નીચે વરાડ માગી શકે તેમ હોય તેમનેજ ક. ૬૪ નો લાભ મળે. ૩૯/૧૨૨; ૩૯/૪૩૧.

—**અ** એ **બ** ઉપર દરખાસ્ત ભર્યા પછી **બ** એ **ક** ને વેચાણ કર્યું. પછી **ડ**, **બ** ઉપર દરખાસ્ત ભરે તો **ડ** ની જપ્તી ઉઠાવવા **ક** અરજ કરી શકે. ૪૦/૮૭૮.

—સાનના હુકમનામાના પ્રસંગે આ કલમ લાગુ પડતી નથી કારણ જપ્તી કરવાની હોતીજ નથી. ૩૮/૫૫૩.

—બીજી દરખાસ્ત વાળાને વરાડ આપવાનો હુકમ થયા પછી ખાનગી નીકાલ કરી પ્રથમની દરખાસ્તમાં રાજીનામું આપવામાં આવે તોપણ વરાડ માગનારાઓના લાભ માટે જપ્તી કાયમ રહે છે. ૩૮/૩૫. (પણ જૂઓ ૩૪/૨૮૯; ૩૨/૨૮૩.)

ક. ૬૮. **મુલકી ખાતાથી થતી બજાવણીમાં** મુલકી અમલદાર જે ઠરાવ કરે તે ઠરાવ ઉપર વિવાદ મુલકી ખાતાના ઉપરી અધિકારી તરફ નહિ પણ દિવાની ન્યાયા તરફ ચાલી શકે. દિવાની કોર્ટના ફરમાન વિરૂદ્ધ કૃત્ય કર્યું હોય તો દિવાની કોર્ટ તેમાં દરમ્યાનગીરી કરી શકે. ૩૯/૮૭૭.

ક. ૭૩, **વરાડ** વળી જૂઓ ક. ૬૪ તથા "વરાડ".

—વરાડ માટે માગણી કરવાની ફરજ નથી. વરાડ આપવાની ન્યાયા.ની ફરજ છે. ૩૫/૧૮૬.

—સાનના હુકમનામામાં જપ્તી કરવાની નહિ હોવાથી વરાડ મળવાનો પ્રશ્નજ ઉપસ્થીત થતો નથી. ૩૮/૫૫૩.

—પ્રતિ. ને કેદમાં બેસાડવાની કે તેની મીલકત જપ્ત કરવાની માગણી ન હોય તો વરાડ મળી શકે નહિ. ૩૫/૧૮૬.

—ફક્ત વરાડની માગણી હોય તો દરખાસ્ત કાયદેસર ગણાય નહિ. ૩૮/૩૩૫.

—વારસ વકીલ તરીકે હુકમનામું થયું હોય તો પણ તે હુકમનામાનો દેણદાર છે. ૩૩/૧૮૪.

—જાતથી પૈસા વસુલ કરવાનું કે મિલકતથી વસુલ કરવાનું હુકમનામું હોય તો પણ દેણદાર તો એકજ છે. ૩૧/૨૮૯.

—એક હુકમનામામાં જે સખસો દેણદાર હોય તેજ સખસો બીજામાં પણ દેણદાર હોય અને તે ઉપરાંત બીજા ઇસમો પણ હોય તોપણ વરાડ મળી શકે છે. ૩૩/૧૮૪.

ખર્ચનું હુકમનામું **પૈસાનું હુકમનામું** છે. ૩૩. પુ. ૧૧૩.

—**અવેજ આવતાં પહેલાં** વરાડ સંબંધી નિર્ણય કરવાનો અધિકાર નથી. ૪૦/૧૧૦૨.

—છતાં કોર્ટ નિર્ણય કરે તો તે નિર્ણાયક નથી. ૩૮/૫૧૨.

—ગમે તે પ્રકારે પ્રતિ. નો અવેજ કોર્ટમાં આવે તે વરાડે વહેંચી આપવાનો અધિકાર છે એવું સ્થૂળ ધોરણ નથી. ૩૭/૩૪.

—પરિ. ૨૧ § ૮૯ પ્રમાણે દેણદારે રજુ કરેલ મીલકતમાંથી વરાડ મળી શકે નહિ. ૩૬/૮૯૫. પણ જૂઓ ૩૭/૩૪.

—વરાડ મળવા માટે ન્યાયા. ના તાબામાં અવેજ હોવો એ અવશ્યની બીના છે. દેણદારે ઘરમેળે નિકાલ કર્યો હોય ત્યાં વરાડ અપાવી શકાય નહિ. ૪૦/૫૫૭.

—સ્થાવર હરરાજીનો તમામ અવેજ જે દહાડે આવે ત્યારેજ અવેજ આવ્યો ગણાય. પરિ ૨૧ § ૮૬ પ્રમાણે ¼ ભાગ માત્રમાંથી વરાડ મળે નહિ. ૩૬/૬૯૩.

સાધારણ દરખાસ્ત કામમાંથી ન્હાના દાવા દરખાસ્તવાળાને વરાડ મળે નહિ. કારણ ન્હાના દાવા ન્યાયાધિશ અને સાધારણ દાવા ન્યાયાધિશની વ્યક્તિ એકજ હોય તો પણ ન્યાયાધીશો જૂદી જૂદી છે. ૪૦/૧૧૦૨.

**ન્યાયાધિશી :—** જ્યાં ક. ૬૩ અને ૭૩ નો સાથે અમલ કરવાનો હોય ત્યાં જે ન્યાયા.ના તાબામાં અવેજ હોય કે આવ્યો હોય તે ન્યાયા.માં બીજા હુકમનામાવાળાની દરખાસ્તો વર્ગફેર કરવાની કે એ ન્યાયા.ને બીજા હુકમનામાવાળાઓએ વરાડ મળવા સારૂ રીતસર

દરખાસ્ત આપવાની જરૂર નથી. બીજા હુકમનામાની બજાવણીમાં એજ મીલકત જપ્તીમાં લેવામાં આવી છે એવી ખબર તે ન્યાયા.ને મળી હોય તો બસ છે. ૪૦/૧૧૪૬.

**પદ્ધતિ,**

હુકમનામા વાળો પોતેજ લીલામમાં રાખે તોપણ અવેજની રકમ વરાડમાં આપવા પાત્ર રહે છે. ૩૬/૬૯૩.

—હરરાજીમાં હુકમનામા વાળાએ મીલકત ખરીદી વેચાણ પાકું થઈ હુકમનામા ઉપર ભરપાઈ થઈ ગયા પછી વરાડ માટે માગણી કરવામાં આવે તો પાકો દાવો કરવા હુકમ કરવો જોઈએ. ૩૩/૪૩૪.

—હુકમનામા કપટથી મેળવેલા છે એવી તકરાર જોઇ શકાય નહિ. ૩૮/૩૩૫.

—જૂદા જૂદા લ્હેણદારો વચ્ચેના હક્ક હિત સંબંધ વિષે ચોકસ નિર્ણય કરવાની ન્યાયાધિશી ઉપર ફરજ નથી. ૩૮/૩૩૫.

**ક. ૮૧. સરકાર વિરૂદ્ધ દાવા.**

વળી જૂઓ રાજસત્તાના અંગે કરેલ કૃત્ય.

—વળતર સંબંધે ખાતાના હુકમને આ કલમ લાગુ નથી. ૩૩/૪૧૭: ૩૬/૯૦.

**ક. ૮૨.** તથા પરિ ૨૭ § ૧ નો બાધ જ્યારે સરકાર અગર સરકારી અમલદાર સામે હોદ્દાના નાતાથી કરેલા કૃત્ય બાબત દાવો હોય ત્યારેજ લાગુ પડે છે. ૩૮/૨૩૪.

**ક. ૮૨ (ઘ),** વાડા કાછાની જમીન કિરાયાને પાત્ર નથી એમ ઠરાવી સરકારી અમલદારો કાંઇ રકમ વસુલ લે નહિ તેવી દાદ મળવા કરેલ દાવાને આ કલમ લાગુ નથી. ૩૧/૬૫૦.

—જમીન મેહેસુલની રકમ વધારવા સરકારને અધિકાર નથી એમ ઠરાવી લેવા દાવો ન ચાલે. ૪૦/૫૧૨.

**ક. ૮૨. (ઝ),** મુલકી ખાતાના અધિકાર પરત્વે સરસુબા સાહેબ હરરાજી રદ કરે તો દાવો ન ચાલે. ૩૬/૮૭૫.

—સરસુબા સા. નું કૃત્ય અધિકાર વગરનું હોય તો દાવો ચાલે; પણ અધિકારનું હોય તો તે યોગ્ય પ્રકારે વાપરેલ છે કે કેમ તે બદલ દાવો ચાલે નહિ. ૩૬/૮૭૫.

ક. ૮૩. મહેસુલની રકમ ભરી દીધેલી કે વસુલ લીધેલી હોવાની જરૂર નથી. ૪૦/૫૧૨.

ક. ૮૩. (ગ) (ઘ), સરકારે કરી આપેલ વેચાણની શરતો પ્રમાણે મહેસુલની રકમ આપવા પાત્ર નથી અને જપ્તી કરી શકાય નહિ તેમ ઠરાવી લેવા દાવો ચાલી શકે. ૪૦/૫૧૨.

ક. ૯૦. સુધારો તા. ૨૬–૧–૨૮ આ. ૫. પૃષ્ટ. ૧૨૮–ઇતિહાસ માટે જૂઓ ૩૫/૨૬૨; ૩૭/૫૯૭.

—ચુંટણીમાં ઉમેદવાર તરીકે નામ જાહેર થવા કરેલ અરજી વહીવટદારે નામંજુર કર્યા બદલ થયેલ નુકશાની મેળવવાનો દાવો **સરકારી અમલદાર સામે દાવો** ગણાય. ૩૫/૬૯૩.

—પાલ્ય પાલકના નાતાથી કરેલ ઠરાવનો સમાવેશ આ કલમમાં થાય છે. ૩૭/૮૫૭.

—પરિ. ૧ § ૧૦ પ્રમાણે કોર્ટ સરકારને પક્ષકાર કરે ત્યારે ક. ૯૦ કે પરિ ૨૭ § ૧ લાગુ નથી, ૩૨/૫૨૪.

—દાવો કરવામાં આવે તે વખતે **સૂચનાની** મુદત પુરી થયેલી હોવી જોઇએ. ૪૦/૭૦૯. વળી જૂઓ સૂચના.

**અપવાદ:**—માલકી હક્ક ઠરાવવાની સાથે તાકીદની દાદ માગી હોય તેટલાથીજ અપવાદ લાગુ પડે નહિ. ૩૯/૨૪૩.

—પૈસા માટે થતી બજાવણીનો સમાવેશ થતો નથી. ૩૪/૪૭૫.

—હરરાજી માટે તજવીજ થતી હોય તો અપવાદ લાગુ પડે છે ૪૦/૫૧૨; ૩૯/૨૪૩.

—છતાં સુચના આપી હોય તો ત્રણ માસ પુરા થયા પહેલાં પણ દાવો ચાલી શકે. ૪૦/૫૧૨.

ક. ૯૪, જૂઓ દિ. નિ. પરિ. ૩૪.

**ક. ૯૮. પરરાજ્યના રાજ્ય કર્તા વિરૂદ્ધ દાવા** માટે શ્રીમંત સરકારની પરવાનગીની જરૂર છે. દાવો દાખલ થયા પછી પક્ષકારો ઉમેરતી વખતે પણ આ ધોરણ લાગુ છે કારણ આ કલમનો અમલ પશ્ચાતદર્શિ કરવાનો છે. ૩૯/૪૯૨

**ક. ૧૦૨. સાર્વજનિક જુમ્મો,** વળી જુઓ સાર્વજનીક સંસ્થા.

—આ કલમ પ્રમાણેના દાવામાં (૧) **સાર્વજનીક ધર્માદાય જુમ્મો** ઉત્પન્ન કરવામાં આવ્યો છે, (૨) તે તોડવામાં આવ્યો છે, અને (૩) આ કલમમાં બતાવેલ દાદ માટે દાવો છે; એમ બતાવવું જોઈએ. અને તે જુમ્મેદારો વિરૂદ્ધ હોવો જોઈએ. ૩૭/૨૬૮; ૩૨/૨૬૫.

—આ કલમ પ્રમાણે દાદ માગી ન હોય અને સુબા સાહેબની પરવાનગી ન હોય તો દાવો ચાલે નહિ. ૩૭/૪૩૫; ૩૭/૬૮૬.

—જુમ્માની મીલકતનું કરેલું વેચાણ રદ બાતલ ઠરાવવા તથા ત્રાહીતના કબજામાંથી તે લેવાનો દાવો આ કલમ નીચે ચાલે નહિ. વાદીએ પોતાના અંગત હક્કથી એવો દાવો કરવો જોઇએ. ૩૨/૨૬૫.

—જુમ્મેદારે જુમ્માની મીલકત પોતાની કહી સ્વત્વાર્પણ કર્યું હોય તેથી તેને દૂર કરવાના દાવામાં સ્વાત્વાર્પણથી લેનાર **અવશ્યનો પક્ષકાર** છે. પણ તેના પાસેથી કબજો કઢાવી લેવાની દાદ આવા દાવામાં અપાવી શકાય નહિ. ૩૫/૩૪૧.

**ક. ૧૦૩. પરવાનગી** આપતાં પહેલાં, ક. ૧૦૨–૧૦૩ ના ધોરણો પુરા પડે છે એવી ખાતરી સુબાસાહેબે કરી લેવી જોઈએ. ૩૮/૧૧૩.

—આ નિબંધ પહેલાંની ફરીયાદોને આ કલમ લાગુ નથી. ૩૫/૩૪૧.

—પુજારી અગર વહીવટ કરનારને દૂર કરવા સેવકના નાતાથી કરેલ દાવાને પરવાનગીની જરૂર છે. પરંતુ સંસ્થાની મીલકતનું વેચાણ રદ્દ કરવા બદલ દાવાને પરવાનગીની જરૂર નથી. ૩૭/૪૩૫.

**ક. ૧૦૪. મધ્યંતરી હુકમો,**

—આ કલમ નીચે હુકમો કરવાના તે પરિ; ૩૬, ૩૭, કે ૩૮ માં જણાવેલા હુકમો પૈકીના હોવા જોઈએ. ૩૭/૭૯૬.

—દિ. નિ. પરિ: ૯ § ૧૩ પ્રમાણે અરજનો નિકાલ થતાં સુધી બજાવણી બંધ રાખવા માગણી આ કલમમાં બતાવેલ સંજોગો હોય તો મંજુર થાય. મંજુરીના ઠરાવ ઉપર વિવાદ ન ચાલે. નુકશાન થશે તેવું મોઘમ કથન બસ નથી. (સોગનનામું જોઈએ.) ૩૯/૯૨.

**ક. ૧૦૫. અપુરતા કારણથી તાકીદ વિ. હુકમ મેળવ્યાના સબબથી નુકશાની આપવા બાબત,**

ચાલુ નિબંધથી બદલાયેલું ધોરણ બતાવ્યું. ૩૭/૨૯૩.

—નુકશાની અપાવવાના ધોરણો તથા "પુરતા કારણ વગર" નો અર્થ બતાવ્યા. ૩૬/૭૨૨.

—"નુકશાન" માં આર્થિક તેમજ શરીર, મન, આબરૂ વિગેરેને થયેલ નુકશાનનો સમાવેશ થાય છે. ૩૬/૭૨૨.

—પ્રતિ.ને દાવાના કામે થયેલ ખર્ચ વિચારમાં લેવાય નહિ. ૩૬/૭૨૨.

—પુરતા કારણ વીના તાકીદનો હુકમ મેળવવાથી બજાવણી બંધ રહ્યાથી હુકમનામાવાળાને થયેલ વ્યાજબી નુકશાની અપાવી શકાય. ૩૯/૫૬૧.

—પ્રતિવાદીએ અરજ કરવી જોઈએ. ન્યાયાધિશ પોતે થઈને અધિકાર વાપરી શકે નહિ. ૩૬/૭૨૨.

—અરજ અવલ ન્યાયા. માં કરવી જોઇએ; અને દાવાના નિકાલ પછી તેનો નીકાલ કરવો જોઈએ. ૪૦/૮૧.

**ક. ૧૦૬. વિવાદ,** વળી જૂઓ ક. ૨ (ધ), ૪૯. ૪૯.

—વાદીના લાભમાં ઠરાવ થશે કે નહિ તે ઉપરથી વિવાદ ચાલી શકે કે નહિ તે જોવું બરાબર નથી. ૩૫/૨૪૩.

**ક. ૧૧૦. બીજો વિવાદ:—**

—કાયદાથી વિવાદ આપેલ છે કે નહિ અને હોય તો તે હુકમ ઉપરના કે હુકમનામા ઉપરના વિવાદ તરીકે આપેલ છે તે જોવું જોઇએ. ૩૫/૪૫૯.

**૧. દરમ્યાનગીરી કયારે કરી શકાય:—**

—દલીલો કે વસ્તુતમાં શો પુરાવો છે તે સમજવામાં ભૂલ કરી હોય; પુરાવો હોય તે નથી અગર ન હોય તે છે એમ માની હકીકતનો નિર્ણય કર્યો હોય તો. ૩૮/૭૭૫; ૩૯/૭૪૩; ૩૯/૯૭૪; ૩૫/૨૮૯; ૩૬/૪૩; ૩૧/૧૦૫.

—થયેલ પુરાવો કાયદેસર પુરાવોજ ન હોય તો. ૩૧/૪૮૯.

—વિધાનો બહાર જઈ ઠરાવ કર્યો હોય તો. ૪૦/૩૪.

ખર્ચ સંબંધી હુકમમાં કાયદાના તત્વનો ભંગ કર્યો હોય તોજ. ૪૦/૧૧૦૪.

**૨, હકીકતના પ્રશ્નમાં દરમ્યાનગીરી,** કરવા અધિકાર નથી. ૩૧/૨૮; ૩૧/૧૦૫; ૩૩. પુ. ૨૭૯; ૩૭/૩૫૭; ૩૭/૭૫૫; ૪૦/૬૬૧.

—તેવા નિર્ણયમાં દરમ્યાનગીરી કરવાનો અધિકાર આ કલમથી મર્યાદીત કરેલ છે. પુરાવાના નિરક્ષણ ઉપરથી વિપરીત અનુમાન જણાય તેટલાજ ઉપરથી દરમ્યાનગીરી કરી શકાય નહિ. ૩૬/૩૬૩.

**૩. હકીકતના પ્રશ્નો:—**

—તકરારી જમીન કયા દસ્તાવેજમાંની કઇ મીલકતની છે તે. ૩૧/૧૮૬.

—પુરાવા ઉપરથી સાબીત માનેલી હકીકત. ૩૭/૭૫૫.

—તાકીદ મળવાના દાવામાં "પૈસાથી યોગ્ય બદલો મળશે કે કેમ" તે. ૩૧/૩૯૩.

—પટે આપનારે પટો સમાપ્ત કરવાનો હક્ક પોતાના વર્તનથી છોડી દીધો છે કે કેમ તે. ૩૧/૫૦૬.

—જમા ખરચની રકમો ખરી છે કે કેમ. ૪૦/૬૬૧.

—સંસ્થા સાર્વજનીક છે કે કેમ. ૩૬/૭૪૫.

—મિ. સ્વ. નિ. ક. ૫૩ મુજબ વેચનારના હક્ક વિષે ખરીદનારે તપાસ કરી હતી કે કેમ. ૩૭/૩૭૭.

—ત્થા તે કલમનો લાભ મળે કે નહિ. ૪૦/૯૮૫.

—હમા બાબતનો નિર્ણય. ૩૭/૫૧૩.

—વસિયતનામું કર્યું છે કે નહિ તે. ૩૨/૪૭૮.

—કોઈ સખસો વચ્ચે કયા પ્રકારની પરિસ્થિતી હતી તે. ૩૩/૨૭૪.

—દાવાબાકી ક્યારે કાઢી આપી તે. ૩૩ પુ. ૪૫૦.

—રીવાજ સાબીત છે કે કેમ. ૩૪/૨૯. વળી જુઓ નં. (૫).

**૪. કાયદા અને હકીકતના મિશ્ર પ્રશ્નમાં દરમ્યાનગીરી** કરી શકાય. ૩૧/૨૮.

—આવા કામોમાં કેટલી અને કેવી રીતે તપાસ કરવી જોઈએ તે બતાવ્યું. ૩૭/૩૭૭.

**૫. કાયદા અને હકીકતના મિશ્ર પ્રશ્નો:—**

—કબજો વિરોધપૂર્વક થયો છે કે કેમ તે. ૪૦/૧૭૫.

—નરવા વહિવટ સંબંધી નિર્ણય. ૩૧/૨૮.

—પ્રતિબંધનો બાધ નડે છે કે નહિ તે. ૩૬/૩૪૮.

—માલીકી સંબંધી પ્રશ્ન. ૩૧/૪૮૯.

—મિ. સ્વ. નિ. ક. ૫૩ મુજબ કરેલ તપાસ યોગ્ય ગણાય કે નહિ તે. ૩૭/૩૭૭.

—મુદત સંબંધિ પ્રશ્ન. ૩૬/૨૪૫.

—રિવાજ સંબંધિ પ્રશ્ન. ૩૭/૭૫૫; ૩૯/૨૨૩. જુઓ નં. ૩.

—હિન્દુ કુટુંબ વિભક્ત છે કે અવિભક્ત છે તે. ૩૭/૮૩૩.

**૬. કાયદાના પ્રશ્નમાં દરમ્યાનગીરી.**

—અગ્રાહ્ય અને ગેરકાયદે પુરાવા ઉપરથી નિર્ણય કર્યો હોય; કાયદેસર પુરાવાનો વિચાર કર્યો ન હોય; પુરાવા ઉપરથી નિકળતા અનુમાન દોર્યા ન હોય; કાયદાના તત્વોનું ઉલ્લંઘન કર્યું હોય અગર સમજવામાં ભૂલ કરી હોયતો કાયદાનો પ્રશ્ન ઉત્પન્ન થાય છે. ૩૫/૫૯૮; ૩૬/૩૯૫; ૩૬/૪૩,

—સાબીત માનેલી હકીકત ઉપરથીજ નીકળતી કાયદાની તકરાર બીજા વિવાદમાં પ્રથમજ પણ લઈ શકાય. ૩૧/૫૬૫.

૭. કાયદાના પ્રશ્નો :—

—"દ્વેષ", તથા "વ્યાજબી અને સંભવીત કારણ" ક્યારે ગણવું તે. ૩૨/૫૧,

—પુરાવા એક્ટ ક. ૯૦ પ્રમાણે અનુમાન દોરવાની મુખત્યારી કાયદાના ધોરણ પ્રમાણે વાપરેલ છે કે કેમ તે. ૩૬/૩૯૫.

—સાબીત માનેલ હકીકત ઉપરથી.

(૧) કાયદા પ્રમાણે નિકળતું અનુમાન કાઢ્યું છે કે નહિ તે. ૩૧/૨૧૯; ૩૫/૬૫૯; ૩૭/૮૩૩.

(૨) રિવાજનું અનુમાન કાઢવામાં કાયદાના તત્વોનું ઉલ્લંઘન થયું છે કે કેમ તે. ૩૪/૨૯; ૩૭/૭૫૫.

(૩) પટોશ હક્ક સાબીત થાય છે કે માલકી હક્ક સાબીત થાય છે કે કેમ તે. ૩૯/૮૬૯.

(૪) પંત્યાણું ઠરે છે કે કેમ તે. ૩૩/૨૭૪.

(૫) અગર તે તુટ્યું છે કે કેમ તે. ૩૮/૪૪૦.

વળી જૂઓ, પદ્ધતિ (તકરાર); તથા પરિ ૩૯ § ૨.

## ક. ૧૧૧. બીજો વિવાદ ચાલશે નહિ.

—ન્હાના દાવાના સ્વરૂપના રૂ. ૫૦૦ સુધીની રકમ બાબત દાવાના હુકમનામાની બજાવણીમાં થયેલ હુકમ ઉપર બીજો વિવાદ ન ચાલે. ૩૮/૧૭૩; ૩૭/૫૬૬; ૩૬/૨૪૨.

—રૂ. ૫૦૦ કરતાં વધારે રકમ માટે બજાવણી દરખાસ્ત હોય છતાં હુકનામુ ન્હાના દાવા ન્યાયા. નું હોય તો બિજો વિવાદ ન ચાલે. ૩૬/૮૪૬.

—આ કલમના પ્રસંગે પરિ. ૩૯ § ૨૩ ના આધારે કામ પાછું મોકલવાના ઠરાવ ઉપર વિવાદ ચાલે નહિ. ૩૯/૭૭૧.

—સરદાર ન્યાયા.ના ઠરાવોને પણ આ કલમ લાગુ પડે છે. ૩૮/૫૫૮.

**ન્હાના દાવાના સ્વરૂપના દાવા:—**

—ગેરકાયદે વસુલ લીધેલ રકમ માટે દાવો. ૩૮/૫૫૮.

—નુકશાનીની રકમ માટે દાવો (ચોપડા ઉપરથી હીસાબ કરવાનો હોય તોપણ) ૩૫/૧૭૭. (પાકની નુકશાની માટે) ૩૨/૨૯.

—બીનનોંધાએલ ગીરોખત ઉપરથી પૈસાનો દાવો. ૩૩/૨૬૩.

—વેચાણનો કરાર નકામો ગયાથી કીંમત પાછી લેવા દાવો. ૩૧/૫૬૩.

**પરંતુ** ફક્ત નુકશાનીની દાદ માટે દાવો ન હોય અને પૂર્વ સ્થિતિ પ્રાપ્ત કરાવી આપવાની પણ દાદ માગી હોય તે ન્હાનાદાવાના સ્વરૂપનો દાવો ગણાય નહિ. ૩૮/૮૪૫.

**ક. ૧૧૨. હકીકતના મુદ્દાનો નિર્ણય કરવાનો વરિષ્ઠ ન્યાયાધિશીનો અધિકાર.**

—પ્રાંત ન્યાયા.એ જે મુદ્દાનો નિર્ણય કર્યો ન હોય તો ક. ૧૧૨ પ્રમાણે પોતે કરી અગર પ્રાંત ન્યાયા. નો અભિપ્રાય મંગાવી વરિષ્ઠ કોર્ટે નિર્ણય કરવો જોઈએ. ૩૯/૮૦૧; ૩૬/૬૧.

—પ્રાંત ન્યાયા. એ લેખી પુરવો ગ્રાહ્ય નથી એમ ઠરાવી તેનો વિચાર મોઢાના પુરાવા સાથે કર્યો ન હોય, પરંતુ લેખી પુરાવો ગ્રાહ્ય હોય તો કામ પાછું મોકલવું જોઈએ. ૩૯/૬૬૦; ૩૯/૬૦.

વળી જૂઓ ક. ૧૧૦; તથા પદ્ધતિ. (તકરાર).

**ક. ૧૧૩. હુકમો ઉપર વિવાદો,** જૂઓ જે તે વિષય નીચે,

**ક. ૧૧૬. વિવાદ ન્યાયા. ના અધિકાર,** જૂઓ પરિ. ૩૯ § ૨૦.

**ક. ૧૨૧. અસાધારણ અરજ; તપાસણી.**

**કામ** એટલે મુકર્દમામાં નિકાલે કરેલ કોઈપણ તકરારી બાબત કે દરમ્યાન હુકમ. ૩૪/૪૦૩; ૩૬/૭૧૭.

—જેને સ્વતંત્ર અંક અપાય છે અગર જે સ્વતંત્ર સ્વરૂપનું ગણાય છે તે કામ. ૩૬/૭૧૭.

**તત્વો**—કાયદા પ્રમાણે કોર્ટ વર્તી છે કે કેમ તેટલુંજ જોવાય. પણ ઠરાવ બરાબર છે કે કેમ તે જોઇ શકાય નહિ. ૩૨/૩૦૨.

—ભારે અન્યાય થાય અગર ન્યાય થવો રહી જાય એવી ચૂક થઈ હોય તો અસાધારણ અરજ ચાલે. ૩૨/૩૦૨.

—અગ્રાહ્ય પુરાવો દાખલ કરી, પક્ષકારોના વિધાનો બાજૂએ મૂકી, ભળતીજ હકીકત સાબીત માની ઠરાવ કર્યો હોયતો અસાધારણ અરજ ચાલે. ૩૫/૩૯૬.

—ધોરણો બતાવ્યા. ૩૮/૭૬; ૩૭/૮૧૬; ૩૭/૫૨૨.

—બીજી રીતે દાદ મળવાની છુટ હોય ત્યાં અસાધારણ અરજ ન ચાલે. ૩૭/૬૭૫; ૩૩/૩૭૯; ૩૯/૪૩૧; ૩૪/૧૨૫; ૩૧/૩૪૮.

—પરંતુ નીચેની કોર્ટની હકીકત તથા કાયદો સમજવામાં ભૂલ થયેલી હોય તેવા કામોમાં અસાધારણ અરજ ચાલે, ૩૯/૪૩૧.

—કાયદાની ગેરસમજૂતને લીધે અયોગ્ય નીકાલ કર્યો હોય, અગર કાયદાના જે ધોરણો લાગુ કરવા જોઈએ તે કર્યા ન હોય તો ઠરાવ રદ કરવા ઉપલી ન્યાયા.ને અધિકાર છે. ૩૯/૩૫૮; ૩૦/૪૪૦.

**મધ્યંતરી હુકમની** તપાસણી કરી શકાય નહિ. ૩૪/૧૨૯.

—ન્યાયના કોઇ તત્વ વિરૂદ્ધ હુકમ હોય અને તેથી થતું પરિણામ સુધારવાનો તાત્કાળીક ઉપાય ન હોય તો દરમ્યાનગીરી કરી શકાય છે. ૩૪/૪૦૩.

—ન સુધરે તેવી મોટી ભૂલ થઈ હોય તોજ અધિકાર વાપરવામાં આવે છે. વિવાદનો માર્ગ હોય કે બદલો ન મળે તેવું નુકશાન થતું નહોય તો તપાસણી કરવામાં આવતી નથી. ૩૨/૩૯૦.

**મુખત્યારી ઉપર રાખેલી બાબતોમાં** સાધારણતઃ તપાસણી અરજ ન ચાલે. ૪૦/૧૧૨૮.

—મુખત્યારીનો, નીચે કોર્ટે મનસ્વી પણે ઉપયોગ કર્યોહોય અથવા પુરાવાનો અયોગ્ય વિચાર કર્યો હોય તો દરમ્યાનગીરી કરી શકાય. ૪૦/૨૫; ૪૦/૭૭૨.

વળી જુઓ મુદત નિ. ક. ૮ અને તેવા જે તે વિષયો નીચે.

**વિવાદ** ચાલતો હોય એવા કામોમાં દરમ્યાનગીરી કરાય નહિ. ૩૮/૭૩; ૩૮/૩૧૦; ૩૭/૪૮૪ (વિરૂદ્ધ. ૩૭/૭૦૨; ૪૦/૮૬.)

—તેથી પ્રાંત ન્યાયા. માંથી કામ પાછું ગયા બાદ અવલ કોર્ટે ફેંસલો કરી નાખ્યો હોય તો પ્રાંત ન્યાયા. ઠરાવ ઉપર અ. અ. ન ચાલે. ૩૨/૪૩૩.

—પ્રાંત ન્યાયા.માં વિવાદ ચાલતો ન હોય એમ છતાં ચાલે છે એમ માની ચલાવ્યો હોય તો નારાજ પક્ષકાર અ. અ. કરી શકે છે. ૩૮/૫૪૦.

—જ્યાં વિવાદ ચાલતો નહોય ત્યાં વિવાદને તપાસણી અરજ તરીકે ગણીને ચલાવી શકાય; પરંતુ જ્યાં વિવાદ ચાલતો હોય ત્યાં તપાસણી અરજને વિવાદ તરીકે ગણી શકાય નહિ. ૩૪/૧૩૧.

—તપાસણી અધિકાર વિવાદના બદલે નથી. ૩૬/૭૧૭.

**હુકુમતના પ્રશ્ન**ના નિકાલ ઉપર અ. અ. ચાલે. ૩૩/૬૦૬; ૩૭/૧૮૪.

—હુકુમત હોય પરંતુ ભૂલ ભરેલ નિકાલ કર્યો હોય તો અસાધારણ અરજ ચાલે નહિ. ૩૪/૧૨૫; ૩૭/૬૭૫.

**માત્ર કાયદાના પ્રશ્ન** સંબંધી ભૂલ હોય તો તે પ્રસંગે તપાસણી કરવા જરૂર નથી. ૩૩/૩૭૯; ૩૮/૨૪૦.

મુદતના પ્રશ્ન સંબંધે નીચેની ન્યાયા.એ ભૂલ કરી હોય તો યોગ્ય પ્રસંગે તપાસણી કરી શકાય. ૩૪/૮૪.

—મુળ ગીરાસની જમીન સરકારથી ખરીદ કરવાના ઉપનિયમ અન્વયે પ્રાંત ન્યાયા.એ કરેલ હુકમનામા ઉપર તપાસણી ન ચાલે. ૩૪/૫૯.

વધુ માટે જુઓ જે વિષય નીચે.

**ક. ૧૨૨. તપાસણી,** ન્હાના દાવા ન્યાયા. ના હુકમની:

—મુદતના પ્રશ્ન સંબંધે તકરાર જોઈ શકાય. ૩૩/૬૩૭.

**ક. ૧૩૩. દિવાની નિબંધનું લાગુપણું.**

—પરિ. ૯ બજાવણીમાં લાગુ નથી. ૩૧/૪૫૩. જુઓ ક. ૧૪૩

—કંપની નિબંધને આ નિબંધ લાગુ છે. અવલ જપ્તી આપી શકાય. ૩૧/૩૯૧.

**ક. ૧૩૬. પૂર્વસ્થિતિ પ્રાપ્ત કરાવી લેવી,**

વળી જૂઓ ક. ૪૮. (હપ્તા.) તથા મુદત નિબંધ. § ૧૬૧.

—બજાવણીમાં વસુલ લીધેલી રકમ પરત મેળવવાના હક્કનું સ્વત્વાર્પણ કરતી વખતે સ્વત્વાર્પણ કરી આપનારને તેવો હક્ક ન હોય, પણ સ્વત્વાર્પણું પછી તે હક્ક પ્રાપ્ત થાય તેથી તે સ્વત્વાર્પણના આધારે સ્વત્વાર્પણ કરાવી લેનારને અરજ કરવા હક્ક નથી. ૩૮/૧૯૩.

—મીલકત, ન્યાયા. એ બજાવણીમાંજ સોંપેલી હોવી જોઈએ તેવું ધોરણ નથી. બજાવણી સિવાય ઇતર રીતે પણ, પરંતુ હુકમનામા અન્વયે મેળવેલો લાભ પરત અપાવી પૂર્વસ્થિતિ પ્રાપ્ત કરી આપવાની ન્યાયાધિશાની ફરજ છે. ૩૬/૭૯૮. ૪૦/૧૦૭૧.

—હુકમનામાના દેણદાર પાસેથી વધારે વસુલ લીધેલ રકમ પાછી મેળવવા અરજ ચાલી શકે. ૩૪/૧૪૮; ૩૨/૪૯૭; ૩૯/૨૪.

—જૂદો દાવો કરવા જરૂર નથી. ૩૧/૪૫૩.

—વાદીનું હુકમનામું રદ થાય તો અવલ કોર્ટના હુકમનામાના આધારે વસુલ લીધેલ રકમ **વ્યાજ સાથે** પરત અપાવી શકાય. ૩૮/૨૫૦.

—જપ્તી દૂર કરવાનો અરજ મંજુર થવાથી દરખાસ્ત નામંજુર થયા બાદ જપ્તી દૂર કરવાનો ઠરાવ ઉપલી ન્યાયા. થી રદ થાય તો **દરખાસ્ત સજીવન થાય.** ૩૮/૮૩૧; ૩૯/૯૯૮.

—તેવીજ રીતે પાકો દાવો થઈ જપ્તી કાયમ રહે તો મુળ બજાવણી દરખાસ્તનું કામ પુનઃ સજીવન થાય છે. (મુદતનો પ્રશ્ન ઉત્પન્નજ થતો નથી.) ૩૩/૩૪૦. વળી જૂઓ પરિ ૨૧ § ૫૭.

—વાદીએ ભરવાની રકમમાંથી, વાદીને હુકમનામાથી અપાવેલ ખર્ચની રકમ મજરે કાપી શકાય; પરંતુ અવલ ન્યાયા. માં વાદીના ગેરલાભમાં હુકમનામું થયું હોય અને વાદીએ પ્રતિ. નો ખર્ચ આપવાનો હોય અને તે રકમ પ્રતિ. એ વસુલ લીધી હોય તો તેની **વજાવટ** કરી બાકીની રકમ ભરવી તે કાયદેસર નથી. પ્રતિ. એ વસુલ લીધેલ રકમ આ કલમ પ્રમાણે પરત માગી શકાય. ૩૯/૭૯૪.

ક. **૧૩૭ જામીનદારની જવાબદારી,** જામીન કદબાની શરતો તથા આજુબાજુની હકીકત ઉપરથી નકકી કરવાની છે. ૩૬/૪૫૫; ૩૭/૬૫૭. ૪૦/૧૧૬૮.

જામીન કદબાની શરત પ્રમાણે મુખ્ય દેણદાર વર્તે નહિ તો જામીન વિરૂધ્ધ હુકમનામાવાળાને દરખાસ્ત આપવા હક્ક છે. ૪૦/૧૧૬૮. ૩૯/૭૮૫.

—જામીન કદબાથી જાત જવાબદારી લીધી હોય તો જામીન વિરૂધ્ધ બજવણી ચાલી શકે. ૩૯/૭૮૫.

—જામીન ખત કોઈ વિશિષ્ટ માણસના નામથી થયું ન હોય તો પણ તેનો અમલ ન્યાયા. કરી શકે છે. ૩૯/૭૮૫.

—જે ન્યાયા.ને જામીનખત લખી આપ્યું હોય તે ન્યાયા. પુરતીજ પોતાની જવાબદારી છે એમ કદબામાં લખ્યું ન હોય તો દાવાનો આખર નીકાલ થાય તેટલી રકમ માટે જવાબદારી છે. ૩૯/૫૮૪; ૩૭/૬૫૭. ( પણ જુઓ ૩૬/૪૫૫ )

—પરિ. ૩૯ § ૫ ના પ્રસંગે પણ તેજ ધોરણ છે. ૩૬/૪૫૫.

—જામીનખતમાં દર્શાવેલી **રકમ** કરતાં વધારે જવાબદારી પડે નહિ. ૩૯/૫૮૪.

—નિશ્ચિત રકમ માટે જવાબદારી લીધી હોય તો **વ્યાજ** માટે જવાબદારી પડે નહિ. ૩૮/૨૫૦.

—મિલકત રજુ કરવા થએલ જામીન વિરૂદ્ધ, દેણદાર તે રજુ ન કરે તો, બજાવણી થઇ શકે. ૩૯/૬૪૪..

—ખર્ચ માટે આપેલ જામીન વિરૂદ્ધ બજવણી કરી શકાય. ૩૩/૪૯૦.

—જામીનદારે પ્હેલી દરખાસ્તમાં રૂા. ૫૦) ભરેલા. તેજ કામ આગળ ચલાવવા આપેલ નવી દરખાસ્તમાં પણ જામીનદાર જવાબદાર છેજ. ૪૦/૫૬૮.

—હુકમનામામાં ફેરફાર કરી દેણદારને હપ્તા કરી આપવાથી ( રાજ. કરાર નિ. ક. ૧૫૦ ) જામીન મુક્ત ન થાય. ૩૯/૭૮૫.

—દેણદારની સાન મીલકત વેચતાં હુકમનામાની રકમ પુરી કરવામાં જેટલી રકમ ખૂટે તેટલી દેણદાર ન ભરે તો ભરી દેવા જામીને જવાબદારી લીધી હતી. સાન મીલકતની હરરાજી થતાં, અને ખુટતી રકમ દેણદારે ન ભરવાથી હુકમનામાવાળાએ જામીન વિરૂદ્ધ દરખાસ્ત આપી તેની મીલકત જપ્ત કરાવી. દરમ્યાન, થયેલ હરરાજી રદ કરી નવી હરરાજી કરવા પ્રસંગ ઉભો થયો. તે કામે ઠરાવ્યું કેઃ—આપેલ દરખાસ્ત અકાલિક નહતી, પણ ફરી થનાર હરરાજીનું કામ પુરૂં થતાં સુધી કરેલ જપ્તી કાયમ રાખી બજાવણીનું કામ તહકુબ રાખવું જોઈએ. ૪૦/૧૧૬૮.

—જામીનખતથી સ્થાવર મિલકત ઉપર બોજો ઉત્પન્ન કર્યો હોય તો આ કલમ લાગુ કરી શકાય નહિ. ૩૯/૭૮૫.

—પરંતુ તેજ સ્થાવર મીલકતને બોજા વિનાની ગણી, જપ્તીમાં લઈ હરરાજ કરાવવા માગણી હોય તો દરખાસ્ત ચાલવા હરકત નથી. ૩૯/૭૮૫.

—હુજુર વિવાદ નિયમ ક. ૧૪ (૧) क પ્રમાણે થયેલ જામીનને આ કલમ લાગુ નથી. ૪૦/૧૭૧.

—જામીન બાબત થયેલ, વિવાદ-કોર્ટના ઠરાવમાં, જામીન લાયક નથી અગર વધારે અથવા બીજો જામીન લેવા બાબત અરજ ઉપરથી ડખલગીરી કરવા અવલ-કોર્ટને હુકમત નથી. ૩૭/૩૯૬.

વળી જુઓ પરિ. ૩૬ § ૩; પરિ. ૩૯ § ૫.

**ક. ૧૪૦.** કરારનો વિશેષ રીતે અમલ કરાવવાના હુકમનામામાં વેચાણની કીંમત તથા વેચાણ લેખના ખર્ચની રકમ ભરવા ઠરાવેલી મુદત વધારવા અધિકાર છે. મુદત નિબંધમાં મુદત માફ કરવા માટે વિલંબ થયાના કારણો ચોક્કસપણે સાબીત કરવાની આવશ્યકતા રાખી છે તેવું ધોરણ લાગુ કરવાનું નથી. ૩૯/૭૯૪.

—જ્યાં અમુક કૃત્ય અમુક વખતમાં પ્રતિવાદીએ કરવું એવું હુકમનામામાં ઠરાવેલું હોય ત્યાં આ કલમ લાગુ કરી મુદતમાં વધારો કરી શકાય નહિ ૪૦/૧૧૪૧.

**ક. ૧૪૨. ન્યાયા.ની ખુટતી લાગત,** મુદત અંદર દાખલ કરેલ દાવા, વિવાદ વિ. અરજને, પાછળથી મુદત બહાર ભરવામાં આવે તો પણ તે મુદત બહાર ગણાય નહિ. ૩૭/૧૭૦; ૩૬/૬૫; ૩૩/૧૪૧.

—તેમજ ચાર વાદીઓ પૈકી બે વાદીઓ ખુટતી લાગત ભરે તેટલા ઉપરથી, દાવો યોગ્ય રીતે દાખલ થયેલો હોય તેમાં, કાંઇ ફેર પડતો નથી. ૩૬/૬૫; ૩૩/૧૪૧.

—લબાડી ન હોય તો ખુટતી લાગત ભરી આપવા મુદત આપવા ન્યાયા. ને અધિકાર છે. ૩૭/૧૭૦.

**ક. ૧૪૩. અંગત અધિકાર,** નિબંધથી જે બાબત ખુલાસો ન હોય ત્યાં ન્યાય બુદ્ધિથી વાપરવો જોઇએ. ૩૧/૫૧૨.

—કામના પરિણામે જે ઇન્સાફ થાય તેનો હેતુ નિષ્ફળ થતો અટકાવવા માટે વાપરવો જોઇએ. ૩૭/૩૯૬.

—પરંતુ ન્યાયા. ને હકુમતજ ન હોય અથવા ઇલાહીદા રીતે દાદ લેવા પક્ષકારને માર્ગ હોય તો વાપરવાનો નથી. ૩૩/૪૩૪.

—સરકારી ખાતા વિરૂદ્ધ દાવો ચાલુ છતાં ખાતુ તે દાવાની રકમ વસુલ કરવા પ્રયત્ન કરે તો **મનાઇ હુકમથી** તેમ થતું અટકાવવું જોઇએ. ૩૧/૫૧૨.

—ફાઇલથી દૂર કરેલ **બજાવણી દરખાસ્ત** ફરી ફાઇલ ઉપર લેવા હુકમ કરી શકાય. ૩૩/૬૬૯.

**અ**ના **બ** વિરૂદ્ધ હુકમનામાની બજાવણીમાં **ક**ના દાવાથી હરરાજી બંધ રાખવા મનાઇ હુકમ આપવામાં આવેલ હતો. **ક**ના **બ** વિરૂદ્ધના હુકમનામાની બજાવણીમાં હરરાજી બંધ રાખવા **અ**ની માગણી આ કલમ પ્રમાણે મંજુર કરવી જોઇએ. ૩૯/૯૭.

—કરારદાદમાંના હપ્તાની રકમ રૂ. ૨૫૭–૪–૦ પૈકી પ્રતિવાદીની ગેરસમજથી કે ભૂલથી માત્ર ૦–૪–૦ જેટલી જુજ રકમ વખતસર ભરાઇ ન હોય તો હપ્તો પડયો ગણી છુટ મુકેલી રકમ સહ બાકી લ્હેણી રકમ વસુલ લેવાની હુકમનામાવાળાની દરખાસ્ત નામંજુર કરવા ન્યાયા. ને અધિકાર છે. ૪૦/૧૧૪૧

વળી જૂઓ પદ્ધતિ.

**તપાસણી અરજ**, આ કલમ નીચે કરેલ ઠરાવ ઉપર ચાલે. ૩૩/૬૬૯.

ક. ૧૪૪. કામ વિવાદમાં ગયું હોય તેટલાથીજ અસાધારણ અરજના કામે **દુરસ્તી કરવાનો અધિકાર** વાપરવામાં બાધ નડતો નથી. ૩૯/૧૫૮.

આખરનું હુકમનામું કરવાના પ્રસંગે પ્રાથમિક હુકમનામા પ્રમાણે બરોબર કરવું રહી ગયું હોય તો ન્યાયા. પોતે થઈને કે પક્ષકારની અરજ ઉપરથી ગમે તે વખતે સુધારી શકે છે. ૩૯/૧૫૮.

**તપાસણી અરજ** ચાલે નહિ. ૩૩/૪૮૮.

ક. ૧૪૫. પ્રતિ. મરણ પામેલો છતાં તેનું નામ પ્રતિવિવાદીમાં દાખલ કરી કરેલ વિવાદમાં પક્ષકારના નામમાં યોગ્ય તે **દુરસ્તી** કરવાનો કે કરાવી લેવાનો ન્યાયા.ને અધિકાર છે. ૩૬/૮૬૮.

## પરિશિષ્ટ ૧. ફરિયાદના પક્ષકારો બાબત.

§. ૧. જુઓ §. ૧૦.

§. ૪; તથા પરિ. ૨. **તપાસણી અરજ**:—તમામ પુરાવો થયા છતાં ગુણદોષ ઉપર નીકાલ નહિ કરતાં, દાવાનાં અનેક કારણો એકત્ર કર્યા છે તેથી અમુક પ્રતી. ને કમી કરવો કે તેવાજ બીજા ઠરાવ ઉપર ચાલે. ૩૪/૩૯૭.

§. ૫. એજ ધોરણ:—૩૪/૩૯૭.

**§. ૮. ઘણા પક્ષકારો પૈકી કેટલાકે કામ ચલાવવા બાબત.**

—બીન નોંધેએલ મંડળ તર્ફે મંડળની સભાએ નીમેલા સખસોના નામથી દાવો કરેલો તેમાં ન્યાયા.એ આ રકમ પ્રમાણે તજવીજ કરી હતી. ઠરાવ્યું કે, દાવો યોગ્ય છે. ૩૮/૬૯૮.

§ ૯-૧૦—ધર્મશાળાના વહીવટ સંબંધી દાવામાં અમુક જાતીએ આગળ કરેલો હક્ક બીજાઓએ નાકબુલ કર્યો હતો. ઠરાવ્યું કે,

દાવો લાવનાર જ્ઞાતિના તમામ સખસોને સૂચના આપવાની જરૂર છે, તેમજ સામા તડવાળાને પક્ષકાર કરવાની આવશ્યકતા છે. ૩૯/૫૩.

## § ૧૦, પક્ષકાર ઉમેરવા ન્યાયા. નો અખત્યાર,

વળી જૂઓ ક. ૯૦.

"**फरीयादमां नीकळनारी बधी तकरारो**" નો અર્થ પક્ષકારો વચ્ચે નીકળનારી બધી તકરારો એવો છે. પ્રતીવાદી સ્વતંત્ર રીતે જવાબદાર હોય ત્યાં ત્રાહીતની હાજરીની જરૂર નથી. ૩૮/૧૦૯.

—જેને વાદી કે પ્રતિવાદી તરીકે દાખલ કરવો જોઈતો હતો અગર બધી તકરારોનો યથાર્થ અને પુરો નિર્ણય કરવા માટે જેની હાજરીની જરૂર હોય તેને ગમે તે વખતે ઉમેરી શકાય છે. (પ્રાથમીક હુકમનામા પછી પણ). ૩૭/૩૪૨.

—ખોટા શખ્સના નામથી દાખલ કરેલ દાવામાં ખરા વાદીનું નામ, શુદ્ધ બુદ્ધિની ભૂલ હોય તો, દાખલ કરવા ન્યાયા.ને અધીકાર છે. ૩૭/૬૮૬.

—દાવાનું સ્વરૂપાંતર થાય તેવી રીતે કોઈને પક્ષકાર તરીકે દાખલ કરી શકાય નહિ. ૩૮/૩૫૨.

—ઘણો ગુંચવાડો થાય તેમ હોય ત્યારે મુખત્યારી વાપરવી નહિ. ૩૬/૫૪૯.

—જેને અવશ્ય પક્ષકાર કરવો જોઈએ તેને પક્ષકાર કર્યો ન હોય તો હુકમનામું કે બજાવણી તેને બંધનકારક થતા નથી. ૪૦/૧૦૯૯; ૩૬/૬૨૪.

—હિન્દુ કુટુંબના કર્તાએ કરેલ દાવામાં બીજા સહભાગીઓ વસ્તુતઃ (Constructive) **પક્ષકાર** છે એમજ ગણાય. ૩૨/૧૭૩.

**અવશ્યના પક્ષકારો:**—વળી જુઓ ક. ૧૦૨; પરિ. ૩૩ § ૧.

—વિધવાનો વ્યવહાર રદ્દ કરવાના ઉત્તરાધિકારીના દાવામાં, દત્તક પુત્ર, ૩૧/૬૦૩.

—વૈકલ્પીક માગણી સાથે સંબંધ રાખનારને પ્રથમથીજ પક્ષકાર કરવો જોઈએ. ૩૧/૨૯૪.

—વહેંચણીના દાવામાં કોઈ સહ ભાગીદાર પાસેથી ગિરો રાખનાર, ૩૧/૩૧૮.

**પક્ષકાર કરવાની જરૂર નથી.**

—જે ભાગીદારના ભાગે લ્હેણું ગયેલ હોય તેણે કરેલ દાવામાં, બીજા ભાગીદારોને, ૪૦/૮૮૫.

—લીકવીડેટર બધા લ્હેણદારોનો પ્રતીનીધી છે; તેથી તેની સાથે લેણદારોને, ૩૫/૧૬૬.

—સરીલ હક્કના દાવામાં વેચાણ આપનારને, ૩૨/૪૦૪.

—સહભાગીઆ તરીકેનો હક્ક સ્થાપન કરી સમાઇક કબજો મેળવવા માટે કરેલ દાવામાં હક્ક ઈન્કાર કરનાર સહભાગીઆ શિવાય બીજા સહ-ભાગીદારોને, ૩૭/૬૪૨.

**સરકારના** હક્ક હિત સંબંધનો કોઇ પણ પ્રશ્ન ઉપસ્થિત થતો ન હોય ત્યાં સરકારને, ૩૩/૪૧; ૩૮/૨૩૪.

સેટલમેન્ટખાતાનો વતનની નોકરી બાબત ઠરાવ હોય, તેમજ ભાગીદારોનો પણ ખાનગી કરાર હોય ત્યાં આવા કરાર ઉપરથી દાવામાં, ખાતાને, ૪૦/૯૨૦.

**પદ્ધતિ;** પ્રતિવાદીને પક્ષકારમાંથી કમી કરવાનો ન્યાયા.નો ઠરાવ થયા પછી પ્રતિ. ને પક્ષકારમાં ફરી દાખલ કરવા વાદીની અરજીને ફેર તપાસણી અરજ ગણવી જોઈએ. ૩૮/૭૬.

**તપાસણી અધિકાર,** પક્ષકાર ઊમેરવાના હુકમ ઊપર વાપર્યો. ૩૮/૧૦૯.

## પરિશિષ્ટ ૨. ફરિયાદ તૈયાર કરવા વિષે.

### § ૨ દાવાના સઘળા વિષયનો સમાવેશ કરવો જોઇએ.

—કરારનો ભંગ અને ભંગને લીધે નુકશાન એ બે મળીને દાવાનું કારણ ઉત્પન્ન થાય છે નુકશાન કે ઈજા થઈ ન હોય તો દાવો ન ચાલે. ૩૧/૧૨૯.

દાવાનું કારણ એનો અર્થ બતાવ્યો. ૩૯/૨૭૦.

—કોઈ જવાબદારીની રૂઈએ એક પછી એક ઉત્પન્ન થતા દાવાના હક્કો, દાવાનું એકજ કારણ છે. ૩૪/૩૯૭.

—પ્રથમના દાવામાં જે દાદ માગી શકાય તેમ ન હોય તે અદલ બીજો દાવો ચાલે. ૩૯/૨૬૪.

—ગેર હક્કે કબજેદાર વિરૂદ્ધ કબજો પાછો મેળવવા તથા દરમ્યાન ઊત્પન્નની દાદ પૈકી એકજ દાદ પ્રથમના દાવામાં માગેલી હોય તો બીજી દાદ બાબત દાવો પાછળથી ચાલી શકે છે. ૩૯/૧૩૬.

—બારખલી તપાસમાં માલકી હક્ક આગળ નહિ મુકવાથી માલકી હક્ક વીષે પ્રશ્ન ઊઠાવી શકાય નહિ તેવું નથી, કારણ કે તે તપાસમાં માલકીનો પ્રશ્નજ હોતો નથી. ૩૭/૧૦૯.

—दरम्यान उत्पन्न, દાવા પછીની, માટે જુદો દાવો ચાલે. ૩૦/૬૦૫.

§ ૩ (૧) **દાવાનાં કારણો એકત્ર કરવા:**—પંસાળુ આટોપવા દાવો, જુદા જુદા વખતે જૂદા જૂદા ભાગીદારો હોય છતાં, એકજ દાવો ચાલે. ૩૯/૨૭૦.

—અનેક કારણો એકત્ર કર્યાથી દાવો રદ ન કરતાં §. ૬ અગર પરિ. ૧ § ૨ પ્રમાણે હુકમ કરવો જોઈએ. ૩૧/૫૪૭; ૩૯/૨૭૦.

—જુદા જુદા પ્રતીવાદી વિરૂદ્ધ જુદા જુદા કારણો એકત્ર કર્યા હોય તો રકમ. ૬ લાગુ પાડવી જોઇએ. ૩૨/૩૩૭.

—વહેંચણીના દાવામાં, મિલકત કેટલાક પ્રતિવાદીઓ સાથે સહીયારી હોય અને કેટલાક સાથે મઝીયારી હોય તોપણ જુદા જુદા દાવાના કારણો જુદા જુદા પ્રતીવાદીઓ સામે ભેગા કર્યા કહેવાય નહિ. ૩૧/૫૪૭.

—એકત્ર કરેલ કારણોને લીધે દાવો ન્યાયા. ની પૈસાની હકુમત બહાર જતો ન હોય અને હુકમનામું થઈ ગયું હોય તો **વિવાદ ન્યાયા.** એ રદ કરવો ન્યાયસર નથી. ૩૧/૫૪૭.

—યાદીમાં બતાવ્યા પ્રમાણે મીલકત પોતાની પાસે છે એમ અરજદારે પ્રતીજ્ઞા ઊપર કહ્યા પછી, તેથી વધુ મીલકત નથી એમ તેણે બતાવવાનું નથી; પણ તે લ્હેણદારોએ સાબીત કરવાનું છે. ૩૯/૫૯૫.

ક. ૨૪. (૨) વસુલદારે નાદાર પાસે માગેલી ખર્ચની રકમ તેણે નહિ ભરવાથી **અરજ કાઢી નાખવી** એવો હુકમ કરી શકાય નહિ. ૩૯/૩૦૪.

**ક. ૨૯. નાદારીનો હુકમ થયાનું પરિણામ:** વળી જૂઓ હુકમનામું.

**અવલ જપ્તી પછી નીમાયેલ વસુલદારને** અવલ જપ્તીવાલી મીલકત સંપ્રાપ્ત થાય છે. તેથી તે બજાવણીમાં વેચી શકાય નહિ; તેમજ અવલ જપ્તી મેળવનારને કાંઇ પણ હક્ક મલે નહિ. ૩૬/૪૪૩.

**નાદારીનું કામ ચાલુ હોય** તો નાદારી કોર્ટની પરવાનગી વીના દાવો ચાલી શકે નહિ. ૪૦/૭૬૨; ૪૦/૧૦૯.

—દાવો કર્યા પછી પાછળથી પરવાનગી મેળવી હોય તો તે કાયદેસર નથી. ૪૦/૧૦૯.

—નાદાર વીરૂદ્ધ બજાવણીમાં જપ્ત થયેલી મીલકત ઊપર ત્રાહીતની અરજથી જપ્તી દુર થઈ તે મીલકત નાદાર વીરૂદ્ધના હુકમનામા પેટે વીક્રીને પાત્ર છે એવું ઠરાવવાના દાવા (દિ. નિ. પરિ. ૨૧ ક઼ે ૬૩.) માટે કોર્ટની પરવાનગી જોઇએ. ૪૦/૧૦૯. (૩૬/૨૩૬.)

—છુટકારાની અરજી નામંજુર થવાથી નાદાર ઠરાવ્યાનો ઠરાવ આપોઆપ રદ થાય છે એમ હંમેશાં કહી શકાય નહિ. તેથી છુટકારાની અરજ નામંજુર કરી હોય, ને નાદારની મીલકત વસુલદારના કબજામાં હોય અને તે બાબત કાંઈ હુકમ ન કર્યો હોય, તો નાદારીનું કામ ચાલુ છે એમ સમજવું જોઇએ. ૪૦/૭૬૨.

—ક. ૪૨ મુજબ નાદારીનો ઠરાવ રદ કરવામાં આવ્યો હોય એટલાજ ઊપરથી નાદારીનું કામ બંધ પડે છે એમ નથી. ૪૦/૯૪૨.

—છુટકારાની અરજી નામંજુર કરી હોય ને નાદારીનો ઠરાવ રદ કર્યો ન હોય, પણ તે કામમાં કાંઇપણ કરવાનું બાકી ન હોવાથી

નાદારીનું કામ નીકાલમાં કાઢવામાં આવ્યું હોય તો કામ ચાલુ છે એમ ગણાય નહિ. ૪૦/૭૬૨.

—છુટકારાનો અરજ નામંજુર થયો હોય પરંતુ નાદાર ઠરાવ્યાનો હુકમ રદ કરવામાં આવ્યો ન હોય ત્યાં સુધી કામ ચાલુ છે. એમ ગણવું જોઇએ. ૪૦/૧૦૯.

ક. ૨૭ (૫) નીર્વાહ માટે રાખી શકાતી હોય તે નાદારની "મીલકત" નથી. ૪૦/૬૦૨.

**ક. ૩૨. લેહેણાનું પત્રક.** જૂઓ હુકમનામું.

**ક. ૪૦–૪૧. છુટકારા સંબંધે.** જૂઓ ક. ૨૭ (૨)

છુટકારા માટે નાદારની અરજનો વીચાર કરતાં અગાઉ દેણદારની મીલકત ભેગી કરવી જોઈએ. નાદારના સ્વત્વાર્પણ પૈકી કેટલાં ટાળવાજોગ છે તે, તથા કેટલાં લેણાં સાબીત માનવા જેવાં છે તે, ઠરાવવું જોઈએ. ઉપરની બધી બીનાઓ બાબત નિર્ણય કર્યા વગર ક. ૪૧ (૧) માં જણાવેલી બાબતોનો નીકાલ થઈ શકે નહિ. ૪૦/૪૬૪.

—છુટકારો આપતી વખતે ન્યાયાધિશીએ ધ્યાનમાં રાખવાની બાબતો બતાવી. ૩૯/૩૧૬.

**क.** નાદારની મીલકત, તારણ વગરના દેવાની રકમના રૂપીયે આઠ આના કરતાં વધારે કીંમતની હોય તો છુટકારો આપવા ના પાડી શકાય નહિ. ૩૯/૬૦૨.

**ग.** મુળનોજ ધંધો ચાલુ રાખવો તેમ નથી; ગમે તે ધંધો કર્યો હોય તેનો સમાવેશ આ પેટા કામમાં થાય છે. ૩૯/૩૧૬.

ક. ૪૨ નાદારનો વકીલ છુટકારા માટે અરજી કરી શકે છે. ૩૬/૮૭૩.

—નાદારીનો ઠરાવ રદ કર્યા છતાં વસુલદારની નીમણુંક ચાલુ રાખી હોય તો તે કાયદેસર છે. ૪૦/૯૪૨.

**ક. ૪૩. છુટકારાના હુકમની અસર.** નાદારની મીલકત જપ્ત થયા પછીપરરાજ્યના વસુલદારને નાદાર સ્વત્વાર્પણ કરી આપે તો તેથી તે વસુલદારને કાંઈ પણ મળતું નથી. ૪૦/૩૪૬.

/

**ક. ૫૦. લ્હેણદારોના બજાવણીના હક વિષે.** નાદારીની અરજ દાખલ થતા પહેલાં નાદારની મીલકતના વેચાણનો બજવણી ન્યાયાધિશીમાં આવેલ અવેજ (દિ. નિ. પરિ. ૨૧ § ૬૪) નાદારી કોર્ટને કે રીસીવરને તાબે લેવા અધીકાર નથી. ૩૯/૨૭૫.

**ક. ૫૧. બજાવણીમાં લીધેલ મિલ્કત વિષે.** બજવણીમાં મીલકત વેચતાં પહેલાં નાદારીની અરજી દાખલ થયેલી હોયતો મહાલ ન્યાયાધિશીએ તે મીલકત વસુલદારને સ્વાધીન કરવી જોઈએ. મીલકત વેચાઇ હોય તોપણ વેચાણના પૈસા દરખાસ્તવાદી રાખી શકે નહિ. (ક. ૫૦.) ૩૬/૪૪૩.

**ક. ૫૨. દેણદારે કરેલ સ્વત્વાર્પણો વિષે.** જે તારીખે અરજી દાખલ થઈ તેજ તારીખે નાદારીનો હુકમ થયો છે એમ માનવું જોઇએ; તેથી અરજીની તારીખ પહેલાંના બે વરસની અંદરનાં સ્વત્વાર્પણનો આ કલમમાં સમાવેશ થાય છે. ૩૮/૬૭.

**ક. ૫૫–૫૮. વસુલદારની ફરજો અને અધિકાર.** અવીભક્ત મીલકત બીજા સહભાગીઓના કબજામાંથી કાઢી લેવાનો વસુલદારને અધીકાર નથી. દેણદારનો ભાગ જુદો પડાવી લેવા અગર તેનાં નાણાં કરવા વસુલદારે તજવીજ કરવી જોઈએ. ૩૯/૪૪૮.

—જે અધીકાર નાદાર વાપરી શકે તે અધીકાર વસુલદાર પણ વાપરી શકે છે. ૩૯/૫૪૮.

—રીતસર સ્વત્વાર્પણનો નોંધેલો લેખ કરી આપ્યા શિવાય ખરીદદારને કંઇ હક્ક પ્રાપ્ત થતો નથી. આવા વેચાણમાં માલકીની હામી આપેલી ગણાય છે. ૩૨/૪૧૭.

## નાદાર દેણદારો સંબંધી નિબંધ અન્વયે નિયમ.

ક. ૨૨ જ્યારે દેણદાર પાસે મીલકત હોય ત્યારેજ આ કલમ લાગુ થાય છે. વસુલદાર નિમાયેલ હોય ત્યાં લાગુ નથી. ૩૯/૩૦૪.

**નાદારી,** જૂઓ (૧) દિ. નિ. પરિ. ૩૨; (૨) નાદાર દેણદાર નિબંધ.

**નાસાબીત વિવાદ.** જુઓ ફો. કા. ચ. રી. નિ. ક. ૪૩૯–૪૪૦.

# નાહના દાવા ન્યાયાધિશી વિષે નિબંધ.

**ક. ૭. હકુમત.** નાહના દાવા ન્યાયાધિશ અને સાધારણ દાવા ન્યાયાધિશ તેના તેજ હોય પણ ન્યાયાધિશીઓ જુદી જુદી છે. ૩૬/૭૦૨.

—યોગ્ય રીતે દાખલ થયેલ સાધારણ દાવો પાછળથી થયેલ ફેરફારને લઇને નાહના દાવાના સ્વરૂપનો થતો હોય તેટલાજ ઉપરથી તે નાહના દાવામાં વર્ગફેર કરી શકાય નહિ. ૩૨/૩૩૭.

—હકુમતનો નીર્ણય દાવાના મુળ સ્વરૂપ ઊપરથી કરવો જોઇએ. પેટા અરજ ઊપરથી નાહનો દાવો થતો હોય, પણ મુળ દાવો સાધારણ દાવો હોય તો તે સાધારણજ ગણવો જોઈ એ. ૪૦/૮૮૧, ૩૨/૩૩૭.

—દાવા અરજી ઉપરથી ન્હાનો દાવો છે કે કેમ તે ઠરાવવાનું છે. પુરાવા ઉપરથી નહિ. ૩૬/૮૪૧.

—પરિશિષ્ટમાં નમુદ કરેલ દાવાઓ શિવાયના પ્રકારના દાવાઓ સાંભળવા નાહના દાવા ન્યાયાધિશીને અધીકાર હોઈ તેવા દાવાઓ મહાલ ન્યાયાધિશી ચલાવે તો તે હકુમત બહાર છે. ૩૬/૭૭૫.

—કંપનીના ભાગીદારે ભાગની રકમ મુદતસર નહિ ભરવાથી ભાગ જપ્ત થયા પછી ભાગની બાકી રહેલી રકમ વસુલ કરવાના દાવા નાહના દાવા છે. ૩૯/૫૬૩; ૩૪/૪૭૨.

—ઇન્ટિર પ્લીડરના સ્વરૂપના દાવા સાંભળવા હકુમત છે. ૩૯/૨૭૩.

**ક. ૮. સામો દાવો,** ન્યાયાધિશીની હકુમત ઉપરાંતની રકમ બાબતનો, દાખલ થઈ શકે નહિ. ૩૬/૨૬૧.

**ક. ૧૦.** બદલી થઇ આવેલા ન્યાયાધિશને અધીકાર ન હોયતો દાવા સાધારણ બોર્ડમાં દાખલ કરવા જોઇએ. પરંતુ ન્યાયાધીશ ચાર્જ લે તે પહેલાં દિ. નિ. ક. ૩૦ મુજબ તેવા કામો વર્ગફેર કરવામાં આવે તો દિ. નિ. ક. ૩૦ (૪) મુજબ વિવાદ ચાલી શકે નહિ. ૩૭/૭૪૦.

**ક. ૧૧. દિવાની નિબંધનું લાગુપણું**, જુઓ દિ. નિ. ક. ૫. તથા પરિ. ૧૮ § ૧૨.

**ક ૧૨. દાવા અરજી પરત આપવા હુકમમાં** દર્શાવેલ કારણો શિવાયના કારણથી કરી શકાય નહિ. ૩૨/૨૬૧.

હિન્દુ અવિભક્ત કુટુંબની જંગમ મીલકત, કુટુંબના સમાપીત પાસેથી કબજે લેવા દાવો ન્હાનો દાવો નથી. ૩૬/૩૯૩.

—સ્થાવરથી રકમ વસુલ કરવાના દાવા ન્હાના દાવા નથી. પણ સ્થાવરના લીધે કે તેના સબંધમાં કરાર થયો હોય તો કરાર ઉપરથી મળવાની રકમ માટેના દાવા નાહના દાવા છે. ૩૨/૧૬૩: ૩૧/૫૬૩.

—પૈસા વસુલ લેવા દાવો સ્થાવર સબંધી હોય, છતાં તેને લગતો દાવો નથી. તેથી સાધારણ દાવા ન્યાયા.માં તે રજુ કરવા પાછા અપાય નહિ. હક્કનો પ્રશ્ન માત્ર અનુસંગીક છે. (ભાડા બદલ) ૪૦/૭૨૩; (નુકશાની બદલ) ૩૨/૨૯.

—દાવો નાહનો દાવો હોઈ સામો દાવો સાધારણ દાવો હોય તો બંન્ને સાધારણ દાવા તરીકે ચલાવવા હુકમ કરવો જોઈએ. ૪૦/૫૦૩.

**ક. ૧૬ તપાસણી અધિકાર** વાપરવા સંબંધે વરીષ્ઠ ન્યાયાધિશીની મુખત્યારી છે. ૩૯/૭૦૫.

—એકંદર પુરાવાનો સમગ્ર વીચાર કરી, કરેલ ઠરાવમાં દરમ્યાનગીરી કરવા ના પાડી શકાય. ૪૦/૭૩૦.

—મુદતનો પ્રશ્ન જોઈ શકાય. ૩૩/૬૩૭.

§ ૭. ખાતાની રૂઇએ લેણી રકમ, ઘરેણે મુકેલી જંગમ મીલકતથી તથા જાતથી વસુલ લેવા દાવો નાહનો દાવો છે. ૩૬/૩૨૦.

§ **૨૭. વરાડ સબંધી,** એજ ધોરણ, ૩૧/૨૮૯.

§ **૨૯. મૃત્યુપત્ર** ઉપરથી ગ્રાહીત વિરૂદ્ધ દાવો ન્હાવો દાવો છે. ૩૩/૪૧૩.

—વારસાઈ હક્કથી જંગમ માલ લેવાનો દાવો નાહનો દાવો નથી. ૩૧/૬૩૬.

—Executor (મૃત્યુપત્ર ચલાવનાર) પાસેથી જંગમ મીલકત કબજે લેવા legatee ના દાવાને આ રકમ લાગુ પડે છે. દાવાનું કારણ મૃત્યુપત્ર શીવાય બીજું કંઈ ન હોય તેવા દાવા § ૨૯ માં આવે છે; પરંતુ મૃત્યુપત્ર શીવાય બીજી કેટલીક બાબતો મળી દાવાનું કારણ હોય ત્યાં §૨૯ લાગુ નથી. Executor મૈયતનું કરજ વસુલ કરવા દાવો કરે તેને §.૨૯ લાગુ નથી. ૩૯/૬૪૬; ૩૩/૪૧૩

§. ૩૦ (૩) પંત્યાળાને, એક ભાગીદારે ધીરેલાં નાણાંના ખાતા ઉપરથી લ્હેણી પડતી મુકરર રકમ વસુલ કરવાનો દાવો નાહનો દાવો નથી. ૩૯/૨૮.

§ ૩૨. મુકરર રકમ વસુલ લેવા આડતીયાએ મુખ્ય વીરૂદ્ધ કરેલ દાવામાં હિસાબ લેવાની જરૂર પડે તો પણ તે **હિસાબ લેવાનો દાવો** નથી, ૩૯/૭૦૫.

—નિશ્ચિત રકમ લેવાના દાવામાં થોડો ઘણો હિસાબ લેવો પડે તેથી હિસાબ લેવાંનો દાવો થતો નથી. જ્યાં પક્ષકારો એક બીજાને હિસાબ આપવા બંધાયેલ હોય ત્યાં વાદીએ નિશ્ચીત રકમ માગી હોય તો પણ §૩૨ લાગુ પડે છે. ૩૮/૨૬૦. વળી જુઓ ૪૦/૩૦૯.

§ ૩૬ (૯). બીગાડના ગુન્હાનો સમાવેશ થાય છે. ૩૬/૮૪૧.

§ ૩૯. **અન્નવસ્ત્રના** કરાર ઉપરથી ચઢેલ રકમ માટેનો દાવો નાહનો દાવો નથી. ૩૯/૭૧૦.

§ ૪૨. **ફાળાનો અર્થ** સંયુકત જવાબદારીવાળા દરેક શખસે પોત પોતાના ભાગની રકમ આપવી એવો છે. એક શખસે આખી જવાબદારી અદા કરી બીજા પાસેથી ભાગની રકમ વસુલ કરવા કરેલ દાવો ફાળા માટે છે. ૩૯/૪૨૭.

તે નાહનો દાવો નથી. ૩૭/૫૫૨; ૩૮/૭૯૪.

**નિજોખમી કરાર** જુઓ સ્ટાંપ નિબંધ §૧૫.

**નિબંધ. નિયમ** ગેરરીતે કરેલા પેટા નીયમો કાયદેસર નથી. ૩૩/૪૫૯.

—ઘડવાનું અને મંજુર થયાનું જે કલમ પ્રમાણે જણાવવામાં

આવે તે કલમ પ્રમાણે નહિ પણ બીજી કલમ પ્રમાણે અધિકાર હોય તો નિબંધ નિયમ કાયદેસર છે. ૩૭/૩૭૩.

**નિર્ણિત વાત,** જુઓ દિવાની નિબંધ ક. ૧૮.

**નિર્દયતા** જુઓ (૧) અન્નવસ્ત્ર. (૨) ધણી અને ઓરત. (૩) હિન્દુ લગ્ન નિ. ક. ૧૧.

## નિવારસી મિલકત સંબંધી નિયમ.

જે મિલકત સંબંધી હુકમ કરવાનો તે મરનારની (ત્રાહિતની નહિ) છે એમ શાબીત થયેજ કરવાનો છે. ત્રાહિતના કબજાની મિલકત બાબત જ્યારે તે ત્રાહિત તે મિલકત પોતાની માલીકીની હોવાનું કહેતો હોય તો, તે મરનારની માલકીની છે એવું સાબીત થયા પહેલાં નિવારસી ઠરાવી શકાય નહિ. ૪૦/૧૧૬૪.

ક. ૨૦. મહાલ ફોજદારી ન્યાયાધિશો વર્ગ ૨ ને મીલકત નિવારસી હોવાનો ઠરાવ કરવા અધિકાર નથી. અમલ બજાવણીમાં તેમના ઠરાવ ઉપર વિવાદ પ્રાંત ફો. ન્યા. વર્ગ ૧ તરફ ચાલે. ૩૯/૧૦૦૧. જુના ધોરણ માટે જુઓ ૩૭/૩૫૩.

**નિર્વાહ** જુઓ (૧) જમિન મ્હે. નિ. ક. ૧૨૩, (૨) દિ. નિ. ક. ૬૦.

**નિર્વાહ નિબંધ** ક. ૩, ૪. અનૌરસ બાળકને પણ બાપની સામે સજ્ઞાન થતાં સુધી ભરણ પોષણ મળવાનો હક છે. આવો પુત્ર કાયમની રાખેલ સ્ત્રીનો હોઇ, કુટુંબના માણસ તરીકે રહ્યો હોય તો, વડીલાર્જીત મીલકતથી સજ્ઞાન થયા થછી પણ ભરણ પોષણ માગી શકે છે. ૩૩/૫૮૭.

**નિવેડો** જુઓ પંચથી નીવેડો.

**નિવેદન.** પોલીસનું જુઓ ફો. કા. ચ. રી. નિ. ક. ૭ (ઢ); ૯૪.

**નિશાની નાખવી.** જુઓ પદ્ધતિ. (નં. ૨.)

**નિક્ષેપ.** જુઓ રાજ. કરાર નીબંધ ક. ૧૭૭.

**નુકશાની.** જુઓ (૧) અપકૃત્ય. (૨) દિ. નિ. પરિ. ૭ § ૨. (૩) પડોશ હક્ક નિ. ક. ૩૫. (૪) ફો. કા. ચ. રી. નિ. ક. ૧૨૫.

(૫) મુખ્ય અને આડતીઓ. (૬) મુદત નિબંધ ક. ૨૧, ૨૩; § ૮, ૧૭, ૪૭. (૭) રાજ. કરાર નિ. ક. ૮૬, ૮૭. (૮) વગર હકનો કબજેદાર. (૯) હિસાબ લેવા દાવો.

બીજાને માટે આપવી પડેલી નુકશાનીની રકમ વસુલ લેવાના દાવામાં, રકમ ગ્રાહીત શખસને આપ્યાની વાત સાબીત કરવાની આવશ્યકતા છે. ૩૬/૬૯૭.

ખાતામાં જમા ખર્ચ કરવાથી નાણું આપ્યાં ક્યારે કહેવાય તે માટે જુઓ ૩૬/૬૯૭.

મુદ્દા માટે જુઓ, ૩૬/૬૯૭.

**નેગોશીએબલ ઇન્સ્ટ્રુમેન્ટસ એક્ટ.**

આ રાજ્યને લાગુ છે. ૪૦/૮૦૯; ૩૩ પુ ૨૪૨.

ક. ૧૩. હુંડીનો સમાવેશ થાય છે. ૪૦/૮૦૯.

ક. ૧૧૮. રોકડ અવેજનું નહિ પણ હરકોઇ અવેજ આપેલ હોવાનું **અનુમાન** કરવાનું છે. વિરૂદ્ધ પુરાવાનો બોજો પ્રતિવાદી ઉપર છે. ૩૩. પુ. ૨૪૨.

**નૈસર્ગીક હક્ક**, જુઓ પડોશ હકક નિબંધ ક. ૭.

**નોકર**, પગાર માટે દાવો, જુઓ મુદત નિ. § ૩.

—લ્હેણા પેટે નોકરી કરવી, જુઓ રાજ. કરાર નિ. ક. ૨૬.

**નોંધણી**, જુઓ દસ્તાવેજ નોંધણી નિબંધ.

**નોંધનું હુકમનામું**, જુઓ દિવાની નિબંધ. ક. ૬૦.

**ન્યાત**,

—ન્યાતનો કોઇ ઇસમ મનસ્વીપણે વર્તન કરી ન્યાતનું અપમાન કરે નહિ એવી તજવીજ કરવા ન્યાતને અધીકાર છે. ૩૫/૩૯૯.

—ન્યાતના નિયમોની યોગ્યતા અગર અયોગ્યતા વિ. બાબતો ન્યાયાધિશીની દ્રષ્ટીથી ઠરાવવાની નથી. ન્યાતના સામાજીક બંધન અગર નીયમન સારૂ ન્યાત ગમે તેવા નીયમ કરી શકે છે. ૩૩. પુ. ૪૪.

—ન્યાતને કોઈ ફરજ બજાવવાની હોય અને સામા પક્ષને

સૂચના આપ્યા પછી જ્ઞાતિરિવાજ પ્રમાણે રીતસર કામચલાવી ન્યાત ઠરાવ કરે તો સામાપક્ષ તરફથી "દ્વેષ" સાબીત કરવામાં આવે નહિ ત્યાં સુધી ન્યાતની શુદ્ધબુદ્ધિ મનાય. ૩૫/૩૯૯.

**दि. नि. क. १६.**

અમુક શખસો પોતાની ન્યાતના છે અગર તેમને ભોજન આપવાનો હકક છે તેવો દાવો દિવાની સ્વરૂપનો નથી. ૩૨/૧૪૯.

—ગોળબહાર લગ્ન કરવું કે નહિ તે શુદ્ધ ન્યાતનો પ્રશ્ન છે અને તે બાબત ન્યાતના ઠરાવમાં ન્યાયાધિશોથી દરમ્યાનગીરી કરી શકાય નહિ. ૩૬/૨૦૮–૨૧૦.

—જ્યારે ન્યાતે કોઈ માણસને ન્યાતબહાર મુકવાથી તેના ખાસગી civil હકકને બાધ આવે છે ત્યારે તેને રીતસર ન્યાતબહાર મુકયો છે કે નહિ તે પ્રશ્નનો વીચાર ન્યાયાધિશો કરી શકે છે. પરંતુ તેમ ન હોયતો દરમ્યાનગીરી કરી શકાય નહિ. ૩૬/૨૦૮–૨૧૦.

**कडवा कणबीनी न्यातमां** લગ્નની મીતી પ્રસીદ્ધ કરવાનો હકક બદલ દાવો દિવાની સ્વરૂપનો નથી. ૩૩/૪૦૭.

**राज. करार नि. क. ३०.**

આર્થીક સંરક્ષણ સારૂ ગામમાં એક દુકાન હોયતો બીજાએ ઉઘાડવી નહિ એવો ઠરાવ ન્યાત કરી શકે છે. ૩૩. પુ. ૪૪.

—કોઇએ તે ઠરાવનો ભંગ કર્યાથી તેને ન્યાતબહાર મુકયો હોયતો **आब्रु लीधा बाबतनी नुकशानी** માટે દાવો ચાલી શકે નહિ. આબરૂને નુકશાન કરનારી હકીકત ખોટી હોય તોજ વાદીને દિવાની દાવામાં દાદ મળી શકે. ૩૩. પુ. ૪૪. વળી જૂઓ ફો. નિ. ક. ૩૬૯.

**पाटीदार,** કડવા, જુઓ ઊપર (દિ. નિ. ક. ૧૬).

**लेऊआ,** સરસુબા સા. ના જાહેરનામામાં આપવા લેવાની રકમોની વધારેમાં વધારેની યત્તા બતાવી છે. તેટલી માગવાનો હકક છે એમ નથી. ૩૩/૫૪૨.

## ન્યાયમંત્રી કચેરીના કામકાજ સંબંધિ નિયમ.

ક. ૩૦. વિવાદ કરવા સરકારી વકીલને અધીકાર નથી. છતાં કરે તો તેને, પાછળથી બહાલી આપી શકાય નહિ. ૩૩/૩૭૯.

**ન્યાયાધિશી,** જુઓ પદ્ધતિ.

## ન્યાયાધિશીની લાગત સંબંધી નિબંધ.

વળી જુઓ દિ. ની. ક. ૧૪૧; પરિ. ૭ § ૧૧.

**સામાન્યઃ**—નીબંધના ધોરણનું ઉલ્લંઘન થતું અટકાવવા વીષે ન્યાયાધિશીઓએ ચોક્કસ રહેવું જોઈએ. ૪૦/૧૪૯.

—લાગત સબંધી ઠરાવોનો અમલ, રૈયતને લાભ થાય તેવી રીતે કરવો જોઇએ. ૪૦/૮૫૪.

—જુનો નિબંધ અમલમાં હતો ત્યારે દાવો નાદારીમાં દાખલ કરવા અરજ કરવામાં આવ્યો હોયતો દાવાને જોઈતી લાગત જુના નિબંધ પ્રમાણે લેવી જોઈએ. ૩૮/૮૫૯.

—નવો નીબંધ અમલમાં આવ્યા પછી વિવાદ માટે આ નીબંધ પ્રમાણે લાગત આપવી જોઈએ. ૪૦/૮૫૪.

ક. ૪. **યોગ્ય લાગત** ભરેલ છે કે નહિ તેનો નિર્ણય કર્યા પછીજ (વિવાદ) અરજ દાખલ કરવી જોઈએ. ૩૫/૪૫૯.

જ્યાં ન્યાયાધીશી જાણે છે કે લાગત ઓછી છે ત્યારે પુરી લાગત લીધા વગર આગળ કામ ચલાવવું એ કાયદેસર નથી. ૩૧/૬૨.

ક. ૬. **દાવા પછીના વ્યાજ બાબત,** એજ ધોરણ, ૩૬,/૮૩૬.

ક. ૭. **સામી હરકતને લાગત.** એજ ધોરણ ૩૬/૪૫૯.

—કાયદા પ્રમાણે વિશેષ લાગતની જરૂર ન હોય તો સાદા કાગળ ઊપર ચાલે. ૩૩/૫૦૨.

—વિવાદ નાદારીમાં ચાલતો હોયતો પ્રતીવિવાદીની સામી હરકતી અરજને તેણે માગેલ દાદ ઊપર પુરેપુરી લાગત આપવી જોઇએ. ૩૬/૫૪૯.

**ક. ૧૧. લાગત ઓછી આપ્યા વિષે.** જુઓ દિ. નિ. ક. ૧૪૧.

**ક. ૧૬.** આંકડીઆ ગામમાંની **જમીન કબજે લેવા માટેના** દાવાનો આકાર આ કલમ પ્રમાણે કરવો જોઈએ. ૩૮/૭૧૮.

—ભાડાચીઠ્ઠી ઉપરથી મીલકત કબજે લેવાના દાવામાં ભાડાચીઠ્ઠી નાસાબીત થવાથી માલકી હક્કે કબજે લેવા માગણું વિવાદમાં કરવામાં આવે તો તમામ ન્યાયાધીશીઓની લાગત આ કલમ મુજબ આપવી જોઈએ. ૩૫/૬૧૮.

—વેચાણનો નોંધેલ લેખ થયા પછી જમીન વેચાણ આપનાર પાસેથી અગર તેની અને ત્રાહીત પાસેથી જમીન કબજે લેવાના દાવાનો આકાર આ કલમ પ્રમાણે ગણવો જોઈએ. ૩૯/૪૩૭.

—માલીકી હક્કથી અગર પ્રથમના કબજાના હક્કથી કબજે લેવા દાવો હોય તો આ કલમ લાગુ પડે છે. ૩૩/૧૪૧.

—પરંતુ કબજો લેવાના દરેક દાવાને ક. ૧૬ લાગુ પડે જ એમ નથી. કબજાની માગણી અનુસંગીક હોય ત્યાં ક. ૧૬ લાગુ પડે નહિ. ૩૩/૧૪૧.

—માલકી હક્કથી જમીન કબજામાં લેવાનો દાવો ન હોય તો ક. ૧૬ લાગુ પડે નહિ. ૩૩/૧૪૧.

—**તોડજોડથી** કાંઈ નવીન હક્ક આપ્યો હોય ત્યારે તે ઉપરથી કરેલ દાવો, કરાર વિશેષ રીતે પુરો કરાવી લેવાનો ગણાય. પરંતુ જો પ્રથમથીજ અસ્તિત્વમાં હોય તેવા હક્કમાં ફેરફાર કરવામાં આવ્યો હોય તો તે ઉપરથી મીલકત કબજે લેવા કરેલ દાવો કરાર વીશેષ રીતે પુરો કરાવી લેવાનો દાવો ગણાય નહિ. ૩૬/૬૫.

**ક. ૨૧. સફીલ હક્કના દાવા વિષે.** એજ ધોરણ. ૩૩/૧.

**ક. ૨૨ ગીરોનાં** નાણાં વસુલ કરવાના દાવામાં લ્હેણી રકમ ઉપર સ્ટાંપ આપવો જોઈએ. ૩૫/૫૦૯.

**ક. ૨૨ (૨) ગિરોના હુકમનામા ઉપર વિવાદ ને લાગત.** આ પેટા કલમ નવીન દાખલ થઈ છે. આ. ૫. તા. ૧૧–૯–૧૯૩૦.

**क.** એજ ધોરણ, ૩૩. પુ. ૧૨૯; ૩૪/૪૮૫.

**ख.** એજ ધોરણ, ૩૬/૧૪૦; ૪૦/૨૩૧; ૩૧/૬૨; (૩૪/૬૨)

**ક. ૨૩ જપ્તી દૂર કરવાના દાવા.** જુઓ ક. ૨૮.

**ક. ૨૪, ૨૫, ૨૬.** જૂઓ ક. ૧૬ ( તોડજોડ ); તથા ક. ૨૮ **छ.**

**ક. ૨૬** જુઓ પંચથી નીવેડો કરવાનો નિબંધ. ક. ૪૨.

**ક ૨૮ કેટલાક વિશેષ પ્રકારના દાવા.**

**—दावानो आकार केटलो गणवो** તે વાદીની મુખત્યારી ઉપર છે. ૩૪/૧૩૪; ૪૦/૩૦૯.

—વિવાદ માટે પણ તેમજ છે. ૩૭/૪૭૨.

ન્યાયાધીશોએ જોવાનું એટલુંજ કે દાવો કાયદેસર રીતે આ કલમ નીચે આવે છે કે કેમ ૪૦/૩૦૯. વળી જૂઓ ખુલાસો (૧).

**ख. સમાઇક મીલકત**નો કબજો ભોગવટો વાદી કરતો હોઈ પોતાનો ભાગ જુદો પડાવી લેવા દાવો કરે તેને ક. ૨૮ લાગુ પડે છે. ૩૮/૮૫૯; ૩૬/૭૧૭; ૩૬/૫૪૯.

**ग.** વાદીએ કરી આપેલો કોઇ પણ લેખ રદ કરી લેવા સારૂ અગર રદ કરી તેની સાથે અનુસંગીક દાદ મેળવવા માટે કરેલો દાવો ક. ૨૮. ग તળે આવે છે. ૩૧/૬૧૦.

**घ.** (ક. ૨૩) બજવણીમાં જપ્ત કરેલી મીલકત જપ્તી વિક્રીને પાત્ર નથી, એમ ઠરાવી લઈ **તાકીદ મળવાના દાવાને** ક. ૨૮ પ્રમાણે લાગત લેવી જોઈએ. ૪૦/૮૫૪.

**च. હિસાબ લેવાનો દાવો** કેવા પ્રસંગે અને કેવા સંજોગોમાં ગણી શકાય તે બતાવ્યું. ૪૦/૩૦૯.

વળી જૂઓ નાણાના દાવા ન્યાયા. નિબંધ. § ૩૨.

પૉલીસી હોલ્ડરના નાતાથી લ્હેણી રકમ વસુલ કરવાની ફરીયાદ હિસાબ લેવાની ફરીયાદ નથી. ૪૦/૧૪૯.

**छ.** કરાર વિશેષ રીતે પુરો કરી લેવાનો દાવો ક. ૨૪, ૨૫, ૨૬, તળે આવતો ન હોય તો, આ કલમ નીચે આવે છે. ૩૩/૧૪૧.

—હુકમનામું બંધન કર્તા નથી એમ ઠરાવી લેવા અગર પોતાના ઊપર થયેલું હુકમનામું રદ કરી લેવા વાદીએ કરેલો દાવો. ક. ૨૮ (છ) માં સમાય છે. ૩૧/૬૧૦.

**ખુલાસો (૧).** એજ ધોરણ, ૩૧/૬૧૦.

ક. ૨૯. **એકત્ર કરેલા દાવાને લાગત.** એજ ધોરણ ૩૪/૪૬૮.

ક. ૩૦. **આકાર વિષે વાંધો.** જુઓ, દિ. નિ. પરિ. ૭ § ૧૦.

ક. ૩૨. વિવાદ. જુનું ધોરણ, ૩૭/૧૦૩.

ક. ૩૪. **ઉપલી ન્યાયા.થી દરમ્યાનગીરી.** એજ ધોરણ, ૩૭/૪૭૭.

ક. ૪૮. **સાર્વજનીક સંસ્થાની** મીલકતના રક્ષણાર્થે દાવો હોય અને વાદીનો કાંઈ પ્રત્યક્ષ હિત સંબંધ ન હોય ત્યારે દિ. નિ. ક. ૧૦૨ લાગુ પડતી ન હોય તો પણ લાગતની માફી આપી શકાય. ૩૭/૪૬૮.

—ખાનગી મીલકતના ટ્રસ્ટી તરીકે એકઝીક્યુટરે કરવાના દાવાને આ કલમ લાગુ નથી. ૩૯/૬૧૧.

ક. **૫૧.** પુરાવો લઈ બધી તકરારોનો ગુણદોષ ઊપર નીકાલ કર્યો હોય ત્યાં **લાગત પરત આપવા હુકમ** વિવાદમાં થઈ શકે નહિ. ૩૨/૪૩૩.

ક. **૫૫.** પુરાવો લઇ થયેલું એકતરફી હુકમનામું રદ થયા બાદ આ કલમમાં કહેલા કોઈ બનાવ બને તેથી **લાગત પાછી મળે નહિ.** ૪૦/૫૫૪.

§ **૧ (ઘ) ફેર તપાસણી અરજને** લાગત જુઓ. ૩૨/૪૩૮.

§ ૭. ઘ. **ચોપડાની નકલો** ઊપર સ્ટેમ્પ લેવાનો નથી. ૩૧/૩૫૯.

§ **૧૧ ग.** गिरोना दावा उपर विवाद જુઓ ક. ૨૨ (૨)

—पंत्याळाना दावामां પ્રાથમીક હુકમનામા ઉપર કે પંત્યાળુ નાસાબીત માન્યાના ઠરાવ ઉપર વિવાદ કરવામાં આવે ત્યારે રૂ. ૧૦ લાગત પડે. ક. ૨૮ લાગુ નથી. ૪૦/૧૦૭૫.

—हप्ताना हुकमनामा उपर विवादमां ફક્ત હપ્તા નહિ કરી આપવાથી જેટલું નુકશાન લાગે અર્થાત રકમમાં જેટલો તફાવત પડે

તેટલાજ પુરતો વિવાદ હોય તો તફાવતની રકમ ઊપર લાગત આપવી જોઈએ. ૩૮/૨૯૮.

—દિ. નિ. ક. ૪૮ પ્રમાણે હપ્તા કરી આપ્યાના ઠરાવ ઊપર વિવાદને અરજ મુજબ લાગત પડે. ૩૨/૪૪૧. વળી જૂઓ ૩૧/૨૯૮.

**ન્યાયાધિશીની લાગત સંબંધી નિબંધ અન્વયે નિયમ.**

ક. ૪ સ્ટેમ્પ કાગળો એટલે છાપેલા કાગળો કે ટિકીટો, ૩૨/૩૩૦.

ક. ૫ તા. ૨૬–૧૨–૧૮ ની દુરસ્તીના ફરમાન વિરૂદ્ધ વધારે ટિકીટો ચોઢી હોય તો તેથી ન્યાયાધીશીની લાગત પુરી આપેલી નથી એમ ગણવા આધાર નથી. ૩૨/૩૩૦.

**પગલું.** જુઓ પુરાવો–તુલના.

**પટો.** જૂઓ માલીક અને ભાડુઆત.

**પડત ગુન્હે કામ.** જુઓ ફો. નિયમ ક. ૩૮.

**પડોશ હક્ક.**

—પાણી બાબત, જુઓ ક. ૭ દ્રષ્ટાંત ૧૦.

—માલકી હક ઉપરથી દાવો છતાં, પડોશહક્ક સાબીત થાય તો પડોશહકના ધોરણે દાદ અપાવવી જોઈએ. ૪૦/૬૬૮.

માલકી હકથી તથા પડોશહકથી દાવો રાખી પડોશહક્ક મેળવી શકાય. ૩૯/૬૬૫, ૩૯/૩૫. (૩૭/૬૫૩.)

—અવસ્ય પડોશહક તરીકે અથવા ભોગવટાથી હક તરીકે પણ દાવો ચાલે. ૩૯/૩૫.

—સામાઈક માલકી બતાવ્યાથી પડોશહક સાબીત કરવામાં પ્રતીબંધ નડતો નથી. ૩૧/૫૬૫.

નેવગરી એક ઉપર બીજી ઉંચાણ ઉપર બાંધવાથી જુની માટેનો હક નવી માટે પ્રાપ્ત થતો નથી. (બોજો વધવાનો પ્રશ્ન ઉત્પન્ન થતો નથી.) ૪૦/૮૭૩.

નદી, જલાશય વીગેરેમાં માછલાં મારવાનો હક્ક સરકારે બક્ષીસ આપ્યાથી, રિવાજથી, અગર લાંબા ભોગવટાથી પ્રાપ્ત કરી શકાય છે. ૩૮/૩૦૫.

## પડોશહક્કનો નિબંધ.

**ક. ૪.** ઘણા વર્ષનો ભોગવટો હોયતો કરારથી કે હક્ક આપવાથી **પડોશ હક** ઉત્પન્ન થયો છે એમ અનુમાન કરવાનું છે. ૩૮/૨૭૮.

—માછલાં મારવાનો હક પડોશ હક નથી. ૩૮/૩૦૫

જુઓ પડોશ હક.

—મંદિરના ઓટલા ઉપર તેલ સીંદુર વેચવાનો હક પડોશહક નથી. ૩૧/૧૭૭. વધુ માટે જુઓ ક. ૫૨.

**ક. ૪, ૧૫.** સ્કોપ બતાવ્યો. ૪૦/૯૫૧-૯૬૪.

**ક. ૭. દ્રષ્ટાંત ૧૦.** ઉંચી જમીનવાળાને નીચી જમીન ઉપરથી વરસાદનું **પાણી કાઢવાનો હક** નૈસર્ગીક હક છે. ૩૬/૭૯; ૩૨/૪૫૫; ૩૪/૪૭૮.

તે ઘરથાર અને ખેતીની જમીન બંનેને લાગુ પડે છે. ૩૬/૭૯.

—આવો હક વિશિષ્ટ નીકોથી જતું ન હોય તેવા પાણી માટેજ છે, ૩૬/૭૯; ૩૨/૪૫૫; ૩૮/૫૪૪.

—પહેલી સ્થીતી બદલી નાખી વિશિષ્ટ નીકથી પાણી કાઢવાથી પહેલો હક નષ્ટ થાય છે. ૩૨/૪૫૫;

—વિશિષ્ટ નીકોથી કાઢવાનો હક ભોગવટાથી મેળવવો જોઈએ. ૩૬/૭૯.

**ક. ૧૨ (૨) સહમાલીક** પાસેથી હક્ક પ્રાપ્ત કરી શકે. ૩૧/૫૬૫.

**ક. ૧૨ (૩) પટે લેનાર** સખસને રસ્તાનો હક મળે નહિ. ૩૭/૫૦૪.

**ક. ૧૩ અવશ્ય પડોશ હક** એટલે શું તે સંબંધે ધોરણો બતાવ્યા. ૪૦/૩૪.

—ક. ૧૩ માં જણાવેલ પ્રસંગે અને સંજોગોમાંજ અવશ્ય પડોશહક મલી શકે. ૩૮/૫૪૪.

—અમુક મીલકત માટે અમુક હક જરૂરનો હોય તેથી અવશ્ય પડોશ હક મળે નહીં. ૪૦/૬૪.

**ક. ૧૩ (૨) વહેંચણી વખતે પ્રાપ્ત થનારા પડોશહક્ક.**

**આવશ્યક** એટલે મીલકત જ્યારે અવિભક્ત હતી તે વખતે તેના સુખાકારી ઉપભોગ માટે જેવો થતો હતો તેવો. ૩૨/૬૯.

—છુટી જમીનનો પ્રથમ માફક ઉપયોગ કરવાનો હક જારી રહે છે. ૩૨/૬૯.

—જવા આવવાનો અવશ્ય માર્ગ ચાલુ રહે છે. ૨૦ વર્ષનો ભોગવટો સાબીત કરવાની જરૂર નથી. ૩૬/૯.

—દીવાલ દુરસ્ત કરવા માટે બીજા સહ માલીકની જમીન ઉપર જવા અવશ્ય પડોશ હક નથી. ૩૮/૬૫૪.

**ક. ૧૫, ભોગવટાથી પડોશહક્ક સંપાદન કરવા વિષે.**

ક. ૧૫, ૪. Scope બતાવ્યો. ૪૦/૯૫૧–૯૬૪.

—સતત જે પ્રકારનો **ભોગવટો** થયો હોય તેથી વધારે કે ઉંચા દરજ્જાનો મળી શકે નહીં ૩૨/૪૫૫; ૩૮/૬૫૪.

—પરંતુ ભોગવટો વસ્તુતઃ તેનો તેજ છે કે જુદો છે તે જોવું જોઈએ. ૩૮/૬૫૪.

—ગૌણ સ્થળની માલકી કોની છે તે જોવાનું નથી. ૩૮/૪૬.

**सामाइक** દીવાલમાં બારી, જાળી મુકી ૨૦ વર્ષ ભોગવટો કરવાથી પડોશ હક સંપ્રાપ્ત થાય છે. ૪૦/૯૫૧.

**पीडा के उपद्रव.** (૧) તે પ્રત્યક્ષ થવા જોઈએ અને (૨) સતત ૨૦ વર્ષ માટે કરેલ જોઈએ. ૩૬/૪૧૩.

—ચોકડીનું પાણી છોડયા તારીખથી મુદત ગણાય; નળ મુકયા તારીખથી નહીં. ૩૬/૪૧૩.

—છજું, પાંખ, નેવા વગેરે બીજાની જમીન ઉપર પાડવાથી વરસાદનું પાણી પાડવાનો પડોશ હક ભોગવવાથી મળે છે. ૩૪/૫૯૬.

—નેવાનું પાણી ૨૦ ચોમાસા પડયું તેથી બસ નથી ૨૦ વર્ષ પુરા થએલ હોવા જોઈએ. ૩૮/૬૫૪.

**૧૫ (૧) क.** બારી બારણાં મુકયા તારીખથી ભોગવટો શરૂ થાય છે. ૩૫/૬૪૬.

**ખુલાસો (૧)** એજ ધોરણ ૩૧/૫૬૫; ૩૫/૬૪૬.
ભોગવટો ઉઘાડી રીતે, ૨૦ વર્ષ સુધી, સતત, જોઈએ. ૩૧/૫૬૫.

—એમ બતાવ્યા પછી તે સંમતીથી કે પરવાનગીથી હતો એમ વિરૂદ્ધ પક્ષે બતાવવાનું છે. ૩૧/૫૬૫.

**ખુલાસો (૩)** ઈતર કારણથી પડેલ ખાડાનો સમાવેશ થતો નથી. ૩૫/૬૪૬.

—ભોગવટાની મુદત દરમ્યાન કબજો એકજ સખસનો હોવો તેટલી મુદત બાદ થાય છે. ૪૦/૬૪.

—તે સતત ભોગવટો થયેલો ગણી શકાશે નહિ. ૩૭/૫૦૪.

**ક. ૧૫ (૨) કયો ભોગવટો ગણાશે.**

—આ કલમ ભોગવટાથી મળવાના હકનેજ લાગુ છે. ૩૮/૨૭૮.

—ઘણા વર્ષોથી ભોગવટો હોય તો કોઈ કરારથી અગર હક આપવાથી પડોશ હક ઉત્પન્ન થયો છે એમ અનુમાન થાય છે તેવે પ્રસંગે ક. ૧૫ લાગુ નથી. ૩૮/૨૭૮.

**फरीयाद** अगाउना **बे वर्ष अंदर.** પ્રતીવાદીના બચાવને પણ આ કલમ લાગુ પડે છે. ૩૬/૩૨૮.

**ક. ૧૫ (૩)** **સરકારને** વીશેષ હક છે તે સરકાર પાસેથી વેચાણ રાખનારને મલી શકે નહીં. ૩૮/૪૬.

**ક. ૧૯.** મુળ માલીકે કરેલ **ભોગવટો જોડી શકાય** છે. ૩૪/૨૩૩.

—મુળ માલીક સરકાર હોય તોપણ. ૩૮/૪૬.

**ક. ૨૨. પડોશ હક કેવી રીતે વાપરવો.**

—રસ્તાનો હક ઉત્પન થાય ત્યારેજ તે મુકરર કરવાનો પ્રધાન સ્થલવાલાને હક છે એક વખત મુકરર કર્યા પછી તે બદલવા હક નથી. ૩૯/૩૫.

—ભોગવટાથી રસ્તાના હક રાખનારને અમુક નિર્દિષ્ટ જગાએથી જવા ગૌણસ્થલવાલો કહી શકે નહીં. ઓછામાં ઓછો ત્રાસ થાય એવી રીતે ઉપભોગ કરવાનુંજ માત્ર કહી શકે. ૩૯/૩૫.

—વિશિષ્ટમાર્ગથી પાણી લઈ હકવાલાને તે માર્ગ બદલવાનું કહી શકાય નહીં. ૩૯/૭૮૨; ૩૪/૨૩૩.

**ક. ૨૩. (૨) વધારે ભારણ** કેટલું પડ્યું તે ચોક્સ ઠરાવી શકાય નહીં તો હક નાબુદ થઈ જાય છે. નિદાન પુર્વસ્થીતી આણ્યા વીના પ્રથમની રીત પ્રા. ભોગવટો કરવા હક રહેતો નથી. ૩૨/૪૫૫.

વળી જુઓ પડોશ હક્ક (નેવગરી.)

ઘર ઉંચું કર્યું હોયતો તેથી નેવાનું પાણી પાડવાના હકમાં કાંઈ અસર થતી નથી. ૩૮/૮૪૫.

ક. ૩૩. ચોમાસાના પાણીના રસ્તા બદલના **હકને હરકતના દાવાનું** કારણ રોજના રોજ ઉત્પન્ન થાય છે. ૩૮/૨૭૮.

**ખુલાસો (૧).** હવા અજવાલા બાબત દાવામાં પ્રતી.ની ભીંતથી વાદીના મકાનની કીંમતમાં ઘટાડો થઇ તેને વાસ્તવીક (મહત્વનું) નુકશાન થયું હોય તો દાવો કરી શકાય. ૩૧/૩૯૩.

**ખુલાસો (૨). હવા અજવાળું** આજુ બાજુના મકાનો કેટલા અંતરે છે; પ્રતીવાદીનું નવું બાંધકામ કેટલું દૂર છે; અને તેથી હવા અજવાળું કેટલા દરજ્જે કમી થયું છે તે દાવાના કામે બતાવવું જોઇએ. ૩૩. પુ. ૬૭.

—સ્થળના ઉપયોગ માટે જરૂરનું હોય તેટલું હવાઅજવાળું લેવાનો પ્રધાન સ્થળના ધણીને હક્ક છે. ૩૮/૪૬.

**ક. ૩૫ તાકીદ ક્યારે આપવી.**

વાદીએ નીચે પ્રમાણે સાબીત કરવું જોઈએ :—

(૧) ૨૦ વર્ષનો ભોગવટો. ૩૨/૪૫૫.

(૨) દખલ થઈ છે. ૩૩ પુ. ૬૭; ૩૪/૫૯૬.

(૩) વાસ્તવીક નુકશાન થયું છે. ૩૪/૫૯૬; ૩૮/૪૬.

—આ કલમમાં જે ધોરણ બતાવ્યું છે તે વિશેષ ન્યાયના કાયદાની ક. ૫૪–૫૬ માં બતાવ્યું છે તેથી જુદું નથી. ૩૧/૩૯૩.

—પ્રતીવાદીએ ફક્ત જાળી, બારી, બારણા મુકી હવાઅજવાળું

લેવાનું શરૂ કરવાથીજ વાદીને દાવાનું કારણ ઉત્પન થતું નથી. ૪૦/૨૬૮.

—તાકીદનું હુકમનામું "જમીન સાથે જાય છે." અને તે પ્રતીવાદીના વારસ વકીલ સામે બજાવી શકાય. ૩૧/૪૫૭.

—તાકીદનો હુકમ મેલવ્યો હોય અને ફરી દખલ થતી હોયતો બજાવણી કરી શકાય છે; તથા નવો દાવો પણ કરવા હક છે. વખતો વખત નવા દાવા કરવા ફરજ પાડવી યોગ્ય નથી. ૩૧/૪૫૭.

—જે રસ્તેથી પાણી લઇ જવાનો હક હોય તે બંધ કરવાથી સતત ત્રાસ તથા પૈસાથી બદલો ન વળે તેમ હોય ત્યારે તાકીદનીજ દાદ અપાવવી જોઇએ. ૩૪/૨૩૩.

**ક. ૩૫. क.** પ્રતીવાદીએ દખલ કરતાં પહેલાં, જેટલું અજવાળું વાદીની જગ્યામાં આવતું હોય તેટલું અજવાળું, અસાધારણ નહીં એવો ખરચ કરી ફેરફાર કર્યાથી આવવા જેવું હોય તો તે ફેરફાર કરવાનું ખરચ, એ પડોશ હકના દાવામાંની **નુકસાની** માનવી જોઇએ. ૩૧/૩૯૩.

—હવા અજવાળાના હકને દખલ થાય ત્યારે ઇમારતની કીંમતમાં ઘટાડો થયાની કીંમત, અગર દુરસ્તીથી તે ટાળી શકાય તેમ હોયતો તેના ખર્ચની રકમ નુકશાની તરીકે અપાવી શકાય. ૩૫/૬૪૬.

—Nuisance સંબંધે ફેંસલા બીજા કામમાં લાગુ કરવા યોગ્ય નથી. ૩૧/૪૫૭.

**ક. ૫૨.** મંદીરના ઓટલા ઉપર બેસી તેલ સીંદુર વેચવાનો હક **પરવાનો** કહેવાય. વારસને તેનો લાભ મળે નહીં. ૩૧/૧૭૭.

## પદ્ધતિ.

(૧) આધારો. (૨) કામ ચલાવવાની રીત.
(૩) ઠરાવ અને હુકમનામું. (૪) તકરાર.
(૫) દાવા પછીની હકીકત. (૬) ન્યાયાધીશો.
(૭) ન્યાયાધીશો અને વકીલો. (૮) પ્લીડીંગ અને પ્રુફ.

## १. આધારો.

સિદ્ધાંત—કામની હકીકતને પાત્ર રહી તેજ પ્રમાણભુત ગણાય. સિદ્ધાંત ઉપરથી નીકળતા સીદ્ધાંતો માટે નહિ. ૩૩/૨૨.

—જરૂરી નહિ એવા અભીપ્રાયથી ધોરણ નક્કી થતું નથી. ૩૨/૩૮૧.

—સીદ્ધાંત અને અભીપ્રાય, Ratio decidendi અને obiter dictum, એની વચ્ચેનો ફરક બતાવ્યો. ૩૫/૫૮૪.

—ચાલતા કામે નવીન ફેંસલો પ્રસીદ્ધ થઇ કાયદાનું પ્રચલીત ધોરણ બદલાય તો તે પ્રમાણે તકરાર ઉઠાવી શકાય. ૩૩/૬૧૦.

ટીકાવાળાં પુસ્તકોમાંથી ફકરાઓનું અવતરણ લેવું નહિ. ૪૦/૯૪૨. ( ધોપનો નાદારીનો કાયદો. ) ૩૫/૪૩૯—૪૪૧ ( મ્હેરવાનજીનો ફો. નિ. ) ૩૮/૭૭૫. (રૂસ્તમજીનો લીમીટેશન એકટ,)

પરરાજ્યના ફેંસલા આ રાજ્યમાં વિશીષ્ટ નીબંધ કે સ્પષ્ટ કાયદો હોય તે બાબતમાં ઉપયોગી નથી. ૩૮/૮૮૯: ૩૭/૫૮૧. ૩૩/૭૮; ૩૩/૨૩૩;

પરંતુ નિબંધો સામાન્ય હોય તો તેવા ફેંસલાઓનો મદદ તરીકે વિચાર થાય. ૩૭/૫૮૧.

—અત્રે નિબંધ ન હોય તે બાબત ઇંગ્લેંડના ફેંસલા વિચારમાં લઇ શકાય. ૩૩/૩૦૩.

—ના. પ્રિવિ કાઉન્સીલના ઠરાવોનું અનુકરણ કરવા ફરજ નથી. ૪૦/૬૩૮.

## ૨. કામ ચલાવવાની રીત.

કબજા ન્યાયાધિશી એ કામ ચલાવવાની પદ્ધતિ વીષે ચેતવણી. ૩૬/૫૭૧. પેરા. ૨.

કામનો નીકાલ. કિરકોળ કામનો નીકાલ ટુંક મુદતમાં કરવો જોઈએ. ૪૦/૮૭૮.

—કામ સત્વરે નીકાલે કાઢવા કાયદાનાં ફરમાન બાજુએ મુકવાં તે રીત નાપસંદ કરવા જેવી છે. ૩૨/૯૦.

**काम बंध राखवा मागणीः**—એકજ બાબતના ગૌણુ અને પ્રધાન સ્વરૂપના બે કામો એકજ વખતે ચાલતાં હોય ત્યાં ગૌણુ સ્વરૂપનું કામ બંધ રાખવું જોઈએ. ૩૮/૬૬૬; ૩૬/૩૩૨: ૩૩/૬૯૦.

—સામો પક્ષકાર ઉંચા પ્રકારની દાદ લેવા માંડે ત્યારે ગૌણુ કામ ચાલવા હરકત નથી. ૩૩/૬૯૦; ૩૬/૩૩૨. પેરા. ૯,

—કબજા ન્યાયાધીશીના હુકમનામા ઉપર અસાધારણુ અરજનું કામ ચાલુ છતાં પાકો દાવો દાખલ કરવાથી અસાધારણુ અરજનું કામ બંધ પડે છે. ૩૯/૮૧૩.

जग्या जोवा जवु, જુઓ દિ. નિ. પરિ. ૨૬ § ૯.

दस्तावेज—तकरारी—ચાલુ કામમાં રજુ કરવામાં ન આવે ત્યારે પ્રથમનું કામ મંગાવી જેવાનો ન્યાયા.ને અધીકાર છે. ૩૭/૪૦૬.

दावा एकत्र करवाः—( ૧ ) વાદીઓ એકજ હોય, પ્રતીવાદીઓ એકજ હોય, અને તકરારી પ્રશ્નો એકના એકજ હોય તો એકત્ર થાય: (૨) વાદીઓ એકજ હોય, પ્રતીવાદીઓ જુદા જુદા હોય પણુ તકરારી પ્રશ્નો એકના એકજ હોયતો પણુ દાવા એકત્ર થાય; પરંતુ (૩) પ્રશ્નો પણુ જુદા જુદા હોયતો પક્ષકારો સમંતી આપેતો એકત્ર થઈ શકે. ૩૯/૬૭.

**निशानी नाखवी :**—પુરાવા દરખાસ્ત સાથેના કાગળો રીતસર સાબીત કરવા જોઈએ. ૩૧/૨૩૯.

તેમ થયા પહેલાં નીશાની નાખવાની નથી. પણુ દાવા અરજમાં ઉલ્લેખ કર્યા હોય તે કાગળો વાદી વિરૂદ્ધ વાપરી શકાય. ૩૧/૨૪૭. ૩૫/૩૯૬–૩૯૭.

पुरावानो बोजो :—દિવાની દાવા કે અરજ સામે તકરાર હોયતો તે મંજુર કરવા જેવી છે એમ અરજદારે બતાવવું જોઈએ. ૩૫/૬૬૭.

**सामा पक्षकारनो,** પોતાને વિરૂદ્ધ પક્ષના સાહેદ તરીકે બોલાવ-

વવાની તે પક્ષને પ્રત્યક્ષ અગર અપ્રત્યક્ષ રીતે ફરજ પાડવા થતો પ્રયત્ન અટકાવવાની ન્યાયાધિશીની ફરજ છે. ૩૮/૩૬૪.

વળી જુઓ પુરાવા એક્ટ ક. ૧૨૦; ૧૬૩.

**૩, ઠરાવ અને હુકમનામું.**

**ઠરાવ.** વિવાદ ન્યાયાધિશીનો, જુઓ દિ. નિ. પરિ. ૩૯ § ૩૧.

—મધ્યંતરી ઠરાવમાં દર્શાવેલો અભીપ્રાય આખર ઠરાવ કરતી વખતે બંધનકારક નથી. ૪૦/૧૪૧.

—એજ કામમાં પ્રથમ કરેલ ઠરાવ ફેરવી પાછળથી નવો ઠરાવ કરવા હકુમત નથી. ૩૪/૧૭૮.

—ન માગી હોય છતાં દાવાઓનું અનેકત્વ ટાળવા વાદીને મળી શકતી દાદ અપાવવી જોઈએ. ૪૦/૬૬૮.

—પુરાવા બહાર જઇ, અનુમાન ઉપરથી ઠરાવ કરવો કાયદેસર નથી. ૪૦/૧૦૧.

—પક્ષકારોના વિધાનો બહાર જઈ ઠરાવ કર્યો હોય તો બીજા વિવાદમાં પણ દરમ્યાનગીરી કરી શકાય. ૪૦/૩૪.

—તકરાર સાંભળ્યા વગર, નીમેલી તારીખ અગાઊ, ઠરાવ કરવો તે ગેરકાયદે છે. ૩૫/૫૦૧.

—સાક્ષીઓ હાજર છતાં ન્યાયાધિશીએ ન લેવા અને એક તરફી ઠરાવ કરવો તે ગેર કાયદે છે. ૩૫/૪૫૫.

—દરેક ન્યાયાધીશીએ અપાવેલ દાદ ઠરાવમાં દર્શાવવી જોઇએ અને કારકુની કામજ કારકુન માટે રાખવું જોઇએ. ૪૦/૮૬૩.

**હુકમનામુ**—બજવણીમાં ઠરાવ જોવાનો પ્રસંગ ન આવે તેવું સંપુર્ણ અને સ્પષ્ટ હોવું જોઈએ. ૩૫/૩૦૦.

—જેનો અમલ કરી શકાય નહિ તેવું કરવું નહિ. ૩૨/૫૩૧; ૩૩/૧૯૩.

—ભાગીદારો વિરુદ્ધ હુકમનામું, એકામતે એકાજતે જવાબદારીનું કરવું જોઈએ. ૪૦/૧૪૯.

—સહભાગીદાર તરીકે અમુક હક્ક છે એમ જ્ઞાપન મેળવવાના

દાવામાં, અમુક નિશ્ચિત રકમ વાદીએ વસુલ કરવી એવું કાયમનું હુકમનામું કરી શકાય નહિ. બીજા ભાગીદારોએ તમામ ઉત્પન્ન લીધા પછી પોતાના ભાગની રકમ વસુલ કરવા વાદીએ નવો દાવો કરવો જોઈએ. ૩૨/૧૦૦.

—વરાડના દાવામાં, દરખાસ્ત પ્રમાણે નીકળતી રકમ વાદીને આપવી એવું મોઘમ હુકમનામું ન કરતાં, રકમ નક્કી કરવી જોઇએ. ૩૧/૨૮૯.

૪. તકરાર.

—ગેરશિસ્તપણાની તકરાર પહેલીજ તક ન ઊઠાવી હોય તો તે છોડી દીધી છે એમ માનવું જોઈએ. ૩૬/૩૬૩.

—ન્યાયાધીશે અભીપ્રાય પ્રથમ આપેલ હોવાથી કામ તેમણે ચલાવવું ઇષ્ટ નથી તેવી તકરાર કામ ચાલી ગયા પછી લઈ શકાય નહિ. ૩૦/૪૭૪; ૩૩ પુ. ૨૭૧.

—બીજા વિવાદમાંથી કામ પાછું ગયા પછી વરીષ્ટ ન્યાયા.ના ખાસ ફરમાન વીના નીચેની કોર્ટમાં તેના તેજ હકીકતના પ્રશ્ન વીષે તકરાર કરવા હક્ક નથી. ૩૫/૬૧૮.

તકરાર, નવીન; વિવાદમાં.

—અવલ કોર્ટમાં જે તકરાર લીધી ન હોય, મુદ્દા કઢાવ્યો ન હોય, સામાપક્ષને પુરાવો કરવા તક મળી ન હોય, તેવી તકરાર બીજા વિવાદમાં પ્રથમજવાર ઊઠાવી શકાય નહિ. ૩૯/૨૯૮.

—પહેલા વિવાદમાં છોડી દીધેલી તકરાર બીજા વિવાદમાં લેવા દેવામાં ન આવે. ૩૦/૫૫૨.

—મુદ્દા કઢાવેલો ન હોય એવી હકીકત સબંધેની તકરાર વિવાદમાં પ્રથમ ઊઠાવવા દેવી નહિ. ૩૮/૪૮૨.

—જે તકરાર અવલ કે પહેલા વિવાદ કોર્ટમાં લીધી ન હોય તે બીજા વિવાદમાં પહેલીવાર ઊઠાવવા દેવી બરાબર નથી. ૩૬/૪૩.

—પુરાવાની અપેક્ષા હોય એવા પ્રશ્ન સબંધી તકરાર પહેલવહેલી વિવાદના કામમાં ઊઠાવી શકાય નહિ. ૩૬/૫૯૯.

**કાયદામી તકરારો** જેનો નીર્ણય કરવા વધુ પુરાવો લેવાની અપેક્ષા હોય તે બીજા વિવાદમાં પ્રથમજ લેવા પક્ષકારોને હક્ક નથી. પરંતુ સાબીત થયેલી હકીકત ઊપરથી નીર્ણય થઈ શકે એવી કાયદાની તકરારો બીજા વિવાદમાં પહેલવહેલી લેવા છુટ છે. ૩૬/૭૯.

**દસ્તાવેજના વાસ્તવિક અર્થ વિષે** તકરાર લઈ શકાય. ૩૧/૩૬૫

—**દાવાના અનેક કારણો** એકત્ર કરવાથી ગુણદોષ કે હકુમતને અસર થતી ન હોય તો બીજા વિવાદમાં પ્હેલીજ વાર તકરાર ન લેવાય. ૩૫/૨૮૯.

**પુરાવાના બોજા** સબંધી તકરાર પુરાવો કરવાની તક બન્ને પક્ષને મળી હોય તો બીજા વિવાદમાં ન ચાલે. ૪૦/૩૨૦.

**મુદતઃ**—દાવા અરજ ઊપરથી તે મુદત બહાર જણાતો હોય તો બીજા વિવાદમાં પહેલ વહેલો મુદતનો વાંધો લઇ શકાય. ૩૧/૪૧૨.

—નીચેની કોર્ટે સાબીત માનેલ હકીકત ઊપરથી નીર્ણય થઇ શકે તેમ હોય તો મુદતની બીજા વિવાદમાં પ્રથમજ તકરાર કરી શકાય પણ પુરાવાની અપેક્ષા હોય તો નહિ ૩૧/૪૨૧.

**સૂચના બદલ** તકરાર વિવાદમાં પ્રથમ પણ લેવાય તેવું સર્વ સાધારણ ધોરણ નથી, ૪૦/૯૦૮.

**હકુમત બાબત** તકરાર બીજા વિવાદમાં પ્રથમજ પણ લઇ શકાય. ૩૮/૨૬૦; ૩૩/૬૨૫.

### ૫. દાવો દાખલ થયા પછી બનેલી હકીકતઃ—

આવી હકીકત સામાન્યતઃ ધ્યાનમાં લેવાય નહિ. ૩૪/૧૩૮.

પણ અનેક ફરીયાદો થતી અટકાવવા તથા ઈન્સાફનો હેતુ પાર પાડવા તેનો યોગ્ય વિચાર કરી શકાય. ૩૭/૩૮૮; ૩૬/૯૭; ૩૨/૯૭; ૪૦/૮૯૨; ૩૪/૧૩૮; (વિરૂદ્ધ ૩૪/૧૭૮.)

—વિવાદમાં પણ ૩૨/૯૭.

—કાયદાનું ધોરણ હમેશાં દાવાનું અનેકત્વ ટાળવાનું છે ૪૦/૬૬૮.

**૬. ન્યાયાધિશી.**

**—પ્રથમ ચાલેલ ગૌણુ કામ જે ન્યાયાધિશીની રૂબરૂ ચાલેલું હોય** તેમની પાસે તેજ બાબત પ્રધાન કામ ચાલે તો ન્યાયાધિશીનો **ગ્રહ** અસરકારક થયા વગર રહે નહિ. ૩૮/૬૬૬.

—વિવાદ કોર્ટે નીચેની કોર્ટનો ઠરાવ કાયમ રાખ્યા પછી તેમાં પ્રત્યક્ષ કે આડકતરી રીતે દરમ્યાનગીરી કરવા અગર ડખલ કરવા નીચેની કોર્ટને હકુમત નથી. ૩૭/૩૯૬. (જામીન સબંધી કામ)

—પ્રતીનીધાનથી જુબાની લેવાની માગણી એકવાર નામંજુર થયા પછી નવા ન્યાયાધીશે પરવાનગી આપવી ન જોઈએ. ૩૪/૪૨૮.

**૭. ન્યાયાધીશી અને વકીલો**—ન્યાયાધીશીઓએ વકીલો તરફ હમેશાં માનમર્યાદાથી વર્તવું જોઈએ અને તેમના મોભાને ખામી લાગે તેવું કૃત્ય કરવું ન જોઈએ. ૩૩/૮૩.

**૮. પ્લીડીંગ અને પ્રુફમાં તફાવત.**

આવા તફાવતનો દરેક પ્રસંગે વિઘાતક ઉપયોગ કરવાનો નથી. ખાસ મહત્વનો તફાવત હોય તોજ કરવાનો છે. ૩૫/૧૪૧.

—ભિન્ન હકીકત સાબીત માની ઠરાવ કરેલો હોય તો તે ગેરકાયદે છે. ૩૮/૧૫૬.

**પરણેલી સ્ત્રીને** ફોસલાવવી જુઓ. ફો. નિ ક. ૪૯૪–૪૯૮.

**પરનિર્ણાયક ચોકશી,** જુઓ ફો. કા. ચ. રિ. નિ. ક. ૧૦૧ થી.

**પરરાજ્ય,**

...आरोपीनी मागणी, જુઓ ફો. કા. ચ. રિ. નિ. ક. ૪૦૨ થી.

...નો कायदो, જૂઓ કાયદાનો અમલ.

**...નું દાવાનું કારણ:—**

—જે સ્થળે કરાર થયો હોય તે સ્થળના કાયદામાં કહેલી રીતે કરાર થયો ન હોય તેથી તે નિરર્થક થતો હોય તોજ બીજે સ્થળે પણ તે નિરર્થક (void) ગણાય. ૩૩. પુ. ૨૭૯.

—ગેરકાયદેસર અગર નિરર્થક હોય તો તે ઉપરથી આ રાજ્યમાં દાવો ચાલે નહિ; પરંતુ તેવું ન હોય તો **દાદ** (ઇલાજ, Remedy)

સંબંધના આ રાજ્યના ધોરણો લાગુ પડે. ૪૦/૮૨૮.

—કઈ બાબતો દાદને લગતી છે તે બતાવ્યું. ૪૦/૮૨૮.

—જે ઠેકાણે જે લ્હેણાનો જન્મ થયો, અને જે માટે ત્યાં હુકમનામું પણ થયું હોય તો તે લ્હેણું આ રાજ્યમાં તે જીવતું છે એમ ગણી શકાય નહિ. ૩૬/૬૪૯.

—પરરાજ્યમાં દાવો ચાલુ છતાં તેજ દાવાના કારણ ઉપરથી આ રાજ્યમાં પણ દાવો ચાલી શકે. ૩૭/૬૧૪.

વળી જુઓ, દિ. નિ. ક. ૨૦, ૨૭.

......સામો પક્ષકાર, જૂઓ પદ્ધતિ; પુરાવ એક્ટ ક. ૧૨૦; ૧૬૩.
**પશ્ચાતદર્શિ અમલ**, જુઓ કાયદો.
**પ્રતિનિધાન**, જૂઓ દિ. નિ. પરિ. ૨૬.
**પ્રતિબંધ**, જુઓ પુરાવા એક્ટ ક. ૧૧૫ et seq.
**પ્રત્યંતરી પુરાવો**, જૂઓ પુરાવા એક્ટ ક. ૧૩૩.
**પ્રતિવાદી**, જુઓ પક્ષકાર તથા દિ. નિ. પરિ. ૫, ૬, ૮, ૯.
**પ્રમાણપત્ર**, જુઓ મૃત્યુપત્ર.
**પાછલો હિસાબ**, જુઓ દિ. નિ. પરિ ૧૮ § ૧૫.
**પાટીદાર**, જુઓ ન્યાત.
**પારકી ઓરત** ફોસલાવી જવી, જુઓ ફો. નિ. ક. ૪૯૪–૪૯૮.
**પાર્ટ પરફોર્મન્સ.** વળી જૂઓ મિ. સ્વ. નિ.ક. ૬૭, ૧૪૦

—કોઇપણ કરાર કાયદેસર રીતે થયો ન હોય તો પણ પક્ષકારોએ લાંબો વખત તે પ્રમાણે વર્તન કર્યું હોય તો તેનો અમલ કરી શકાય. ૩૯/૧૮.

પક્ષકારોની વચ્ચે વેચાણનો કરાર થઈ તેનો અંશતઃ અમલ થઈ ગયો હોય, અને કરારના બાકીના ભાગનો અમલ કરવાનું, એટલે કોઈ **વીધી** કરવાનુંજ બાકી રહ્યું હોય, તોજ આ ધોરણ લાગુ કરી શકાય એવું નથી. પક્ષકારો એમ સમજતા હોય કે કરારનો અમલ પુરેપુરો થઇ ગયો છે; અને તેથી વેચાણનો વ્યવહાર કાયદેસર રીતે વેચાણખત થઈ પુરો થએલો ન હોય ત્યારે પણ આ તત્વ લાગુ પડે છે. ૩૫/૧૪૧.

—જ્યાં વગર નોંધેલા લેખ પ્રમાણે **વર્તન** થયું હોય ત્યાં આ તત્વ લાગુ છે; અને નોંધણીની ખામી દુર કરી શકાય છે. ૩૯/૧૮; ૩૧/૩૫૩.
—તેથી વેચાણ આપનાર કબજો લેવા દાવો કરી શકે નહીં. ૩૫/૨૭૨.

—એવે પ્રસંગે વાદીના કબજાના દાવા સામે બીન નોંધેલો કરાર સંપુર્ણ બચાવ છે, ૩૯/૧૮.

—કબજા ગીરોદારને મીલકત મોઢાના કરારથી વેચાણ આપી ગીરોદારને નામે મોંબદલો કરાવી કબજાનું સ્વરૂપ બદલ્યું હોય તો ગીરો છોડાવવાનો હક નષ્ટ થાય છે. અને તેવો હક નષ્ટ કરવા માટે નોંધાએલો દસ્તાવેજ નહીં થયાથી ખામી કે અપુર્ણતા હોય તોપણ પક્ષકારના વર્તન અને કૃત્યથી તે પુરી થઈ શકે છે. ૩૧/૧૫૧.

મિ. સ્વ.ની. ક. ૬૬ પ્રમાણે પ્રતીવાદીનો વેચાણ હક્ક પુર્ણ થયો ન હોય, તો પણ મીલકત વેચવાનો કરાર કરી પ્રતીવાદીને જમીન કબજે આપ્યા પછી, તે જમીન વાદીને પાછી આપવાનો દાવો અપાવવો નહીં જોઈએ. ૩૩, પુ. ૨૧૯.

**પારસી મેરેજ** એન્ડ ડાઇવોર્સ એકટ. આ રાજ્યમાં લાગુ નથી. ૪૦/૭૦૦.

**પારસી સ્ત્રી.** જૂઓ અન્નવસ્ત્ર.

**પાલ્ય.** જૂઓ સજ્ઞાનપણાની ઉંમર અને પાલ્યપાલક નિબંધ.

**પાવતી,** જૂઓ સ્ટાંપ નિબંધ. §. ૨૯.

**પ્રાઇમાફેસી કેસ;** જૂઓ ફો. કા. ચ. રિ. નિ. ક. ૪૦૨.

**પ્રાથમીક મુદ્દાના** ઠરાવ ઉપર વિવાદ, જૂઓ દિ. નિ. પરિ. ૩૯ § ૨૩.

**પ્લીડાંગ અને પ્રૂફ.** જુઓ પદ્ધતિ.

**પીરની દરગાહ,** જુઓ મુસલમાની સરેહ.

**પુત્રની જવાબદારી.** જુઓ હિન્દુ મા બાપ અને પુત્રો સંબંધી નિબંધ. ક. ૧૮; ત્થા હિન્દુ વડિલાર્જીત કરજ પતાવવાનો નિબંધ.

## પુરાવા એકટ.

**ક. ૩.** આરોપીની કબુલત કે જવાબ **પુરાવો નથી.** ૩૩.પુ. ૩૬૪.

**ક. ૬, ૭, ૯, ૧૧.** જુબાનીની ખરી નકલ રજુ કર્યા પછી તે જુબાની આપનાર અમુક સખસ હતો તેમ સાબીત કરવું જોઈએ. તે આસપાસના સંજોગો અને પ્રત્યરી પુરાવા ઉપરથી પણ સાબીત કરી શકાય. ૩૭/૪૦૬.

**ક.૭.** જૂઓ ક. ૬.

ક. ૮. અંગીકાર વર્તણુંક નથી. ૩૩. પુ. ૧૮૨.

ક. ૯. જૂઓ ક. ૬.

ક. ૯, ૧૧. કોઈ પણ વ્યવહારને લગતી કોઇ રકમ કોઇ ચોપડીમાં અગર બીજા કાગળમાં દાખલ નથી એ હકીકત પુરાવામાં ગ્રાહ્ય છે. ૩૬/૨૫.

ક. ૧૧. વળી જૂઓ ક. ૬, ૯, ૩૨.

—પાસે પાસેની જમીન પૈકી એકની બાબતમાં અમુક પ્રકારનો હક્ક હોય તેથી બીજી જમીનની બાબતમાં તેવો હક્ક હોવાનું અનુમાન કરવા તે પુરાવો અગ્રાહ્ય છે. એકજ જથ્થાની કે માલીકીની જમીનો હોય તો ગ્રાહ્ય છે. ૪૦/૬૪.

ક. ૧૧–૧૩. તકરારી મીલકત સંબંધે પક્ષકાર અને ત્રાહીત સખસની વચ્ચે થએલા લેખ પુરાવામાં વાપરી શકાય છે. ૩૫/૬૧૩.

ક. ૧૩. વળી જૂઓ કલમ ૧૧ તથા ૩૨.

—કલમ ૧૩ (૧) માં બતાવેલા કોઇ વ્યવહાર સંબંધમાં કાંઈ ખત, વીલ અગર બીજા દસ્તાવેજમાં કોઈ મજકુર લખેલો હોય તો તે મજકુર કલમ ૩૨ (૭) મુજબ પુરાવામાં ગ્રાહ્ય છે. ૩૬/૨૫.

—દાવાવાળી જગ્યા સંબંધે **ત્રાહીત**ની ભાડાચીઠીઓ તથા ભાડુ મળ્યાના ચોપડાના ઉતારા ગ્રાહ્ય છે. વજન કેટલુ આપવું તે પ્રશ્ન જુદો છે. ૩૯/૬૦.

—ત્રાહીત વચ્ચે થએલો ફેંસલો, માલીકી કે વહીવટની સાબીતી માટે ગ્રાહ્ય છે. ૩૧/૧૭૭.

ક. ૧૩–૪૪. પક્ષકારો વચ્ચે નહીં એવા ઠરાવ, અંગીકારની સાબીતી માટે ગ્રાહ્ય છે. ૩૭/૪૦૩.

ક. ૧૪. **ઈરાદાનો પ્રશ્ન** હોય ત્યારે તેવાજ પ્રકારના બીજા કામમાં કેવી રીતે વર્તવામાં આવ્યું હતું તે, લગતો પુરાવો છે. ૩૧/૨૬૦.

—પણ કામમાંના ગુન્હાની સાબીતી માટે તે ગ્રાહ્ય નથી. ૩૧/૨૬૦.
**ક. ૧૫. અને દ્રષ્ટાંત** (a). અગાઉના તેવાજ પ્રકારના આરોપીના કૃત્ય બાબતના પુરાવાનો ગુન્હાઇત કૃત્ય માટે ઉપયોગ ન થાય. ગુન્હાઇત કૃત્ય સાબીત થાય તો એવો પુરાવો એ કૃત્ય, **આકસ્મીક** કે ઇરાદાપુર્વકનું હતું એ વાતની સાબીતી માટે વપરાય. ૩૮/૫૭૩.
**ક. ૨૧.** વળી જુઓ ક. ૮.

—**અંગીકાર** ચોકસી પહેલાનો હોવો જોઈએ ૩૩/૨૦૧.

—પક્ષકારે **પ્રથમ** કહેલા મજકુરનો અંગીકાર તરીકે ઉપયોગ કરવામાં ક. ૧૪૫. લાગુ નથી. ૩૬/૩૦૭.

—અંગીકાર નિર્ણાયક પુરાવો નથી. તે કરનાર વિરૂદ્ધ વાપરી શકાય. તેનો ઉપયોગ ક. ૧૧૫. પ્રમાણે કરી શકાય જૂઓ ક. ૧૧૫ ૩૩. પુ. ૧૮૨.

**ક. ૨૪ કબુલત** આરોપી વિરૂદ્ધ ગ્રાહ્ય કરી શકાય છે. ૩૮/૫૬૦. ૩૩/૨૦૧; ૩૩/૧૦૧.

—ગ્રાહ્ય કર્યા પછી અમુક હકીકતનો ઉપયોગ કરવો અને અમુકનો નહીં એમ કહેવાય નહીં. ૩૮/૫૬૦.

—બીજો પુરાવો ન હોય તોપણ ગુન્હો બન્યાની વાત માટે પણ તે ગ્રાહ્ય છે. ૩૮/૫૬૦.

—કબુલત પાછી ખેંચી લીધા છતાં **દેહેશત, લાલચ, મારહાણ** થયાની સાબીતી વિના કબુલત બાજુ ઉપર મુકી શકાય નહીં. બીજા પ્રત્યંતરી પુરાવા સિવાય શીક્ષા થઈ શકે છે. ૩૩. પુ. ૩૭૨. ૩૩/૧૦૧.

—Judicial confession, લાલચ, ધમકી, દેહેસત વિગેરે પ્રત્યક્ષ પુરાવાથી કે તે કબુલત ઉપરથીજ જણાઈ આવે તોજ, તે બાજુ ઉપર મુકી શકાય. ૩૮/૫૬૦.

Extra-Judicial કબુલત માટે જૂઓ ક. ૨૭.
**ક. ૨૪. મારહાણ દેહેશત,** વિગેરેનું પ્રથમદર્શનીય અનુમાન થાય નહીં. ૩૩/૧૦૧.

—કબુલત જવાબ પછી આરોપીને પાછો પોલીસમાં સોંપેલ હોય તેથી માર હાણુ કે બીક આપ્યાનું અનુમાન ન થાય. ૩૩. પુ. ૩૪૯.

—રાજીખુશીથી કબુલત કરી નથી એમ જ્યારે આરોપી કહે ત્યારે તેમ કરી છે કે નહીં તેનો પુરાવા ઉપરથી નિર્ણય કરવો જોઈએ. ૩૭/૧૯.

—રાજીખુશી ન હતી, તે બતાવવાનો બોજો આરોપી ઉપર છે. ૩૩/૧૦૧.

—"ઝટ લઈને બોલેલો નહીં એટલે ફોજદારે સોટા મારેલો" ×× ફોજદારે કહેલું કે સાચું બોલજે ×× તારૂં કલ્યાણ થશે." આવી કબુલત ગ્રાહ્ય નથી. ૩૭/૧૯.

ક. ૨૬. વળી જૂઓ ફો. કા. ચ. રિ. નિ. ક. ૬૭.

ફોજદારી ન્યાયાધિશ આગળ કરેલ મોઢાની (લખી લીધેલ નહીં તેવી) કબુલતને આ કલમ લાગુ નથી. ૩૩/૧૦૧.

ક. ૨૯. આરોપી પોલીસ હવાલામાં હોય તોપણ તેણે કરેલ વિધાનોથી કાંઈ મીલકત કે હકીકતની સોધ લાગે તો તે વિધાનો ગ્રાહ્ય છે. ૩૩/૧૦૧.

—Extra Judicial કબુલત અગર પોલીસ આગળ થએલ કબુલત પુષ્ટીકારક પુરાવો હોય તોજ ગ્રાહ્ય થઈ શકે. ૨૮/૫૦૬.

—શોધ લાગેલ હકીકતને, સ્પષ્ટ રીતે લગતાજ વિધાનો સાબીત થઈ શકે. ૩૩/૧૦૧.

—આવા વિધાનો હકીકતની કે મીલકતની શોધ લાગે તે પહેલા થવા જોઈએ. ૩૩/૧૦૧.

—આવી શોધ આરોપી કરી બતાવે કે બીજાને થાય તે એક સરખુંજ છે. ૩૩/૧૦૧.

ક. ૩૦. પાછી ખેંચી લીધેલ કબુલત પણ સહઆરોપી વિરૂદ્ધ ગ્રાહ્ય છે. ૩૩/૧૦૧.

ક. ૩૨. વળી જુઓ ક. ૬૩.

ક. ૩૨. ૧૧ (૧). તકરારી મીલકતની બાજુની મીલકતના લેખમાં તેના ખુંટમાં તકરારી મીલકતની માલકી બતાવી હોય તે મજકુર ગ્રાહ્ય છે. ૩૮/૪૬૨; ૩૧/૪૮૯; ૩૪/૩૪૭.

ક. ૩૨ (૨). જન્મ દીવસ નક્કી કરવા **જન્મોત્રી** ગ્રાહ્ય છે. ૩૨/૩૫૧.

ક. ૩૨ (૩). મૈયત ઇસમે ચોપડામાં પોતાના હીત વિરૂદ્ધ કરેલ લખાણ ગ્રાહ્ય છે. ૩૬/૨૫.

—સહઆરોપી ન હોય એવા મૈયત આરોપીનો કબુલત જવાબ પુરાવામાં ગ્રાહ્ય થઈ શકે કે કેમ તે સંબંધે શંકા બતાવી. ૩૫/૪૭૭.

ક. ૩૨ (૫) **પેઢીનામું**—કુટુંબ વિષે ખાસ માહીતી ધરાવનારમાં કુળગોર, બારોટ, વહીવંચા, ચારણ વિગેરેનો સમાવેશ થાય છે તેમણે કહેલી કે લખેલી હકીકત ગ્રાહ્ય છે. ૩૯/૧.

ક. ૩૨. (૬).—પેટા કલમ ૫ વિષેના મજકુરનેજ લાગુ છે. ૩૨/૩૫૧.

—કુટુંબના મૈયત સખસોના મૃત્યુપત્ર, કુટુંબને લગતા બીજા લેખો, વંશાવળી વિગેરે સગપણની સાબીતી માટે ગ્રાહ્ય છે. ૩૯/૧.

ક. ૩૪. માત્ર **ચોપડા** રજુ કર્યાથી કાંઇ વ્યવહાર થયાનું ઠરાવી શકાય નહીં. ૩૯/૫૮૦.

—પ્રત્યંતરી પુરાવો કેવો જોઈએ તે દરેક કામની હકીકત ઉપર આધાર રાખે છે. દરેક રકમની આપ લે થઈ છે એવી વીગતવાર સાબીતીની જરૂર નથી. ૩૯/૫૮૦.

ક. ૪૧. **પ્રમાણપત્ર** કામના પક્ષકારોનેજ નહીં પણ તમામ સખસોને અને કોર્ટને બંધનકારક છે. ૪૦/૭૨૭. જુઓ ક. ૯૧ (૨).

ક. ૪૪. જુઓ ક. ૧૩.

ક. ૬૩-૩૨. એક ભાઇએ બીજાને જુદા થવા સંબંધે આપેલી નોટીસના **દુય્યમ પુરાવા** માટે નોટીસ આપનારનું મૃત્યુપત્ર ગ્રાહ્ય નથી. ૩૧/૧.

ક. ૬૪-૬૫. જુઓ ક. ૯૧; તથા દસ્તા. નોંધણીની ક. ૫૩.

ક. ૬૮. જુઓ મિ. સ્વ. ની. ક. ૩ **ચ**.

ક. ૬૮, ૬૯. પરહદનો સાક્ષી આવતો ન હોય તો ક. ૬૯ પ્રમાણે તથા મતાના અક્ષરની સાબીતી થાય તો બસ છે. ૩૧/૩૩૫.
ક. ૮૦. અસલ જુબાની બીજા કામમાં દાખલ થાય ત્યારે ક. ૮૦ પ્રમાણે **અનુમાન** કાઢવાની ફરજ છે. ૩૦/૪૭૪.

ક. ૮૯. નોંધણી ખાતાની **ખરી નકલ** ઉપરથી, નકલ મુજબ દસ્તાવેજ થયો હતો, યોગ્ય સ્ટાંપ ઉપર હતો અને કાયદેસર રીતે સાક્ષીઓ થઈ હતી એમ **અનુમાન** કરવું જોઇએ, ૩૭/૧૦૯.
ક. ૯૦. **અનુમાન** કરવું કે નહીં તે મુખત્યારીની વાત છે. મુખત્યારી કાયદાના ધોરણો પ્રમાણે વાપરવી જોઇએ. નીર્ણય ઉપર આવતા પહેલાં સાધક બાધક કારણો જાહેર કરવા પક્ષકારને તક આપવી જોઇએ. ૩૬/૩૯૫.

ક. ૯૧ વળી જુઓ દસ્તા. નોંધણી નીબંધ. ક. ૫૩.
—ક. ૬૪, ૬૫ નું ધોરણ પ્રસંગ પ્રમાણે બીજા સ્વરૂપમાં ક. ૯૧ માં છે. ૩૭/૧૩.

—દસ્તાવેજ થયાનું બન્ને પક્ષને કબુલ હોય તો આ કલમનો નિબંધ લાગુ પડે છે. પરંતુ તેઓ સંમત ન હોયતો તે થયા બદલની ખાત્રી થયા વિના ક. ૯૧ લાગુ નથી. ૩૭/૧૩.

ક. ૯૧ **અપવાદ ૨.** મૃત્યુપત્રની સાબીતી માટે **પ્રમાણપત્ર** એ નિરૂત્તર પુરાવો છે. ૪૦/૭૨૭.

ક. ૯૧, ૯૨, વગર નોંધેલ દસ્તાવેજ વિરૂદ્ધ સાબીતી માટે નોંધેલ દસ્તાવેજની જરૂર નથી. ૩૬/૧૭.
ક. ૯૨. લખી લેનાર અને આપનાર વચ્ચેના નહીં એવા દસ્તાવેજને આ કલમ લાગુ પડતી નથી. ૪૦/૧૪૧.

—મી. સ્વ. નિ. ક. ૬૪ અગર દિ. નિ.. પરી. ૨૧ રકમ ૬૭ પ્રમાણેના દાવામાં ત્રાહીતવાદી દસ્તાવેજ વિરૂદ્ધ મોઢાનો પુરાવો આપી શકે. ૩૧/૧૫૬.

—લખી આપનારા બે જણ વચ્ચેની તકરારના પ્રસંગે ક. ૯૨ લાગુ નથી. ૪૦/૪૪૫.

—જ્યાં બીન નોંધેલ મુળ કરાર ઉપરથી નોંધેલા લેખની શરતોમાં ફેરફાર થતો હોય તો તે કરાર ગ્રાહ્ય નથી. ૩૧/૫૨૯.

—વેચાણનો દસ્તાવેજ લખી આપનાર તે દસ્તાવેજ વેચાણનો નથી એમ બતાવી શકે નહીં. ૩૪/૫૦૧.

—લહેણાના દસ્તાવેજમાં વ્યાજનો કરાર ન હોય તો તે બાબત મોઢાનો કરાર સાબીત કરી શકાય નહિ. ૩૭/૨૫૭.

—બીજો કરાર અવસ્ય નોંધણીને પાત્ર છતાં, બીનનોંધલ હોય તો પ્રથમના લેખને કાંઇ અસર થતી નથી. નવો કરાર અમલમાં લાવી શકાય તેવો હોય તોજ મુળ કરાર રદ થાય છે. ૩૧/૫૨૯.

—વેચાણનો લેખ થયા પછી, જો પક્ષકારોએ તે વ્યવહારને ગિરો સમજી વર્તન કર્યું હોય તો, તેવા વર્તનનો પુરાવો આપી શકાય. ૩૫/૨૩૭. વળી જુઓ "વેચાણ."

—ભાડાની રકમ, પ્રતીવાદીએ વાદીને આપેલ વેચાણના અવેજમાંથી, લેવાનો ઠરાવ સાબીત કરી શકાય. ૩૭/૪૮૪.

ક. ૯૨ (૧) કપટ અગર ગેર સમજુતથી લેખ કરાવી લીધો હોય તો લેખનું ખરૂં સ્વરૂપ બતાવવા મોઢાનો પુરાવો ગ્રાહ્ય છે. ૩૯/૮૬૩.

ક. ૯૨ (૪). ગીરો લેખની શરતમાં ફેરફાર કરતો લેખ ગીરો લેખની વ્યાખ્યામાં આવતો ન હોય, તો તે ઉપર બે સાક્ષીઓની આવશ્યક્તા નથી અને તે નોંધાયો હોય તો પુરાવામાં ગ્રાહ્ય છે. ૩૩. પુ. ૩૩૬.

—મુળ લેખ મોઢાના કરારથી જ્યારે નાબુદ થતો હોય તો ક. ૯૨ (૪) નો અપવાદ લાગુ પડે છે. મુલ લેખ ફેરફાર સાથે કાયમ રહેતો હોય તો લાગુ નથી. ૪૦/૯૮૧.

—નોંધાએલા દસ્તાવેજનો નીકાલ કર્યાનું બીજા પુરાવાથી (મોઢાના પુરાવાથી પણ) સાબીત કરી શકાય. ૩૧/૫૨૯. ૩૩.પુ.૪.

—ગીરોનો અવેજ રોકડ નહીં આપતાં બીજી ગોઠવણ કરી હોય તે પણ બતાવી શકાય છે. ૩૩. પુ, ૪.

—ઉઘડ ચીઠ્ઠીની સ્પષ્ટ કબુલતો વિરૂદ્ધ મોઢાની હકીકત સાબીત કરી શકાય નહી. ૩૬/૫૬૭.

ક. ૯૨ (૬). વાપરેલ શબ્દનો ચોકસ અર્થ ઠરેલો ન હોય તો પક્ષકારોનો ઇરાદો જોવા મોઢાનો પુરાવો લેવાય. ૩૯/૪૦૫.

ક. ૯૩. ગીરો લેખમાં અવધનો આંકડો પોલો હોય તો અવધ ઠરાવી નથી એમ ગણાય. ૩૩/૨૪૨.

ક. ૧૦૨. અવેજની તકરાર પ્રતીવાદી જવાબમાં લે અને પાછળથી થોડો મલ્યાનું કબુલ કરે તો અવેજ નથી એમ સાબીતીનો બોજો તેને શીર છે. ૩૦/૫૯૬.

ક. ૧૦૩. કબજો અમુક વખતથી વિરૂદ્ધ કબજો થયો છે તેમ કહેનાર ઉપર તેની સાબીતીનો બોજો છે. ૩૨/૨૮૬.

ક. ૧૦૫. આરોપીની શુદ્ધબુદ્ધિની સાબીતીનો બોજો તેના ઉપર છે. તે હકીકતનો પ્રશ્ન છે. ૩૧/૨૬૦.

વળી જુઓ ફોજદારી ફરીયાદ (પુરાવો)

ક. ૧૦૬. ગીરોની રકમ કેટલી તે ગીરોદારે બતાવવું જોઈએ. ૩૪/૫૫૮.

—અન્નવસ્ત્ર માટે વિધવાના દાવામાં કુટુંબની સ્થીતી વિશે પ્રતીવાદીએ પુરાવો કરવો જોઈએ. ૩૮/૫૨૭. પેરા ૧૨.

ક. ૧૦૮. સં. ૧૯૫૬ થી સન ૧૯૧૮–૧૯ સુધી પત્તો ન હોય તેવો સખલ નીદાન ૧૮–૧૯ માં જૈયત છે, એવું અનુમાન કરાય. ૩૪/૩૧૫.

ક. ૧૦૯. કામની હકીકત ઉપરથી ભાડુઆતનો સંબંધ હોવાનું અનુમાન કર્યું. ૪૦/૮૪૨

ક. ૧૧૧. To prove good faith of the transaction લખી આપનાર ઉપર ગેર વ્યાજબી દબાણ થયું ન હતું એમ પ્રથમદર્શનીય લખી લેનારે બતાવવું જોઈએ. મિ. સ્વ. નીબંધમાં good faith નો અર્થ છે તેવો કરવાનો નથી. ૩૨/૫૪૬.

—કામની હકીકત ઉપરથી શુદ્ધબુદ્ધિ માની. ૩૨/૫૪૬,

ક. ૧૧૪. ભાડુઆતનો સંબંધ માનવ સ્મૃતિ અગાઉ શરૂ થયો હોય તો કાયમનો ભાડુઆત હોવાનું **અનુમાન** થાય છે. ૩૩/૬૪૨.

—ફરીયાદીનો ચોક્કસ પ્રસંતરી પુરાવો હોય તો આરોપી વિરૂદ્ધની હકીકતના આરોપીના ખુલાસાના અભાવે ગુન્હો સાબીત મનાય. ૩૮/૫૭૩.

ક. ૧૧૫. જુના કાયદાનું ધોરણ નવાથી બદલાય તો નવા કાયદા પ્રમાણે તકરાર લેવા **પ્રતીબંધ** નડતો નથી. ૩૩/૬૧૦.

—કાયદા પ્રમાણે કરી શકાતી નહોય તેવી તકરાર કરવા પ્રતીબંધ છે. ૩૯/૮૨૬.

—કોર્ટને હકુમત કાયદાથીજ ન હોય તો તકરાર ન લીધાથી પ્રતીબંધ નડતો નથી. ૩૭/૪૯૩.

—કથનો ખરા છે કે ખોટા છે તેનો અગાઉ નિર્ણય થઈ ગયો હોય તો, મુળ કથનો ઉપર આધાર રાખી પ્રતીબંધનું તત્વ લાગુ કરવા માગણી થઈ શકે નહીં. ૩૩/૨૭૪.

—દસ્તાવેજ ઉપર સાક્ષી કરવાથી સંમતીનું અનુમાન થાય નહીં. મજકુર સમજી શાખ કરી હોય તો અનુમાન થાય. ૩૩/૫૦૯.

—અંગીકાર કરવાથી પ્રતીબંધ નડે. ૩૩. પુ. ૧૮૨.

—વાડા કાછાનું કિરાયું ૬–૭ વર્ષ આપવાથી માલકી બતાવવામાં પ્રતીબંધ નડતો નથી. ૩૧/૬૫૦.

—પ્રતીવાદી પોતાના ધણીનો વારસ છે એમ મોંબદલાના કામે વિધાવાએ કહ્યું હોય તેથી પાછળથી મૃત્યુપત્રથી પોતે વારસ છે એમ કહેવા વિધાવાને પ્રતીબંધ નડતો નથી. ૩૧/૧૪૩.

—ગીરો લેખ લખી આપનાર ગના એક વારસ સએ તથા જમાનીદારના વારસ તરીકે અએ તે લેખ નોધાવી આપવાથી ગનો વારસો અને પણ સંપ્રાપ્ત થવાથી સ સ્વતંત્ર માલીક નથી તેમ કહેવા અને પ્રતીબંધ નડે નહીં. ૩૯/૪૭૯.

પ્રતીબંધ માટેના કૃત્યો સ્પષ્ટ જોઈએ. દ્વિઅર્થી કે સંદીગ્ધ નહીં. ૩૬/૩૪૮.

સાબીતી—સામાના કૃત્ય કે કથન ઉપર વીશ્વાસ રાખ્યાથી પોતાને

નુકશાન ખમવું પડયું છે અગર સ્થીતીમાં ફેરફાર થયો છે. એમ બતાવવું જોઇએ. ૩૬/૩૪૮. વળી જુઓ ૩૯/૪૭૯.

—પ્રતીબંધનું તત્વ કેવે પ્રસંગે લાગુ કરી શકાય તે **ધોરણો બતાવ્યા.** ૩૫/૫૭૧.

—બંને પક્ષકારો ખરી હકીકત જાણતા હોય ત્યાં આ તત્વ લાગુ નથી. ૩૯/૮૫૭; ૩૫/૩૦૦.

—**ગીરો** ચાલુ છતાં ગીરો મુકનારની માલીકી ઈન્કાર કરવા ગીરોદારને પ્રતીબંધ નડે છે. ૩૧/૪૯૭; ૩૭/૭૧૧.

—ગીરોદારનો ત્રાહીત પાસેથી પ્રથમથીજ કબજો હોય છતાં ગીરો લેખના કારણે ગીરો મુકનારની માલકી ઈન્કાર કરવા તેને પ્રતીબંધ નડે છે. ૩૯/૮૫૭; (સરખાવો ૩૮/૧૪૮) વિ. ૩૭/૭૧૧.

—ભોગ્ય ગીરોના વ્યવહારમાં ગીરોદાર તરીકે કબજો બંધ થઈ માલીક તરીકે થયો છે એમ ગીરોદાર બતાવી શકે. ૩૨/૨૮૬.

—વેચેલી મીલકત પોતાની માલીકીની ન હતી તેમ ખરીદદાર સામે **વેચનારને** કહેવા પ્રતીબંધ નડે છે. ૩૧/૯૧.

—**હિંદુ વિધવાના** સ્વત્વાર્પણને ઉત્તરાધીકારીએ આપેલ સંમતીનો ઉપયોગ પ્રતીબંધ તરીકે થઈ શકે. ૩૩/૨૨; ૩૪/૫૨૭.

—પણ તે સ્વત્વાર્પણ કરવા તેને કાયદેસર અધીકાર હોયજ નહીં તો બાધ નડે નહીં. ૩૮/૪૮૨.

ક. **૧૧૬.** કબજો ભાડે આપનાર પાસેથી મળ્યો હોય અગર તેમ ન મળ્યો હોય પણ ભાડે રાખનારે તેનો માલકી કબુલ કરી ભાડુ આપવા કબુલત કરી હોય તો **ભાડુતથી માલકી હક ઇન્કાર કરી શકાય નહીં.** ૩૮/૧૪૮. ૩૩/૫૩૮.

પણ ભાડુ આપવાનો કરાર ભુલ, કપટ, ગેર સમજુત વિગેરે-થી દૂષિત હોય તો ઈન્કાર કરી શકાય. ૩૮/૧૪૮.

ભાડે આપ્યા પછી માલીકની માલકી નષ્ટ થઇ હોય તો પણ ઇન્કાર કરી શકાય. ૩૮/૧૪૮.

**ક. ૧૨૦.** દિવાની કામોમાં **સામો પક્ષકાર,** સાહેદ થઈ શકે છે. ૩૮/૩૬૪. જુઓ પદ્ધતિ.

**ક. ૧૨૨.** ધણીએ ગુન્હો કર્યા બદલ ઓરતે લખાવેલ હકીકત પુરા-પુરાવામાં અગ્રાહ્ય છે. ૩૯/૯૩૮.

**ક. ૧૩૩. સામલાતીની જુબાની** વાપરવામાં ઘણું જોખમ છે. તે દૂષિત પુરાવો હોઈ પ્રત્યંતર પુરાવાની અપેક્ષા છે. પ્રત્યંતર પુરાવો કેટલો જોઈએ તે દરેક કામની હકીકત ઉપર આધાર રાખે છે. ૩૧/૨૬૦.

—મુખ્ય ભાગ ખરો છે અને બીજા પુરાવાથી તેને પુષ્ટી મળે છે એમ કોર્ટની ખાત્રી થાય તો બાકીના ભાગને પુષ્ટી ન હોય તોપણ તે વાપરી શકાય. ૩૩. પુ. ૩૫૫; ૩૩. પુ. ૩૭૮; ૩૯/૧૬૫.

—આવો પુરાવો ગુન્હો બન્યો છે તેટલા પુરતો નહીં પણ તે ગુન્હામાં બીજો આરોપી સામેલ હતો તેવો જોઈએ. ૩૯/૧૬૫.

**ક. ૧૪૫, ૨૧, ૧૫૫ (૩)** સાક્ષીદારને ખોટો પાડવા પ્રથમનું કથન તેના ધ્યાન ઉપર આણવાની ફરજ છે. ૩૯/૯૩૮; ૩૬/૩૦૭.

**ક. ૧૪૫.** ઉલટ તપાસ દરેક પ્રશ્ન પુછીને ન કરતાં, સાહેદોની પ્રથમ થએલ જુબાનીઓ en bloc વાપરવી તે સામાપક્ષની હરકત ન હોય તો ગેરશિસ્તપણું છે. પણ તેમાં અસાધારણ રાહે દરમ્યાનગીરી કરવી ઠીક નથી. ૩૫/૩૮૬.

—અંગીકાર તેના કરનારને જુઠો પાડવા વપરાય ૩૩. પુ. ૧૮૨.

—તે વખતે તે તેના ધ્યાન ઉપર આણવાની જરૂર નથી. ૩૬/૩૦૭.

**ક. ૧૫૫ (૩)**—જુઓ ક. ૧૪૫.

**ક. ૧૫૭.** વળતરના કામમાં જાહેરનામા વખતે મીલકતની વસ્તુ-સ્થીતીનો **પંચકયાસ** વસ્તુસ્થીતી બતાવવા ગ્રાહ્ય છે; પણ જમીનની કિંમત વિશે પંચનો અભીપ્રાય ગ્રાહ્ય નથી. ૩૧/૩૮૬.

**ક. ૧૬૩. સામા પક્ષકારના** કબજામાંથી લઈ તપાસી રજુ કરા-વેલો દસ્તાવેજ ખોટો છે એમ કહેવા છુટ નથી. ૩૪/૧૪૮.

## પુરાવો.

### ગ્રાહ્ય–અગ્રાહ્ય.

—ગેર લગતો અથવા નોંધણીના અભાવે અગ્રાહ્ય પુરાવો વાંધો ન લીધાથી ગ્રાહ્ય થતો નથી. ૩૭/૧; ૩૫/૩૦૦; ૩૨/૩૫૧; ૩૧/૪૮૯.

—તે સંબંધે વિવાદમાં પણ તકરાર લઈ શકાય. ૪૦/૪૭.

—કંઈ ખામીને લીધે પુરાવો અગ્રાહ્ય હોય તો તે સંબંધે યોગ્ય વખતે તકરાર લઈ તે પુરી કરવા તક આપવી જોઈએ. ૩૪/૨૪૦.

—ગ્રાહ્ય પુરાવો દાખલ કરવા સંમતી આપી હોય અગર વાંધો ઊઠાવ્યો ન હોય તો તેની સાબીતી સંબંધે પાછળથી તકરાર લઈ શકાય નહિ. ૩૭/૧; ૩૫/૬૦૬. ૩૫/૩૮૬.

### પુરાવાની તુલના.

વાદીનો પુરાવો ખરો માની પ્રતિવાદીનો અવિશ્વાસનીય છે એમ લખ્યું હોય તો તુલના કરી નથી એમ કહેવાય નહિ. ૩૭/૩૬૭.

—જેની સાબીતીનો બોજો જે પક્ષકાર ઊપર ન હોય તે હકીકત સાબીત ન થાય તો તેના વિરૂદ્ધ હુકમનામુ થઈ શકે નહિ. ૩૩.પુ.૨૪૨.

—સાહેદે લાંબા વખતે (૭ વર્ષે) આપેલી જુબાની માનવી ન જોઈએ. ૩૯/૧૬૫.

પગલું એ એક અતી અનીશ્ચીત પુરાવો છે. ૩૩. પુ. ૩૭૮.

दरखास्त, જુઓ દિ. નિ. પરિ. ૧૬.

दुय्यम पुरावो, જુઓ (૧) દસ્તા. નોંધણી નિબંધ. ક. ૫૩.
(૨) પુરાવા એક્ટ ક. ૬૪ થી ૯૨.

नवो मळी आववाथी फेर तपासणी, જુઓ દિ. નિ. પરિ. ૪૪.

प्रत्यंतरी (Circumstantial) જુઓ પુરાવા એક્ટ ક. ૧૩૩.

बीजा न्याया ए लीधेलनो उपयोग જુઓ દિ. નિ. પરિ. ૧૮§૧૨.

बोजो, જુઓ પુરાવા એક્ટ ક. ૧૦૨ થી ૧૧૧ તથા જે તે વિષય નીચે.

विवादमां, જુઓ દિ. નિ. પરિ. ૩૯. §. ૨૭.

सह आरोपीनो, જુઓ પુરાવા એક્ટ ક. ૭૨.

पूर्वस्थिति, જુઓ દિ. નિ. ક. ૧૩૬.

**પેઢી**, દાવા, જુઓ દિ. નિ. પરિ. ૨૯.

બજાવણી, જુઓ દિ. નિ. પરિ. ૨૧ § ૫૦;

**પેઢીનામું**, સાબીતી, જુઓ પુરાવા એકટ ક. ૩૨.

**પેન્શનર**, જુઓ સરકારી નોકરોનો નિયમ ક. ૩૦૪, ૩૦૫.

**પૈસાનું હુકમનામું**, જુઓ દિ. નિ. ક. ૪૮; પરિ. ૨૦§૧૧. પરિ ૨૧ § ૪૦.

**પોલીસ** ના અધિકાર શિવાયના ગુન્હાનું કામ જૂઓ ફો. કા. ચ. રિ. નિ. ક. ૧૭૫; ૫૭૪.

—અને આરોપીની કબુલત જૂઓ ફોજદારી ફરિયાદ (કબુલત)

**પંચકયાસ.** જૂઓ પુરાવા એકટ ક. ૧૫૭; ફોજદારી ફરીયાદ.

## પંચથી નિવેડો.

—સોંપણ લેખી કરારથીજ કરવી જોઈએ એવી આવશ્યક્તા નથી; મોંઢાની સોંપણ પણ કાયદેસર છે. ૩૮/૨૦૦; ૩૬/૨૫૬.

—મોઢાની સોંપણવાળા નિવેડાને નિબંધનો લાભ મલી શકે નહિ. ૩૮/૨૦૦.

—ન્યાયાધીશની દરમ્યાનગીરી વિના કરેલ નિવેડાનો બચાવ તરીકે પ્રતીવાદી ઉપયોગ કરી શકે. ૩૮/૨૦૦.

—નિવેડાનો માલકી દર્શક પુરાવા તરીકે ઉપયોગ કરી શકાય. સોંપણ, લેખી કે મોઢાની હોય તેથી તેમાં કાંઈ ફેર પડતો નથી. ૩૯/૫૪૦.

—નિવેડા ઉપરથી વાદીને જે મીલકત મલવાની હોય તે મલી ન હોય તેથી તેનો અમલ થઇ શકતો નથી એમ કહેવાય નહિ. ૩૬/૨૫૬.

—પંચના નિવેડામાં દાવાનું મુળ કારણ અંતર્ગત થાય છે. તેથી મુલ કારણ ઉપરથી દાવો ચાલે નહિ. ૩૬/૨૮૮.

—નિવેડો રદ કરાવી લેવા પાકો દાવો કયારે ન ચાલે તે માટે જૂઓ નિબંધ ક. ૩૬.

—બે વાદીઓપૈકી એકજ વાદી અને પ્રતીવાદી પંચથી નીવેડો

કરાવી હુકમનામું કરાવી લે તો બીજા વાદી પુરતુ કામ આગળ ચલાવવું એવો હુકમ તથા લવાદનો ઠરાવ બંને ગેરકાયદે છે. ૩૬/૨૮૮.

## પંચથી નિવેડો કરવા સંબંધી નિબંધ.

વળી જુઓ (૧) દિ. નિ. ક. ૪૬. (બજાવણી) તથા પરી. ૨૩ §૩. (૨) કરજગ્રસ્ત ઉત્પન્નદારો સંબંધી નિબંધ ક.૮. (૩)સ્ટાંપ નીબંધ. §૨૪.

ક. ૪ क. **વ્યાખ્યા,** એજ ધોરણ, ૩૪/૨૨૨; ૩૯/૨૭૭.

—પંત્યાળાનો હીસાબ લેવા બાબત નિવેડો મહાલ **ન્યાયાધીશી**માં મોકલવો જોઈએ. ૩૪/૨૨૨.

ક. ૫, ૩૨. **જુના નીબંધ પ્રમાણે થએલ** નિવેડાને નવા નીબંધથી કાંઈ અસર થતી નથી. ૪૦/૫૩૧; ૩૬/૨૫૬–૨૬૧.

ક. ૬. વકીલને સ્પષ્ટ અધીકાર ન હોય તો તે **સોંપણ** કરી શકે નહીં. પરંતુ તેવી સોંપણ પછી, પક્ષકાર પંચાયતનું કામ આગળ ચલાવે તો તે તેને બંધનકારક છે. અગર તેવી સોંપણ પછી તે બીલકુલ ભાગ ન લે અને નિવેડો કોર્ટમાં રજુ થયાનું સુચના–પત્ર બજ્યા છતાં તકરાર ન લે તો પણ તે તેને બંધનકારક છે. ૩૮/૩૧૭.

—વાદગ્રસ્ત બાબત ન હોવા છતાં પંચને કામ સોંપેલ છતાં નિવેડા ઉપરથી હુકમનામું થયા પછી બજાવણીમાં તે સંબંધે તકરાર ચાલે નહીં. ૪૦/૯૨ જુઓ બજાવણી.

ક. ૩૧. **નિવેડો ન્યાયાધિશીમાં મોકલવો.** વળી જુઓ ક. ૪ क.

—નિવેડો લેવાનું ન્યાયાધિશીનું કૃત્ય મીનીસ્ટેરીયલ છે; જ્યુડીશિયલ નથી. ૩૧/૨૮૧; ૪૦/૫૩૧.

—૧૦ દીવસમાં પંચો નિવેડો ન્યાયાધિશીમાં ન મોકલે તો તેટલાથીજ નિવેડો રદ બાતલ થતો નથી. ૩૯/૨૭૭.

ક. ૩૨. જુઓ ક. ૫, ૪૨.

ક. ૩૩. (૨) તકરારી મીલકતની કીંમત મહાલ ન્યાયાધિશીની **હકુમત**ની યત્તા બહાર હોય તો નીવેડાની કાયદેસર તજવીજ થવા પ્રાંત ન્યાયાધિશીમાં તે મોકલી આપવો જોઈએ. ૩૯/૭૦૮.

ક. ૩૪. પંદર દિવસ વિત્યા પહેલાં હુકમનામું કર્યું હોય તો **તપાસણી અરજ** ચાલે. ૩૨/૨૭.
ક. ૩૬. નિવેડો **નિરર્થક** હોય તો તે રદ કરાવી લેવા આ કલમ પ્રમાણે અરજ કરવી જોઇએ. પાકો દાવો ચાલે નહીં. ૩૩/૫૯૭.
ક, ૩૬ (ઘ). નિવેડો "અધીકાર બહારનો, ગેરકાયદે અને અમલ થઈ શકે નહીં તેવો છે." અર્થ :: નિરર્થક છે. ૩૩/૫૯૭.
ક. ૩૭. કાયદાની ભુલના કારણે નીવેડો બાજુ ઉપર મુકી શકાય નહીં. ૩૯/૪૪૩.

ક. ૪૨. દાવાઅરજી જેટલી નીવેડા ઉપર લાગત લેવાની નથી. ૩૨/૪૦૮.

—મુદત વીત્યા પહેલાં હુકમનામું કરવું તે ગેરશીરસ્તપણું છે. ૩૨/૨૭. જુઓ ક. ૩૪.
ક. ૪૨, ૩૨. હુકમનામું કરવામાં ન આવે તો નીવેડો રદ બાતલ છે. બજાવણી દરખાસ્ત ચાલે નહીં. ૩૯/૭૦૮.
ક. ૪૨ (૩). વાદગ્રસ્ત તકરારજ હતી નહીં તેવી તકરાર બજાવણીમાં ચાલે નહીં. ૪૦/૯૨. જુઓ બજાવણી.

—જે સંજોગોમાં ન્યાયાધિશીનું હુકમનામું બંધનકારક ગણાય નહીં તેવા સંજોગોમાં નીવેડો પણ બંધનકારક નથી. ૩૮/૫૨૭. ( હીન્દુ વીધવાનું અનવસ્ત્ર જુઓ અવિ. હીંદુ કુટુંબ ની. ક. ૨૮).
ક. ૪૬ **જવાબ આપતા પહેલાં** કામ મુલત્વી રાખવા અરજ કરી ન હોય અને જવાબમાં તકરાર ઉઠાવી હોય તો તકરાર ચાલે નહીં. ૩૭/૬૧૪.

**પંચને આદેશ,** જુઓ ફો. કા. ચ. રિ. નિ. ક ૧૩૮ખ.
**પંચાયત,** જુઓ ગામ પંચાયત નિબંધ; સ્થાનીક પંચાયત નિબંધ.
**પંત્યાળું,** જુઓ. (૧) દિ. નિ. ક. ૨૭; પરિ. ૧. § ૧૦.
(૨) નાહના દાવા ન્યાયા. નિ §૩૦ (૩); (૩) પેઢી; (૪) મુદત નિબંધ §૯૨. (૫) રાજ. કરાર નિબંધ ક. ૨૬, ૨૪૩થી ૨૬૧. (૬) વહેંચણ. (૭) હિસાબ લેવા દાવો.

**ફરજીયાત મરામત.** જુઓ સુધરાઈ નિબંધ ક. ૧૫૫.
**ફરિ તપાસ.** જુઓ દિ. નિ. પરિ. ૪૪.
**ફરિ ફાઈલ.** જુઓ દિ. નિ. પરિ. ૯. §૪–૧૩
**ફરેબ.** જુઓ કપટ. તથા ફોજદારી નિબંધ ક. ૪૨૪.
**ફારગતી.** જુઓ સ્ટાંપ નિબંધ ક. ૭ તથા §૧૨, ૩૧ તથા રાજ. કરાર નિ. ક. ૨૬.
**ફાળો.** જુઓ (૧) દિ. નિ. ક. ૭૩ (૨) નાહના દાવા નિબંધ §૪૨ (૩) રાજ.કરાર નિબંધ ક. ૫૮; ૮૩; ૧૬૦. (૪) હિન્દુ અવિભક્ત કુટુંબ નિ. ક. ૧૩.
**ફેંસલા,** જુઓ પદ્ધતિ (આધારો; ઠરાવ તથા હુકમનામું)

—પક્ષકારો વચ્ચે ન હોય તેવાનું લાગુપણું, જુઓ પુરાવા એકટ ક. ૧૩,૪૪.

—ફરી તપાસણી, જુઓ દિ. નિ. પરિ. ૪૪.

## ફોજદારી કામ ચલાવવાની રીતનો નિબંધ.

ક. ૪. **ચાલુ કામને લાગુપણું.** જુઓ ક. ૪૬૬ ક

ક. ૭. **છ, ટ, ચોકસી; તપાસ;** અર્થ બતાવ્યા. ૩૨/૭.

ક. ૭ (ઠ). **ફરીયાદ** શબ્દમાં પોલીસ અમલદારે નીવેદન કરેલી હકીકતનો સમાવેશ થતો નથી. ૩૩/૪૯૨.

ક. ૭ ઠ, **૨૦.** પહેલ વહેલા જે ખબર મળે તે લેખી ન હોય તો તે લખી લેવાની પોલીસની ફરજ છે. તેમ નહીં કરતાં ગુન્હાના સ્થળે જઇ તપાસ શરૂ કરતી વખતે ફરીયાદીની ફરીયાદ લખી લે, અગર લેખી ફરીયાદ લે, તે **શરૂની જાહેરાત** નથી. ૩૯/૬૨૫.

—માત્ર તોફાનની ખબર મલ્યા ઉપરથી ગુન્હાના સ્થળે પોલીસ જાય ત્યાં ફરીયાદી લેખી ફરીયાદ આપે તો તે શરૂની જાહેરાત કહેવાય. ૩૯/૬૨૫.

ક. **૧૦ (૩)** "जेने माटे मोतनी अथवा जन्म टीपनी शीक्षा करी शकाय एवा गुन्हा" એટલે જે ગુન્હાના માટે વધારેમાં વધારે

મોતની, અને ઓછામાં ઓછી જન્મટીપની શીક્ષા નિબંધથી ઠરાવેલી હોય તેવા ગુન્હા. ૩૯/૧૮૯.

**ક. ૨૦ ખબર નોંધવા વિષે.** જુઓ ક. ૭૪.

ક. ૨૧ (૨). જુઓ ક. ૧૭૫.

**ક. ૨૫. પ્રાસેસ કેમ ન કાઢવી** તેનું કારણ બતાવવા સુચના કાઢી આરોપીનો જવાબ લેવો, ફરયાદીના સાહેદોની ઉલટ તપાસ કરવાની અને પોતાના બચાવના કાગળો રજુ કરવાનો પ્રયત્ન કરવાની આરોપીને તેજ વખતે તક આપવી તે કાયદાના ધોરણ બહાર છે. ૩૬/૪૨૨,

—પોલીસ અધીકારના ગુન્હાના પ્રસંગે ક. ૫૬ (જુની) લાગુ કરી શકાય નહીં. ક ૫૫ (જુની) લાગુ કરી શકાય. ૩૬/૪૨૨

ક. ૨૬. ખ. ફોજદારી મેજીસ્ટ્રેટ રૂબરૂ ફરીયાદ થઇ, પોલીસ તપાસ થવા કામ ફોજદાર પાસે આવી, ગુન્હો બનતો નથી તેવા અભીપ્રાય સાથે ફોજદારી મેજીસ્ટ્રેટ મળતા થઈ **ફરીયાદ કાઢી નાંખે** તો તપાસણી અરજ ચાલે. ૩૯/૬૦ વળી જુઓ ક. ૪૪૮.

ક. ૩૭ આરોપીને **મારહાણ** કે **દબાણ** કરવામાં આવે અગર **ધમકી, લાલચ** વગેરે આપવામાં આવે તો તે અયોગ્ય અને ગેરકાયદેસર કૃત્ય છે. એવું કૃત્ય થયું હતું એમ સામાન્યતઃ પ્રથમદર્શનીય અનુમાન કરવું નહીં. ૩૩/૧૦૧.

**ક. ૪૯, ૫૧, ૫૯. પુરાવો પુરતો છે કે નહીં** એટલુંજ ફોજદારે તથા વિભાગ ફોજદારી ન્યાયાધિશોએ જોવાનું છે. પુરતો પુરાવો હોય તો કામ રીતસર ઇન્સાફ થવા મોકલવું જોઈએ. પુરાવો ખરો છે કે ખોટો તે જોવાનું કામ ફોજદારનું નહીં પણ ઈન્સાફ કરનાર ન્યાયાધીશનું છે. ૩૨/૧૬૯.

**ક. ૫૧ ગુન્હો કમી કરવા વિષે.** વળી જુઓ ક. ૪૪૬, ૪૫૧.

**ક. ૫૧, ૫૯.** ફરીયાદીએ બતાવેલ ગુન્હો બન્યો ન હોય પણ બીજો પોલીસ અધીકારનો ગુન્હો બની આવ્યાનું જણાતું હોય તો કામ ઇન્સાફ માટે મોકલી આપવા હુકમ કરવો જોઇએ. ૩૬/૩૪૧.

—પોલીસ તરફથી ખોટી ફરીયાદ કર્યા બદલ ફરીયાદ માંડવા મંજૂરી માગવામાં આવે અને ફરીયાદીને વિરૂદ્ધ કારણ બતાવવા નોટીસ કાઢવામાં આવે ત્યારે તે આરોપી જેવોજ ગણાતો હોઇ તેને સોગન આપી શકાય નહીં. ૩૬/૩૪૧.

ક. ૫૬. જૂઓ ક. ૪૯, ૫૧, ૪૪૬, ૪૪૮, ૪૫૧.

—જ્યાં ખાનગી બચાવમાં ખૂન થયાથી કાંઇ ગુન્હો બનતો નથી એમ ફરીયાદીના પુરાવા ઉપરથીજ નીકળતું હોય તો ફોજદારના અભીપ્રાય સાથે મળતા થઇ **વિભાગ ફોજદારી ન્યાયાધિશી** કામ નીકાલે કાઢી શકે. ૩૧/૧૧૧.

ક. ૫૯, ૮૭. કામ કમી કરવાનો કે કમીટ કરવાનો હુકમ માત્ર વિભાગ ફો. ન્યાયાધીસો કરી શકે. એ અધીકાર તેમનાથી પોલીસ અમલદારને સોંપી શકાય નહીં, ૩૪/૨૦૩.

ક. ૬૯ **કબુલત કેવી રીતે લખી લેવી** જોઇએ તે માટે ક. અલ્હા. ૫૦૯, ૫૪૯નું ધોરણ માર્ગદર્શક બતાવ્યું. ૩૩/૧૦૧.

—ન્યાયાધિશોએ કબુલત લખી લીધી ન હોય તો તે ફરીયાદપક્ષના પુરાવામાં ગ્રાહ્ય નથી. પુરાવાના કાયદાની ક. ૨૬ ના જે ભાગ ઉપરથી આરોપીની કબુલત તેની વિરૂદ્ધ સાબીત કરી શકાય એમ નીકળે છે તે મજકુર આ કલમ લગત વાંચવાનો છે. ૩૩/૧૦૧.

—કબુલતનો થોડો ભાગ પ્રશ્ન અને ઉત્તરના રૂપમાં નહીં લખતાં હકીકતના રૂપમાં લખેલ હોય તેથી તે બાજૂએ મુકી શકાય નહીં. ૩૭/૧૪૩.

—રાજીખુશીથી કબુલત કરે છે કે કેમ તેવો પુછેલ પ્રશ્ન અને તે જે કબુલત કરશે તે તેના વિરૂદ્ધ વપરાશે એમ આપેલ ચેતવણી કબુલતમાં નોંધવામાં આવી ન હોય તે માત્ર ગેરશિસ્તપણું છે; અને પ્રશ્ન તથા ચેતવણી આપ્યાનું મેજીસ્ટ્રેટની જુબાનીથી સાબીત કરી શકાય. ૩૭/૧૪૩.

—કબુલત જવાબ થયા પછી આરોપીને પોલીસ હવાલામાં સોંપવો તે ઇચ્છવા જોગ નથી. પણ તેટલાજ ઉપરથી કબુલત જવાબ બાજુએ મુકી શકાય નહીં. તે બાજુએ મુકવા માટે એમ સાબીત કરવું જોઇએ કે વધુ અટક માટે મંજુરી આપ્યાના કારણે અથવા તેની દેહેશતથી કબુલત જવાબ આપવામાં આવ્યો હતો. ૩૭/૧૪૩.

—કબુલત જવાબ, ક. **૨૧૩.** માં જણાવેલી મુદત વીતી ગયા છતાં અને વધુ અટક માટે મંજુરી મેળવ્યા વિના લીધેલ હોય તેટલાજ કારણથી રાજીખુશીથી કર્યો નથી એમ મનાય નહીં. ૩૭/૧૪૩.

**ક. ૬૭ ખુલાસો ૨ જો.** એજ ધોરણ ૪૦/૫૦૭.

**ક. ૭૯.** આ કલમ પ્રમાણે મુખત્યારી વાપરી ન્યાયા.એ **બચાવના સાહેદ માટે કામગીરી કાઢવાનો હુકમ** કર્યો હોય તો કામગીરી ન બજ્યાના કારણે સાક્ષી બંધ કરવા ન્યાયા.ને અધીકાર નથી. ૩૮/૧૯૮.

**ક. ૮૨ (૩).** સુધરાઈ ઇન્સ્પેકટરનો સમાવેશ સરકારી નોકરમાં થતો હોવાથી તેની **ગેરહાજરી**ના કારણે ફરીયાદ કાઢી નાખી શકાય નહીં. ૩૨/૧૭૧.

**ક. ૮૨–૯૪ ફરીયાદી મરણ પામે** ત્યાં આ કલમો લાગુ થાય નહીં. ૩૯/૬૨૩. વિરૂદ્ધ ૩૯/૧૯૦.

—ફરીયાદી મૈયત થાય એટલાજ કારણથી ફરીયાદ બંધ પડી શકતી નથી. ૩૯/૧૯૦–૧૯૨. પેરા (૪).

—તેના સગા કે વારસનું નામ દાખલ કરી કામ આગલ ચલાવવા હરકત નથી. ૩૯/૬૨૩, પેરા (૪).

—પરંતુ ફરીયાદીના વકીલને તેમ કરવા અધિકાર નથી. ૩૯/૫૦૮.

વળી જુઓ ક. ૫૭૪.

**પ્રકરણ ૮ ક.૮૫ થી ૯૪.** વળી જૂઓ ક. ૬૧૬.

**અપરાધ અગર ગેરવર્તનના ગુન્હાનું કામ ચલાવવાની રીત** પ્રકરણ ૮માં ઠરાવેલી છે તે બાજુએ મુકી એવા ગુન્હાનો

ઈન્સાફ ઉલ્લંઘનના ગુન્હાનો ઈન્સાફ કરવાની રીતે કરવામાં આવે તો તે ગેરકાયદે છે. ૪૦/૪૨૨.

—બચાવનો પુરાવો પુરો થઈ ગયા બાદ ફરીયાદી તે **વિરૂદ્ધ પુરાવો** આપી શકે નહિ. ૪૦/૯૭૩.

ક. ૮૭, **આરોપીને છોડી મુકવો.** વળી જુઓ ક. ૫૯.

—પોલીસે આરોપી વિરૂદ્ધ ફો. ની. ક. ૨૯૦(ગ)નું તહોમત મુકી તેના ઈન્સાફ માટે ફો. ન્યા. વર્ગ ૧ તરફ કામ મોકલ્યું. તે ન્યાયા.એ ફો. ની. ક. ૨૯૦ (ખ)નું તહોમત રાખવાની ફરીયાદ પક્ષની માગણી નામંજુર કરી ક. ૨૯૦ (ગ) મુજબના ગુન્હા માટે પ્રાંત ફો. ન્યા. તરફ મોકલી આપ્યું. તેમાં ઠરાવ્યું કે ક. ૨૯૦ (ખ) મુજબના ગુન્હા માટે આરોપીને છોડી મુકયો છે એમ મનાય નહીં. ૩૬/૨૮૦.

ક. **૯૧**, સાહેદોની **વધુ ઉલટ** કરવી છે કે કેમ અને કરવી હોય તો કયા સાહેદોની એમ, સાહેદોની પ્રથમ ઉલટ થઈ હોય તો પણ, પુછવાની ન્યાયાધિશની ફરજ છે. તે પ્રમાણે કરવામાં આવ્યું ન હોય તો તે ગેરકાયદે થએલું કહેવાય; અને તેથી ચાલેલુ કામ રદ થવા પાત્ર છે. ૩૫/૯૪.

ક. ૯૪. **ગેરહાજરીથી ફરીયાદ કાઢી નાખવાનો** અધીકાર કામના એકંદર સંજોગો ધ્યાનમાં લઈ સારાસાર વીચારથી ચલાવવાનો છે. ફરીયાદીના વકીલ હાજર હોય તો આ કલમ લાગુ કરી શકાય નહીં. ૩૬/૬૪૨.

ફરીયાદીની ગેરહાજરીથી કામ કાઢી નાંખવામાં આવે તેનું પરીણામ આરોપીને તહોમત મુકતા અગાઉ છોડી મુકવાનો થાય છે. ગુન્હો નાસાબીત થયાનું પરીણામ આવતું નથી. ૪૦/૪૨૫.

—તેથી તેજ હકીકત ઉપરથી પ્રથમ કાઢી નાખેલ છતાં **નવી ફરીયાદ** કરી શકાય. ૪૦/૪૨૫.

—પોલીસે તખતામાં કોઈનું નામ ફરીયાદી તરીકે દાખલ કર્યું હોય તેથી તે કામ ફરીયાદ ઉપરથી ચાલેલું કહેવાય નહીં. તેવો ફરી-

યાદી સાક્ષીજ ગણાય અને તેની ગેરહાજરીથી કામ કાઢી નાંખી શકાય નહીં. ૩૩/૪૯૨.

—ક. ૫૫૨. મુજબ કરેલ અરજનો સમાવેશ ફરીયાદમાં થતો નથી. આવી અરજો માંડી વાળી શકાતી નથી; તેમ તે ગુન્હાને લગતી નથી, એટલે આવી અરજોને આ કલમ લાગુ પાડી શકાય નહીં. ૩૬/૮૬૨. **વળી જુઓ ક. ૮૨.**

**ક. ૯૯. સંક્ષીપ્ત રીતે** કામ ચાલતા દરમ્યાન એમ જણાઈ આવે કે સંક્ષીપ્ત રીતે ચોકસી થાય તેવો ગુન્હો બનેલો નથી તો **સંક્ષીપ્ત કામ બંધ કરી** તે ગુન્હાનું કામ આ નીબંધના ધોરણોને અનુસરીને **નવેસર ચલાવવાનો હુકમ** કરવા અધીકાર છે. ૩૯/૧૩૨.

**પ્રકરણ ૧૦. પ્રાંત ફોજદારી ન્યાયાધિશીની હકુમતના ગુન્હાનું કામ** ચલાવી આરોપીને છોડી મુકવા ફો. ન્યા. વર્ગ ૧ ને અધીકાર નથી. ૪૦/૨૬૫. વળી જુઓ. ફોજદારી ફરીયાદ (હકુમત).

**ક. ૧૦૪. કમીટીંગ મેજીસ્ટ્રેટને** પુરાવાની તુલના કરવા અધીકાર છે. અને તે પુરાવો દેખીતી રીતે વીશ્વાસનીય નથી અને તે પુરાવા ઉપરથી ગુન્હો સાબીત થવા સંભવ નથી એમ જણાય તો **આરોપીને છોડી મુકવો** એ તેમની ફરજ છે. પરંતુ પુરાવો તદ્દન ગેરભરોંસા લાયક ન હોય તો બારીક નીરીક્ષણ કરી તથા સંભવીત અસંભવીત હકીકતનો વીચાર કરી આરોપીને છોડી મુકવા તેમને અધીકાર નથી. ૩૭/૨૬૧.

**ક. ૧૦૯.** તહોમત સાબીત કરવા માટે કામમાં બીલકુલ પુરાવો ન હોય છતાં અવલ ન્યાયાધીશી કામનો ઈન્સાફ થવા પ્રાંત ફો. ન્યા. તરફ મોકલે તો તે કાયદાની ખામી છે અને તેવે પ્રસંગે કામ ઈન્સાફ થવા મોકલવાનો હુકમ રદ કરવો જોઈએ. ૩૮/૨૦૮.

**ક. ૧૧૭, ૩૫૭.** આ કલમોનાં બાધ ગુન્હાની સાબીતી અગર નાસાબીતીના પ્રસંગેજ આવી શકે. ૪૦/૪૨૫.

**ક. ૧૨૩.** જુના પ્રાંત ફો. ન્યાયાધીશે પુરાવો કામમાં દાખલ કર્યા બાદ તેમની બદલી થાય તો નવીન આવનાર પ્રાંત ફો ન્યા.એ કામ

નવેસર ચલાવવુંજ જોઈએ. ( આરોપી પ્રથમનો પુરાવો કાયમ રાખવા સંમતી આપે તોપણ.) ૩૬/૮૦૦.

**ક. ૧૨૫.** નવા નીબંધ પ્રમાણે, **નુકસાની આપવા બદલ** ઠરાવ, ગુન્હા નાસાબીતીના ઠરાવમાંજ કરવો જોઈએ એવું નથી. તેવો ઠરાવ કર્યા પછી પણ જુદો ઠરાવ કરી શકાય. ૩૮/૭૭૦.

—આ કલમ પ્રમાણે નુકસાની અપાવવા માટે ફરીયાદ ખોટી હોવા ઉપરાંત નજીવી અગર ત્રાસ દાયક હતી એમ ઠરાવવું જોઇએ. ૩૯/૧૮૫.

—ક. ૧૩૫ (૨); ૪૫૧ (૬) પ્રમાણે હુકમ, બીજા અગર ત્રીજા વર્ગના ફો. ન્યા. એ કરેલો હોય તો તેના ઉપર **વિવાદ** ચાલી શકે છે. પરંતુ હુકમ કરનાર ફો. ન્યા. વર્ગ ૧ હોય તો રૂ. ૫૦) કરતા વધારે રકમ અપાવવા ઠરાવ કર્યો હોય તોજ વિવાદ ચાલી શકે. ૩૯/૧૮૫.

**ક. ૧૩૮.ખ. પંચને આદેશમાં,** ગુન્હાના તત્વો કેવી રીતે સમજાવ્યાં હતાં તે સ્પષ્ટ લખવું જોઇએ. ન્યાયાધિશોની કાયદાની ભૂલ થઈ નહતી અને તત્વો પંચોને સમજાવ્યાં હતાં તેમ આદેશમાં લખેલ મજકુર ઉપરથી દેખાવું જોઈએ. ૩૦/૪૭૪.

—આદેશમાં બન્ને બાજૂની અનુકુળ પ્રતીકુળ બાબતો બતાવવી જોઇએ. ૩૦/૪૭૪.

—આદેશ વાંધા ભરેલો જણાય તો તે બાજુએ મુકી પુરાવાનો વિચાર ન્યાયાધિશ કરી શકે છે. ૩૦/૪૭૪.

—આરોપીનો કથમ કોઇ કામમાં થયેલ જવાબ, તેના સહ આરોપી વિરૂદ્ધ ગ્રાહ્ય નથી તેમ, પંચના ધ્યાન ઉપર લાગવું જોઇએ. ૩૯/૧૬૫

—અગ્રાહ્ય પુરાવો લેવાયો હોય તો, પંચના આદેશમાં તેનો ઉલ્લેખ કર્યો ન હોય છતાં, તે મન ઉપર અસર કરે છે; અને તેથી પંચનો ઠરાવ રદ થવા પાત્ર છે. ૩૯/૧૬૫.

—પુરાવો નીશાનીવાર વાંચી બતાવવો તે પદ્ધતિ કાયદેસર નથી. ૩૯/૧૬૫.

—એક પછી એક દરેક મુદ્દાના સંબંધનો પુરાવો તથા બંન્ને પક્ષનું કહેવું સમજાવવું જોઇએ. ૩૯/૧૬૫.

ક. ૧૪૫. જ્યાં તહોમતનામું માંડી વાળી શકાય નહીં એવા ગુન્હા બાબત મુકેલું હોય ત્યાં **માંડવાળ** કરવા પરવાનગી આપવા ન્યાયાધિશીને અધીકાર નથી. ૩૨/૪૭૬.

—એક આરોપી સાથે માંડવાળ કરવાથી બાકીના આરોપીઓ સામે પણ માંડવાળ થાય છે એવું ધોરણ નથી. ૩૨/૩૮૧.

—ફો. ની. ક. ૩૧૩ (૨) પ્રમાણે ગુન્હાનું તહોમત મુકવામાં આવ્યું હોય ત્યાં ક. ૩૧૩ (૧) પ્રમાણે ગુન્હો માની માંડવાળ કરવા પરવાનગી આપી શકાય નહીં. ૩૨/૪૭૬.

—ગુન્હો કરવાના ઇરાદાથી રાત્રે ગૃહપ્રવેશ કરવો અને ગૃહ-પ્રવેશ કર્યા પછી ગુન્હો કરવો એ બે જુદા જુદા ગુન્હા છે. ગૃહ પ્રવેશ કર્યા પછી જે ગુન્હો કર્યો હોય તેની માંડવાળ થાય તો તેથી ગુન્હો કરવાના ઇરાદાથી ગૃહપ્રવેશ કર્યો નહોતો, અને કર્યો હોય તો તેની પણ માંડવાળ થાય છે એમ માની શકાય નહિ. ૩૮/૭૧૫.

—હજુર ફોજદારી તપાસણી અધીકારમાં શિક્ષાનો ઠરાવ રદ કરવા માટે કરેલ અરજના કામને આ કલમ લાગુ નથી. તેવા કામમાં ગુન્હાની માંડવાલ થઈ ગઇ છે તે કારણે આરોપીને નિર્દોષ ઠરાવી છોડી દેવાની માગણી મંજુર થઈ શકે નહીં. ૩૯/૮૭૪.

વળી જુઓ, પરિ. ૯.

## ક. ૧૬૫ થી ક. ૧૭૪. ચોકસી કરવાની જગ્યા વિષે.

ક. ૧૬૫, ૧૬૬. ઠગાઈ કરવા માટે લખેલ કાગળો નવસારીમાં પોસ્ટમાં નાખ્યા હોય તો ઠગાઈની કોશિષનો ગુન્હો નવસારીમાં બને છે. ૪૦/૧૮૪.

ક. ૧૬૭. આ રાજ્યની હદમાં બનેલા ગુન્હાના સંબંધમાં પર રાજ્યની રૈયતે આ રાજ્યની હદની અંદર કોઈપણ ગુન્હાઇત કૃત્ય કરેલું નહીં હોય તો, તેના વિરૂદ્ધ કામ ચલાવવા આ રાજ્યની ફોજદારી ન્યાયાધિશીને અધિકાર નથી. ૩૯/૯૧૮.

**ક. ૧૬૮ (૨), ૧૬૫.** આ રાજ્યની હદની અંદર આરોપીએ એક સ્થળે પૈસા લીધા હોય અને બીજા સ્થળે તે પૈસાના સંબંધમાં **વિશ્વાસઘાતનો ગુન્હો** કર્યો હોય તો તે બેમાંના ગમેતે સ્થળે તે ગુન્હાની ચોકસી આ કલમ મુજબ થઇ શકે છે; પરંતુ આ રાજ્યની હદની અંદર પૈસા લીધા હોય અને વિશ્વાસઘાતનો ગુન્હો આ રાજ્યની હદ બહાર કર્યો હોય તો કલમ ૧૬૮ લાગુ કરી શકાય નહિ. ૩૬/૫૯૦.

**ક. ૧૭૪.** આ રાજ્યની રૈયતે **પરહદમાં ગુન્હો કર્યો હોય** ત્યારે આ રાજ્યમાં જે સ્થળે તે મળી આવે ત્યા ચોકસી કરવા આ કલમથી અધીકાર મળતો નથી. ૪૦/૨૯૫.

તેવા પ્રસંગે જો આ રાજ્યના Substantive કાયદા પ્રમાણે તેની ચોકસી કરવા અધીકાર મળતો હોય તો ક. ૧૭૪ લાગુ પડે. ૪૦/૨૯૫.

**ક. ૧૭૫,** પોલીસ અધીકારના ગુન્હાની તપાસ કરતાં દરમ્યાન પોલીસ અધીકાર સીવાયનો ગુન્હો બનેલાની હકીકત પોલીસ અમલદારને જણાઇ આવે ત્યારે તેવા ગુન્હા બાબત ફોજ. ન્યાયા. ને તે નીવેદન કરી શકે છે અને તેવા નીવેદન ઉપરથી એવા **ગુન્હાની ચોકસી કરવા અધિકાર** ક. ૧૭૫ થી ફોજ. ન્યાયા.ને છે. ૪૦/૯૪૮.

## ક. ૧૭૯ થી ૧૮૭. રૂકાર.

—જુના નિબંધના ધોરણે અપાએલી મંજુરીને અનુસરી ફરિયાદ દાખલ થઇ હોય તેનું કામ ચલાવવા બાધ નથી. ૩૮/૧૪૧.

—મધ્યસ્થ પંચ એ ન્યાયાધીશી નથી. ૩૭/૮૬૨.

—મતાદાર કે પટેલ ઉપર સરકારી કામના સંબંધે ગુન્હો કર્યાનો આરોપ હોય ત્યારે મંજુરી વગર કામ ચલાવી શકાય નહિ. ૩૧/૪૬૭.

—(૧) મંજુરી આપવાના કામે શિક્ષા થશેજ એવી ન્યાયાધિશીની ખાત્રી થવાની જરૂર નથી; સંભવીત શું છે એજ ન્યાયાધિશીએ

જોવાનું છે, નહિ કે શકય કેટલું છે. (૨) પુરાવો સબળ જોઈએ; પણ તે નિરૂતર હોવાની જરૂર નથી. ૩૩ પુ. ૧૨.

—સાહેદે કહેલી હકીકત જાણી બુજીને ખોટી કહેલી હતી એવી ખાત્રી થયા વગર તેનું કહેવું ભરૂંસાલાયક લાગે નહિ એટલા ઉપરથી રૂકાર આપવો યોગ્ય નથી. ૩૪/૨૯૪.

—એક બીજાથી વિરૂદ્ધ હકીકત લખાવ્યાના કામે સંજોગોનો વિચાર કરવો જોઈએ. ખોટો મજકુર ભુલથી કહેલ પણ તક મળ્યે તરતજ સુધારો કરેલો હોય તો રૂકાર ન અપાય. ૩૭/૮૭૩.

—જુબાની પુરી થતાં પહેલાં રૂકાર ન અપાય. ૩૭/૮૭૩.

—જુબાની ગેર કાયદેસર લીધી હોય તો મંજુરી અપાય નહિ. ૩૨/૭.

—જુબાની વાંચી બતાવેલી ન હોય તો રૂકાર ન અપાય. ૩૫/૪૮.

—પ્રતિવાદી ઉપર દબાણ કરવા અથવા દુરૂપયોગ થાય તેમ હોય ત્યાં રૂકાર આપવો નહિ. ૩૩/૫૩૫.

—દિવાની દાવો ચાલતો હોય અને તેમાં જે મુદ્દાનો નીર્ણય થવાનો હોય તેજ બાબત પરવાનગી આપવી તે સાધારણ રીતે પસંદ કરવા જેવું નથી. ૩૩/૫૩૫.

—મુળ કામ ઉપર વિવાદ ચાલુ હોય અને તેથી આધારભૂત મજકુર ઉપર અસર થાય તેવું હોય તો કામ પુરૂં થતાં સુધી રૂકાર આપવો ન જોઇએ. ૩૩/૫૬૯.

—બીજો વિવાદ ચાલુ હોય તેટલાથીજ પ્રાંત ન્યાયાધિશીએ આપેલ રૂકાર રદ ન થાય. ૩૩/૫૩૫.

—મંજુરી મેળવ્યા શિવાય કામ ચલાવ્યું હોય તોપણ આરોપીને ગેર ઇન્સાફ થયો છે એમ બતાવવામાં ન આવે તો તે રદ કરી શકાય નહિ. ૩૭/૨૪૭.

—જ્યાં ફો. નિ. ક. ૪૭૭ તથા ૧૭૬ પ્રમાણે કામ કમીટ કર્યું હોય અને મંજુરીની ખામીથી ક. ૪૭૭ના ગુન્હાનું કમીટમેન્ટ રદ

થાય તો ક. ૧૭૬ પ્રમાણે ગુન્હાનું કામ પહેલા વર્ગની ન્યા. તે ગુન્હાનું કામ ચલાવી શકતી હોય તો તે કલમનું કમીટમેન્ટ પણ રદ થાય છે. ૩૧/૪૬૭.

હકુમત, આવા કામોમાં દિવાની અને ફોજદારી એવી બે પ્રકારની હકુમત નથી. દિવાની નિબંધ લાગુ નથી. ૩૩. પુ. ૧૭૭; ૩૫/૫૨૦; (૩૪/૨૦૭.)

ખર્ચ અપાવવા સંબંધે ૩૩. પુ. ૧૭૭; પણ હવે જૂઓ ક. ૫૬૨.

—ફરીયાદ કરવાનો હુકમ એક વાર કર્યા પછી તે હુકમની **અમલ બજાવણી** કરવા અરજ કરવામાં આવે ત્યારે ફરીયાદ કરવા જરૂર છે કે કેમ તેવી ન્યાયાધિસીની ફરી ખાતરી કરી આપવા જરૂર નથી. ૪૦/૧૧૮૭.

**ક. ૧૮૧ (૪)** સામાવાળાને જાતે હાજર રહેવાની ફરજ પાડવી અને હાજર નહિ રહ્યાથી હાજર થવા માટે વારંટ કાઢવું તે કાયદેસર નથી. ૪૦/૩૩૫.

**ક. ૧૮૩.** પ્રાંત ફો. ન્યા. જો કે પુરાવો લેવા કામ પાછું મોકલી શકે નહિ તો પણ પોતે પુરાવો લઈ શકે છે. ૩૫/૫૨૦.

—કરાર સંબંધે થયેલ ઠરાવ રદ કરવા બાબતમાં દિવાની તપાસણી અધીકાર વાપરવાનો નથી. ક. ૧૮૩ પ્રમાણે જે માર્ગ બતાવેલો છે તેજ માર્ગે દાદ લેવાની છે. ૩૫/૫૨૦.

**ક. ૧૮૭. એક મહીનાની મુદત** મંજુરીના ઠરાવની તારીખથી ગણવાની છે. ઉપલી ન્યાયાધિશીએ મંજુરી રદ કરવાની ના પાડયા તારીખથી નહિ. ૩૮/૧૪૧.

**ક. ૧૮૯.** જુઓ બાળલગ્ન પ્રતિબંધક નિબંધ. (સામાન્ય).

**ક. ૧૯૨.** નાયબ સુબા અને તેથી ઉપરના દરજ્જાના અમલદાર સામે ફરીયાદ, **હજુરની પરવાનગી** વિના ચલાવવાની મનાઈ છે (સરકારી નોકરો સંબંધી નીયમની ક. ૫૩૦). ૪૦/૪૩.

—પરવાનગી વિના કરેલી ફરીયાદ કાઢી નાંખવાનો હુકમ કરતાં

પહેલાં મંજુરી લાવવા તક આપવી જોઈએ. ૪૦/૪૩.
ક. ૧૯૩. જુઓ ક. ૩૪૯.
ક. ૧૯૪. **છિનાળાની** ફો. નિ. ક. ૪૯૮ મુજબ ફરીયાદ, ધણીની ફરીયાદ વિના ચલાવવા હકુમત નથી. ૪૦/૧૦૮૫.
ક. ૨૦૧. **ઝાડો લેવા બાબત.** જુઓ ક. ૬૦૧.
ક. ૨૦૫. જુઓ ક. ૨૧૩.
ક. ૨૦૭. અમલદાર શિવાયના સખસે અમલદારની ગેરહાજરીમાં લેખી **પકડ હુકમ વગર કોઈને પકડવો** તે કાયદેસર નથી. ૩૯/૬૭૯.
ક. ૨૧૦. ગુન્હો **ખાનગી સખસ**ની રૂબરૂ થયો હોય તોજ ગુન્હેગારને **પકડવાનો અધીકાર** પહોંચે છે. સંશય ઉપરથી કે ખાત્રી ઉપરથી પકડવાનો અધીકાર નથી. ૩૧/૩૪૪.
ક. ૨૧૧. આરોપીને શા માટે પકડવામાં આવે છે તે વાત પકડતી વખતેજ કહેવાની એક અગત્યની પ્રાથમીક શરત છે એમ જણાતું નથી. ૩૧/૩૪૪.

ક. ૨૧૩. **પહેરામાં અટકાવી રાખવા વિષે.** વળી જુઓ ક. ૬૭.
—(ક. ૨૦૫) પટેલની દેખરેખ તળેના વખતનો સમાવેશ ૨૪ કલાકની ઠરેલ મુદતમાં થતો નથી. ૨૬/૨૯૬.
ક. ૨૩૧. આ કલમ મુજબ **જામીનખત** લખી આપ્યું હોય તો, જે ન્યા.એ તે લખાવી લીધું હોય તે ન્યાયાધીશી પુરતુંજ છે. ૩૯/૫૨૭.

## ક. ૨૫૬. જામીન લેવા અધિકાર.

—આ કલમના સામાન્ય ધોરણો એકસ્ટ્રાડિશનના પ્રકરણ ૩૩–૩૪થી મર્યાદીત છે. ૩૯/૬૩૭.
—તત્વો બતાવ્યા. ૩૬/૨૯૪ (૩૮/૩૪૫ થી કાયમ)
—વિભાગ ન્યાયા. વર્ગ ૧ તરફથી કામગીરી કાઢી ન હોય ત્યાં તેમને આરોપીને જામીન ઉપર છોડવાનો અરજ લઈ નીકાલ કરવાનો અધિકાર નથી. ૩૯/૬૩૭.

—મહાલ ફો. ન્યા.એ આપેલી મંજુરી અન્વયે વધારે મુદત માટે અટકમાં રાખેલા આરોપીને તે મુદત પુરી થતા પહેલા સા. ફો. ન્યા. વર્ગ ૧ જામીન ઉપર છોડી શકે છે. ૩૪/૨૮૧.

—સા. ફો. ન્યા. વર્ગ ૧ મંજુરીની વાત જાણ્યા છતાં કાંઈ વિશેષ કારણ શિવાય આરોપીને જામીન ઉપર છુટો કરે તો તે હુકમ રદ થવા પાત્ર છે. ૩૪/૨૮૧.

—ક. ૨૫૬ (૫) વરીષ્ટ ફોજદારી ન્યાયાધીશાના અધીકારને લાગુ નથી. ૩૮/૩૪૫. (૩૬/૨૯૪).

—ના. વરિષ્ટ ન્યાયાધિશાની સત્તા આજુબાજુની હકીકત અને સંજોગો ધ્યાનમાં લઈ વાપરવાની છે. ૩૮/૩૪૫.

—ગુન્હો ઘણો જૂનો હતો તથા હીસાબની તકરાર હતી અને કામ ચલાવવામાં ઘણો વખત જાય તેવું હતું તેથી ૨૦૦૦૦ના જામીન લઈ છુટો કર્યો. ૩૮/૩૪૫.

ક. ૨૬૨. **દસ્તાવેજ અગર વસ્તુ રજુ કરવા બાબત** હુકમ થઈ શકે પણ તે "સાચવી રાખવી" એવો હુકમ થઈ શકે નહીં. ૪૦/૪૩.

ક. **૨૬૨–૨૬૪.** આ કલમોમાં આરોપીનો સમાવેશ થાય છે. ૩૭/૬૪૫.

—ઝડતીમાં આવેલ લેખો ફરીયાદીને બતાવવા દેવાનો તથા પુરાવામાં લેવાનો અધીકાર છે. ૩૭/૬૪૫.

ક. **૨૬૭.** જે ખબર ભરૂંસા લાયક ન હોય તે ઉપરથી **ઝડતી માટે હુકમ** કાઢવો ન જોઈએ. હુકમ ન્યા.એ પોતે લખવો જોઈએ એવી આવશ્યકતા નથી: હુકમ નીચે સહી હોય તો બસ છે. હુકમમાં લખવું જોઈએ કે " ઝડતી લેવાની જગ્યા જુગારના અખાડા તરીકે વપરાય છે એમ માનવાને કારણ છે." ૩૩ પુ. ૪૧૭.

ક. ૨૭૩. આ કલમમાં "તે લત્તાના" એ શબ્દો મહત્વના નથી પણ "આબ્રુદાર" એ શબ્દ મહત્વનો છે, તેથી તે લત્તાના માણસોને ઝડતી વખતે ન બોલાવ્યા હોય તેટલા ઉપરથી ઝડતી ગેરકાયદે થતી નથી. ૩૩ પુ. ૪૧૭.

**ક. ૨૭૮. વર્ગફેર કરવા બાબત.**

—થોડા આરોપી વિરૂદ્ધ પ્રથમ કામ ચલાવ્યું હોય તેટલુંજ કારણ, બાકીના આરોપી વિરૂદ્ધ કામ બીજા ન્યા. આગળ ચલાવવા મોકલવા પુરતું કારણ નથી. ૩૭/૬૦૨.

—સામસામી ફરીયાદો હોય અને એક ફરીયાદનો પ્રથમ નીકાલ કર્યો હોય તે કારણ, સામી ફરીયાદનું કામ બીજા ન્યા. તરફ મોકલવા માટે યોગ્ય કારણ નથી. ૩૭/૬૦૨.

—ન્યાયા.નું વલણ અરજદારની વિરૂદ્ધ છે કે નહીં એટલુંજ જોવાનું નથી; પણ પોતાના કામની સુનાવણી વ્યાજબી રીતે અને નિષ્પક્ષપાતથી થઈ શકશે નહીં એવી વ્યાજબી ધાસ્તી અરજદારના મનમાં ઉત્પન્ન થાય એવી કાંઈ હકીકત બની છે કે કેમ તે પણ જોવાનું છે. ૩૪/૧૯૧.

—સાક્ષીઓની રહેવા તથા ખાવાની સવડ જે ન્યાયાધિશીમાં કામ ચાલતું હોય તે ન્યાયાધિસીના સ્થળે થઇ શકે તેમ ન હોય તો વર્ગ ફેર કરવા પુરતું કારણ છે. ૩૫/૯૮.

**ક. ૨૮૪.** સામાપક્ષને સુચના આપ્યા શિવાય કામ વર્ગફેર કર્યું હોય તો તે માંત્ર ગેરશિસ્તપણું છે. તેટલાજ ઉપરથી ઠરાવ રદ થવા પાત્ર નથી. ૩૫/૯૮.

**ક. ૨૮૬. ફરીયાદનું કામ મુલતવી રાખવા માગણી** કોઈ પક્ષકાર કરે અને સામા પક્ષને ખર્ચ અપાવવું હોય તો કામ મુલતવી રાખવાનો હુકમ કરતી વખતેજ ખર્ચ બાબત હુકમ કરવો જોઈએ; પાછળથી થઈ શકે નહીં. ૩૯/૮૧.

**ક. ૩૦૭. આરોપીની ગેરહાજરીમાં જુબાની** લખી લેતા પહેલાં આરોપી નાસી ગયો છે અને તેને થોડી મુદતમાં પકડવા આશા નથી એ બે વાતો સાબીત ન થાય તો તે જુબાનીઓ આરોપી વિરૂદ્ધ વાપરી શકાય નહીં. ૩૯/૯૩૮.

**ક. ૩૧૦.** ગુન્હાની ચોકસી ચાલતી હોય ત્યારેજ **માફી** આપી શકાય; તે પહેલાં આપી શકાય નહીં. ૩૨/૭.

**ક. ૩૧૩.** "ચોકસી" ચાલતી ન હોય ત્યારે માફીની સરતે ગુન્હેગારની પ્રતીજ્ઞા ઉપર જુબાની લેવી એ ગેરકાયદેસર છે. ૩૨/૭.

**ક. ૩૧૬. આરોપીને તપાસવાનો હેતુ** તેની વિરૂદ્ધ ફરીયાદ પક્ષના પુરાવામાં કાંઈ હકીકત જણાતી હોય તો તેનો ખુલાસો તે કરી શકે તે છે. પુરસીસ લેવાને બદલે લેખી જવાબ આપવાનું કહી શકાય નહીં. ૩૩/૨૦૧; ૩૨/૧૫૭.

—આ કલમ ઉલંઘનના સ્વરૂપના ગુન્હાના કામને પણ લાગુ છે. ૩૮/૫૨૩.

## ક. ૩૩૦ થી ૩૫૬. તોહોમતનામાં.

**ક. ૩૩૩. (૨ ગ).** एकज गुन्हानुं त्होमतनामुं समजवुं.

—કેટલીક રકમના સંબંધમાં ગુન્હો સાબીત ન થાય તો તેટલી રકમ પુરતો ગુન્હો નાસાબીત થયાનો ઠરાવ કરી શકાય નહીં. ૩૮/૧૮૫.

—અને સદરહુ ઠરાવ વિરૂદ્ધ નામદાર વરીષ્ટ ફોજદારી ન્યાયાધીશોમાં ના સાબીત વિવાદ ચાલી શકે નહીં. ૩૮/૧૮૫.

**ક. ૩૪૭–૩૪૮.** લેખ ખોટો બનાવવો તથા ખરા તરીકે વાપરવો તથા તે બાબત ખોટી સાહેદી આપવાના ગુન્હાની **એકત્ર ચોકસી** થઇ શકે. ૩૦/૪૭૪. વળી જુઓ આબકારી નિબંધ ક. ૪૦.

**ક. ૩૪૮.** આ કલમ ક. ૩૪૬ નો અપવાદ છે. ૩૭/૨૪૭.

—હેતુ કે ઇરાદાનું સામાન્યપણું અને કાર્યનું ચાલુપણું, અગર કારણ અને કાર્ય તરીકે અથવા પ્રધાન અને ગૌણ તરીકે એક બીજા સાથે જોડાએલ હોય, એ વાતો **જુદા જુદા કૃત્યો મળીને એક કામ** બન્યું છે એમ બતાવવા, અવશ્યની છે. નજીક નજીકના સ્થળમાં કે વખતમાં કૃત્યો થએલા હોય તે વાત એ બાબતનો સારો પુરાવો ગણી શકાય. ૩૭/૨૪૭.

ક. ૩૪૮–૩૪૯. આરોપીએ ત્રણ કાગળો લખી ફરીયાદી પાસેથી ઠગાઇ કરવા માટે પૈસા મગાવ્યા હતા. તેમાં પહેલાંમાં ફક્ત સુચના રૂપ હોઇ બીજા બેમાં તે સુચના પ્રમાણે પૈસા મોકલવા માગણી કરેલ હતી તેથી તે ત્રણે મલી એકજ કૃત્ય થાય છે. ૪૦/૧૮૪.

ક. ૩૪૯. એકજ હકીકત ઉપરથી જુદી જુદી વ્યાખ્યામાં આવતા બે ગુન્હા માટે કામ ચાલ્યું હોય અને એક ગુન્હાને માટે આરોપીને નિર્દોષ ઠરાવી છોડી દેવામાં આવ્યો હોય તો બીજા ગુન્હાને માટે તેને તકસીરવાન ઠરાવી શકાય નહીં એમ કહેવાય નહી. ૩૩/૩૧૬.

ક. ૩૪૯–૧૯૩. જે સખસને નુકશાન પહોંચ્યું હોય તેણે ફરીયાદ કરી હોય ત્યારે ફો. ની. ક. ૩૬૯ મુજબ આબરૂ લીધાના ગુન્હા બાબત તહોમત સ્પષ્ટ મુકયું ન હોય તોપણ તેવું તહોમત મુકી ઇન્સાફ કરવા ક. ૨૩૪ થી બાધ આવતો નથી. ૩૩/૩૧૬.

ક. ૩૫૭. જુઓ ક. ૧૧૭.

ક. ૩૬૪. જે હોદ્દાના નાતાથી **ફેંસલો** આપવામાં આવે તે હોદ્દો ન્યાયાધીશી ફેંસલો લખતી વખતે ધારણ કરતી ન હોય તો તે ગેરકાયદેસર છે. ૪૦/૬૦૫.

—હોદ્દાનો હવાલો હોય ત્યારે લખી રાખેલ ફેંસલો અનિવાર્ય કારણથી વાંચી બતાવ્યો ન હોય તો બીજા ન્યાયાધિશ તે વાંચી બતાવે તે માત્ર ગેરશિસ્તપણું છે. ૪૦/૬૦૫.

ક. ૩૮૬. દંડમાંથી **વળતર અપાવવા બાબત.**

—ચોરીનો માલ જે સખસે ખરીદ કરેલો હોય તેને, થએલા ગુન્હાથી નુકશાન થયું છે એમ કહેવાય નહીં તેથી તેવા સખસનો સમાવેશ આ કલમમાં થતો નથી. ૩૬/૩૭૯.

ક. ૩૯૪. **ન્યાયાધીશ**નો જ્યાં સરકારી નાતાથી સંબંધ હોય ત્યાં પોતે પક્ષકાર થતા નથી. ૩૦/૪૭૪.

—જાત માહીતી એવી હોવી જોઈએ કે જે સંબંધમાં પોતાની માહીતી વીશે જુબાની આપવું પડે. ૩૦/૪૭૪.

—મહાલકરીના નાતાથી ફરીયાદ માંડવાનો હુકમ કર્યા પછી તે ફરીયાદ પોતે ફોજદારી ન્યાયાધિશના નાતાથી ચલાવે તો ચાલેલું કામ કાયદાથી વિરૂદ્ધ છે. ૩૪/૩૭૯.

**પ્રકરણ ૩૩–૩૪. એકસ્ટ્રાડીશન.** વળી જુઓ ક. ૨૫૬.

ક. ૪૦૨. **પરહદમાંથી આરોપીની માગણી** કરવા માટે મહાલ ફો. ન્યા. વર્ગ ૨ એમણે કરેલી ચોકશીને અંતે તેમનો એવો અભીપ્રાય થાય કે ગુન્હો બનતો નથી તો તેમણે આ કલમ પ્રમાણે તેવો અભીપ્રાય લખી કામ નીકાલે કાઢવું જોઈએ. એવું કામ. ક. ૫૧ પ્રમાણે વીભાગ ફો. ન્યા. તરફ મોકલવા આધાર નથી. ૩૩/૪૬૭.

—એવા કામમાં મહાલ ફો. ન્યા. વર્ગ ૨ કે વિભાગ ફો. ન્યા. વર્ગ ૧ એમણે કાંઇ હુકમ કર્યો હોય તો વરિષ્ઠ કોર્ટ **તપાસણી** કરી શકે છે. ૩૩/૪૬૭.

ક. ૪૧૨ (૩) એક્ષટ્રાડીશન ઓફીસરનો જામીન ઉપર છોડવાનો હુકમ ફો. ન્યા. એ માનવોજ જોઈએ. ૩૯/૬૩૭.

ક. ૪૧૯. **વિવાદ** કરવાનો હક હોઈ કાયદાથી ખાસ રીતે આપ્યા શિવાય મળી શકતો નથી. કોઇ કલમની એકાદ પેટા રકમ ઉપર વિવાદ કરવા હક આપ્યો હોય તેથી તે કલમની બીજી પેટા રકમ માટે પણ તે હક આપ્યો છે એમ કહેવાય નહિ. ૩૧/૧૪૯.

ક. ૪૨૦, જુઓ. ક. ૫૯૨.

ક. ૪૨૨, જુઓ. પરિ. ૫

ક. ૪૨૬, જુઓ. ક. ૩૩૩ (૨) ગ તથા પરિ. ૧૧.

—ફરીઆદ મુદત બહાર છે એમ ઠરાવી બંધ કરવામાં આવે તે ઠરાવ ઉપર **નાસાબીત વિવાદ** ચાલે. ૩૬/૩૪૩

—ગુન્હા નાસાબીતીના ઠરાવ ઉપર વિવાદ દાખલ કરતી વખતે જે કલમો ઉપર વિવાદનો હક્ક આપેલો છે તે શિવાયની કલમો વિરૂદ્ધ વિવાદ દાખલ કરવા ના પાડવા વરીષ્ટ ન્યા. ને અધીકાર છે. ૩૮/૮૩૫.

ક. ૪૩૨. જે કામમાં એક ગુન્હાનો ઈનસાફ પંચની મદદથી અને બીજા ગુન્હાનો એસેસરોની મદદથી કરવામાં આવ્યો હોય ત્યારે હકીકતના પ્રશ્ન ઉપર પણ વિવાદ ચાલી શકે છે. ૩૫/૮૧

ક. ૪૩૯. **વિવાદ ન્યાયા.ના અધિકાર.** વળી જુઓ ક. ૫૦૭ (૧) च (૪) આરોપી ગુન્હેગાર છે એમ માનવામાં આવે તો શિક્ષા કરવી જોઈએ. ૩૩. પુ. ૪૩૬.

—પ્રથમની ફોજદારી ન્યાયાધીશીએ જેટલી શિક્ષા કરી હોય તેટલીજ કરી શકાય અને તે કરતાં વધારે શિક્ષા કરી શકાય નહિં તેવો નિર્બંધ રાખેલો નથી, ૩૭/૩૩૫.

ક્ષ તાબાની કોઈ પણ ન્યાયા.નાં દફતરમાં **વકીલ વીરૂદ્ધ કરેલ ટીકા** બાબત તપાસણી રાહે યોગ્ય તે હુકમ કરવા વરિષ્ઠ ફો. ન્યા. ને અધીકાર છે એમ આ કલમ, ક. ૪૪૬ તથા ક. ૪૫૧ ને એકત્ર રીતે વાંચતા નીકળે છે. ૩૩/૮૩.

ક. ૪૪૦ **વધુ પુરાવો લેવા માગણી.** થયેલો પુરાવો અપુરતો અને અવિશ્વાસનીય હોય તોજ ખામી પુરી કરી શકાય. વળી આપવાનો પુરાવો ખાત્રી લાયક હોવો જોઇએ. ૩૩. પુ, ૪૪૭.

—અવલ ન્યાયા. એ પુરાવો લેવા અયોગ્ય રીતે ના પાડી હોય તો તે પુરાવો વિવાદ ન્યાયા. એ લેવો જોઇએ, પરંતુ પ્રથમ ન આપેલ એવો નવીન પુરાવો લેવા માગણી થાય ત્યારે તે લેવો કે ન લેવો તે વિવાદ ન્યાયા.ની મુખત્યારીની વાત છે. ૩૧/૨૩૯.

ક. ૪૪૬ **તપાસણી વિષે** વળી જુઓ ક. ૪૦૨. ૪૩૯ક્ષ.

—ફરીયાદ દાખલ કરવાની ના પાડી, તે કાઢી નાખવાના ફોજદારી ન્યાયાધીશીના ઠરાવની તપાસણી કરવા પ્રાંત ફોજદારી ન્યાયાધીશીને અધીકાર નથી. ૪૦/૪૩.

—ક. ૫૧ૐ, પોલીસ તપાસમાં ગુન્હો બનતો નથી તેવા ફોજદારના અભિપ્રાયને વિભાગ ફો. ન્યા. મળતા થઈ કામ ગુન્હો બનતો નથી માટે કમી કરવું તેવો ઠરાવ કરે તે ઈન્સાફી કામ

નથી; તપાસણી અરજ ન ચાલે. ૩૯/૬૦. જુઓ. ક. ૨૬.

—ક. ૪૫૧ પોલીસ તપાસ ઈન્સાફી કામ નથી તેના વિરૂદ્ધ તપાસણી અરજ ચાલે નહિં, ૩૯/૬૦.

—ક. ૫૫૪ પ્રમાણે કરેલ હુકમ ઉપર થએલા વિવાદમાં જે હુકમ થાય તેમાં વરીષ્ટ ન્યાયાધિશી યોગ્ય પ્રસંગે તપાસણી રાહે દરમ્યાનગીરી કરી શકે છે. ૩૪/૫૧૯.

—પ્રાંત ફો. ન્યા. તથા વરિષ્ટ ન્યાયાધિશીના તપાસણીના અધીકાર સમાન હોય તેવા કામમાં પણ જો પ્રાંત ફો. ન્યા. થી આખર નીકાલ થવા જેવો ન હોય તો વરીષ્ટ ન્યાયાધિશીમાં તપાસણી અરજ ચાલી શકે. ૩૬/૨૮૦.

ક. ૪૪૭. થએલો પુરાવો તદન ગેરભરોસા લાયક છે એમ માનવા વ્યાજબી કારણ નથી અને તે પુરાવા ઉપરથી ગુન્હો સાબીત થવાનો સંભવ છે એવી પ્રાંત ફો. ન્યા.ની ખાત્રી થાય ત્યારેજ તેઓ ફો. ન્યાયાધીશીએ કરેલો હુકમ રદ કરી શકે. ૩૭/૨૬૧

ક. ૪૪૮. "तहोमत मुक्या वगर छोडी मुकवुं" એમાં ફોજદારી નિબંધની અમુક કલમ પ્રમાણે તહોમત મુકવાની માગણી કરવામાં આવે, પણ તે મૂકવામાં ન આવે તેનો પણ સમાવેશ થાય છે. ૪૦/૧૩૩.

—અને એવે પ્રસંગે પ્રાંત ફોજદારી ન્યાયાધિશીને તપાસણી કરવા અધીકાર છે. ૪૦/૧૩૩.

—પોલીસ અધીકારના ગુન્હાની સંબંધમાં "વધુ ચોકસી" તહોમતનામુ ફરમાવતાં પહેલાં કરવાની તમામ તજવીજનો સમાવેશ થાય છે. ૪૦/૧૩૩

—સેસન્સમાં મોકલવાના કેસની બાબતમાં તહોમતનામું ફરમાવ્યા પછી પણ "ચોકસી"નું કામ ચાલુ રહે છે. ૪૦/૧૩૩.

—ક. ૨૬ પોલીસ અધિકારના અને પોલીસ અધીકાર શિવાયના ગુન્હાની એવી બંને પ્રકારની ફરીઆદો પોલીસ તપાસ માટે મોકલવા ક. ૨૫ થી જે ન્યા. આગળ ફરીયાદ થઇ હોય તેમને છે.

અને પોલીસ તપાસ થઇને આવી હોય તેનું પરીણામ વિચારમાં લઈ કામ ચલાવવા પુરતો સબબ નથી. તેથી ફરીઆદ કાઢી નાખવા ક. ૨૬ પ્રમાણે હુકમ કર્યો હોય તો તે ઠરાવમાં દરમ્યાનગીરી કરવાનો અધીકાર પ્રાંત ફો. ન્યા. તથા વરિષ્ઠ ન્યાયા. ને છે. પરંતુ ક. ૪૪૮ (૩) થી જે નીર્બંધ રાખવામાં આવ્યો છે તેથી વરિષ્ઠ ન્યાયાધિશીમાં બારોબાર તપાસણી અરજ ચાલે નહિં. ૩૮/૮૬૧.

**ક. ૪૪૯. વરિષ્ટ ન્યાયાધિશી તરફ મોકલવા બાબત.**

—ગુન્હા નાસાબીતીના ઠરાવમાં દરમ્યાનગીરી કરવા માટે વિશેષ કારણો જોઇએ. ૩૯/૯૬૨

ક. ૪૫૧. બ્રીટીશ ધોરણ કરતાં આ રાજ્યની **વરિષ્ટ ફોજદારી ન્યાયાધિશીના તપાસણી અધિકાર** વધારે બહોળા છે. ૩૬/૮૬૨.

—દિવાની રાહે દાદ મેળવવા માર્ગ હોય તો દરમ્યાનગીરી કરવામાં આવતી નથી. ૪૦/૯૬૭

—આરોપીને છોડી મુકવાનો હુકમ જ્યારે પ્રાંત ફો. ન્યા. રદ કરે ત્યારે તેઓએ વાસ્તવીક રીતે પોતાની મુખત્યારી વાપરી છે કે કેમ તે વરીષ્ટ ફો. ન્યા. તપાસણી રાહે જોઈ શકે છે અને તેમાં કાયદાના તથા હકીકતના પ્રશ્નનો નિર્ણય કરી શકે છે. ૩૭/૨૬૧.

તપાસણીમા, પુરાવાની તુલના કરવાનું કામ વરિષ્ટ ન્યાયા.નું નથી. તો પણ પુરાવાનો વ્યાજબી રીતે વિચાર કર્યો છે કે નહિં તે જોવા અધિકાર છે. ૩૭/૬૩૬.

**ક. ૪૫૧ (૨) શીક્ષા વધારવા અરજ**ના કામમાં આરોપી નિર્દોષ છે એવું પુરાવાના પ્રશ્નમાં ઉતરી દેખાડવાની આરોપીને છુટ છે. ૩૯/૫૧૧

—હકીકતની તકરાર કરવા આરોપીને હક્ક છે ૩૯/૧૬૫.

—અને પુરાવો તપાસવાનો વરીષ્ટ ન્યાયા.ને અધીકાર છે. ૪૦/૭૦૭

—ક. ૫૫૨ પ્રમાણે હાજર રહેવા ફરમાવેલા કોઇ પક્ષકારની અગર હીત સંબંધ ધરાવનાર શખસની હકીકત ઉપરથી એવી ખાત્રી

થાય કે કામમાં ક. ૫૫૫ માં કહેલા પ્રકારની તકરાર નથી અગર તેવી તકરાર થએલી નથી તો, ક. ૬૦૪ પ્રમાણે કામ બંધ કરવા ન્યાયાધિશાને અધીકાર છે. (તે પ્રમાણે કરેલા ઠરાવમાં દરમ્યાનગીરી કરવા ના પાડી.) ૩૬/૮૬૨.

—ક. ૬૨૫ પ્રમાણે કરેલો હુકમ વરિષ્ઠ ન્યાયાધિશી રદ કરી શકે પણ તે હુકમ રદ કરી તેને બદલે નવીન શીક્ષાનો હુકમ કરી શકે નહિ. ૩૫/૩૮૩ વળી જુઓ ક. ૪૩૯ તથા ૧૨૫ (૨).

ક. ૪૬૧ મુદત વિષે. ફરીયાદીની ગેરહાજરીમાં ફરીયાદીના લેણાની રકમ આરોપીએ લીધી હોય તેટલા ઉપરથી વિશ્વાસઘાતનો ગુન્હો બનતો નથી. તે હકીકત ફરીયાદીના જાણવામાં આવે અને તે પૈસા માગતા આરોપી આપવાની ના પાડે અગર પૈસા લીધાજ નથી એમ કહે ત્યારેજ આરોપીની બદદાનત છે એમ માની શકાય અને તે પ્રમાણે માગણી કર્યાનીતારીખથી વિશ્વાસઘાતનો ગુન્હો બને છે અને તે તારીખથી મુદત શરૂ થાય છે. ૩૬/૩૪૩

—ચોરીનો માલ રાખવાનો ગુન્હો જ્યારથી માલ બદદાનતથી લેવામાં આવે ત્યારથી થાય છે એટલે એ ગુન્હાની ચોકસી પણ માલ લીધા તારીખથી ત્રણ વર્ષની અંદર કરવી જોઈએ. ૩૨/૩૯૯

—ક. ૪૬૧–૪૬૨ માં ગુન્હાનું કામ ચલાવવાની શરૂઆત કરવાના સંબંધમાં જે પ્રતીબંધ રાખેલો છે તે ગુન્હાની તારીખ નિશ્ચીત જણાઈ આવતી હોય તે વખતે લાગુ છે. ફરીયાદ અરજી અગર ફરીયાદીની જુબાનીથી ગુન્હાની તારીખ નીશ્ચીત થતી ન હોય અગર ગુન્હો એવા સ્વરૂપનો હોય કે તે કયા સંજોગોમાં, વિશેષતઃ કયારે બન્યો તે નક્કી કરી શકાય એમ ન હોય ત્યાંએ પ્રતીબંધ લાગુ કરવાનો રહેતો નથી. ૩૬/૫૭.

ક. ૪૬૬. (ક). માં બતાવેલ મુદત ગણવાની રીતના નવા નિબંધના ઠરાવો ચાલુ કામોને લાગુ પડે છે. ૩૮/૧૨૮.

ક. ૪૬૭-૪૬૮. ચોરીના ગુન્હાની તપાસ મુદતના બાધના કારણથી બંધ પડતી હોય ત્યારે એ ચોરીના માલ સંબંધી ગુન્હાની આગળ તપાસ પણ બંધ પાડવી જોઈએ. ૩૨/૩૯૯.

ક. ૪૭૩. દંડની રકમ આગળ ઉપર કે હપ્તાથી આપવાનો ઠરાવ શિક્ષાનો હુકમ કર્યો હોય તેજ દિવસે કરી શકાય. પાછળથી નહીં. ૩૭/૮૨૩.

ક. ૫૦૨. સુલેહ રાખવા સારૂ તારણ.

—ભયંકર અને મરણીઓ–બીજાના જાન માલની સહીસલામતી માટે નિષ્કાળજી ભરેલી બેદરકારી સાબીત કરવી જોઇએ. ૩૯/૬૮૭.

—સુચનામાં પોલીસને મળેલ મજકુર લખવો જોઈએ. સુચના બહાર સાબીત થએલ હકીકત ઉપરથી ઠરાવ કરવા પ્રત્યવાય નથી. પરંતુ સુચનાનો ઉદ્દેશ આરોપીના સમજવામાં આવ્યો નથી અને તેથી અન્યાય થયો છે તેમ જણાય તો ઉપલી કોર્ટ દરમ્યાનગીરી કરી શકે. ૩૯/૬૮૭.

ક. ૫૦૮. મુજબ પ્રાથમીક હુકમ કરવામાં આવ્યો ન હોય તો ચોકસીનું કામ ગેરકાયદા અને હકુમત વગરનું છે. ૪૦/૨૭૨; ૩૭/૬૩૬.

—સામાવાળાને આરોપી ગણી શકાય નહિં; પણ આરોપી તરીકે તેને જે લાભ મળતા હોય તે આપવા હરકત નથી. ૩૯/૬૮૭.

—બે અથવા વધારે સામાવાળા, સાથે જોડાએલા હોય તો એકત્ર ચોકશી કરી શકાય. ૩૭/૬૩૬.

—ક. ૫૦૮ પ્રમાણે પ્રાથમીક હુકમ થયા પછી રાજીનામું થઈ શકે નહિં. કામ આગળ ચલાવવુંજ જોઈએ. ૪૦/૨૬૬.

—જામીન ન આપે તો "૭ માસની સખત કેદ ભોગવવી એવો હુકમ કાયદેસર નથી. ક. ૫૧૯. પ્રમાણે તજવીજ કરવી જોઇએ. ૪૦/૨૭૨.

ક. ૫૫૨ સ્થાવર મિલકત સંબંધી તકરારો બાબત.

વળી જુઓ–ક. ૯૪ તથા ૪૫૧.

ક ૫૦૨ મુજબ જામીન લેવાનો હુકમ થયો હોય તો પણ ક. ૫૫૨ પ્રમાણે કામ ચલાવવા હકુમત બંધ પડતી નથી. ૩૭/૭૪૯.

—"કબજા"નો અર્થ બતાવ્યો. ૪૦/૯૬૭.

—આ કલમ પ્રમાણે કામ ચલાવવા માટે બે વાતની જરૂર છે. (૧) જમીન વિગેરેની બાબતમાં તકરાર હોવી જોઈએ. (૨) તે તકરારથી સુલેહનો ભંગ થવાનો સંભવ હોવો જોઈએ. આ કલમ મુજબ કામ ચલાવવા સારૂ જબરાઈના કાંઈ કૃત્યો થવા જોઈએ એવી જરૂર નથી. તકરાર એવી હોય કે સંસારની રીતે જોતાં તે ઉપરથી સુલેહનો ભંગ થવાનો સંભવ હોય તો ફોજદારી ન્યાયાધિશોને વચમાં પડવા અધીકાર છે. ૩૩/૩૩૩.

—કામ ચલાવતા અગાઉ ન્યાયાધિશીએ કરવાની તજવીજના ધોરણો બતાવ્યા ૩૯/૯૩૫ = ૩૯/૭૭૪; ૩૬/૨૩૯.

—તકરાર હોવા બદલ અરજદારની જુબાની લઈ ખાત્રી કરી લીધી હોય તે બદલ વીગતવાર કારણો પ્રાથમીક હુકમમાં લખ્યા ન હોય તેથી હકુમતની ખામી ગણાય નહિ. ૩૭/૭૪૯.

—સમાઇક કબજાની જમીનના પ્રસંગે આ કલમ લાગુ પડતી નથી. પણ સમાઈક મીલકત છતાં તે એક ઈસમના પ્રત્યક્ષ કબજામાં હોય તો લાગુ પડે છે. ૩૭/૭૪૯.

**ક. ૫૫૫.** આ કલમ પ્રમાણે કરેલા ઠરાવથી વાસ્તવીક રીતે જેનો કબજો હોય તેના હક્ક ઉપર કંઈ અસર થવાની નથી; એટલુંજ નહિ પણ દિવાની રાહે પોતાનો હક ઠરાવી લેવા બંને પક્ષને માર્ગ છેજ. ૩૧/૬૧૫.

—દરમ્યાનગીરી કરવા વરિષ્ટ ન્યાયા.એ ના પાડી. ૩૬/૮૬૨

**ક. ૫૫૭.** તકરારી મીલકત ફોજદારી ન્યાયાધીશો જપ્ત કરી શકે. પણ તે વહેંચી આપવા તેમને અધીકાર નથી. કોઈ પક્ષકાર દિવાની ન્યાયા.થી હુકમનામું મેળવે ત્યાં સુધી તકરારી મીલકતની પેદાશ અનામત રાખવી જોઈએ; અને જેનો હક ઠરે તેને તે આપવી જોઇએ. ૩૧/૬૧૫.

ક. ૫૬૨ ખર્ચ અપાવવા વિવાદ તથા તપાસણી ન્યાયાધિશીને પણ અધીકાર છે "ન્યાયાધિશીને યોગ્ય લાગે તેટલા" એ શબ્દે પેટા કલમ क અને ख બંનેને લાગુ પડે છે. ૪૦/૯૬૭.

ક. ૫૭૪, આરોપી ઉપર પોલીસ અધીકારના ન હોય એવા ગુન્હા બાબત તોહમત હોય અને કામ ચલાવવા સરકારી વકીલની નિમણોક થએલી ન હોય તો આ કલમના આધારે ફરીઆદીના મરણ પછી તેની જગાએ તેના ભાઈને દાખલ કરી ફરીયાદનું કામ આગળ ચલાવી શકાય નહિં. ૩૯/૧૯૦.

ક. ૫૭૭. जाते हाजर रहेवानी माफी–જીનું ધોરણ. ૩૨/૫૧૨.

ક. ૫૮૦. આ કલમ **સર્વ પ્રકારના ખતોને** લાગુ પડે છે. ૩૮/૩૯.

—જામીન ખતની શરતનો ભંગ કર્યો છે એમ ન્યાયાધિશીનું માનવું થાય તો આ કલમ મુજબ શરતનો ભંગ કરનાર ઉપર સૂચના કાઢવી જોઇએ. તે પ્રમાણે કર્યા શિવાય ઠરાવ કર્યો હોય તો તે રદ થવા પાત્ર છે. ૩૯/૫૨૭.

—ખતની શરત તોડયાની ખાત્રી બદલનો પુરાવો ભિન્ન ભિન્ન બાબતના ખતો માટે એક સરખો હોવો જોઈએ એમ નથી. ૩૮/૩૯.

—હાજર થવાના ખત બાબતમાં નિમેલ વખતે આરોપી હાજર નહતો તે હકીકતની સાબીતી બસ છે. ૩૮/૩૯.

ક. ૫૮૨. ગુન્હો નાસાબીત થાય તો **મુદ્દામાલ** ફરીયાદીને આપી શકાય નહિં એમ નથી. ગુન્હો નાસાબીત થાય તો પણ મુદ્દામાલ સંબંધે યોગ્ય તે હુકમ કરવા ન્યા.ને આ કલમથી અધીકાર છે. ૩૨/૪૩૬.

—તેથી જેની मालकी હોય તેને તે સોંપવાનો હુકમ કરવા ન્યાયાધિશીને અધિકાર છે. અધિકાર ન્યાયસર વાપરવાનો છે. ૩૮/૨૧૦.

—चोरीનો ગુન્હો સાબીત ન થાય તેવા દરેક પ્રસંગે માલ ફરીયાદીને સોંપી શકાય નહિં. આરોપીના કબજામાંથી મળેલ માલ સાધારણતઃ તેને સોંપવો જોઈએ; અને ફરીયાદી પોતાનો માનતો હોય તો તેણે દિવાની દાવો કરી અટકાવવા તજવીજ કરવી જોઇએ. ૩૮/૨૧૦.

—ફો. નિ. ક. ૩૪૯–૩૫૦; જે **સગીર સંબંધમાં ગુન્હો થયો** હોય તેને મુદ્દામાલ ગણી શકાય નહિં. ૩૯/૯૮૩; ૩૯/૫૩૦.

—તે સખસના કબજા સંબંધી હુકમ કરવા ફોજદારી ન્યાયાશીને અધીકાર નથી. ૩૯/૯૮૩.

—પરંતુ આવા પ્રસંગે સગીરનું હીત જેના હવાલામાં તેને સોંપવાથી સચવાશે એમ જણાય તેના કબજે સોંપવા હુકમ કરવા ન્યાયાધિશોને અધિકાર છે. ૩૯/૫૩૦.

આ કલમ પ્રમાણે કરેલ હુકમ ઉપર **બીજો વિવાદ** પણ ચાલી શકે છે. ૩૮/૨૧૦. (૩૪/૫૫૬).

**ક. ૫૯૭.** આરોપીના અંગની ઝડતીમાંથી મળી આવેલા માલની કીંમતમાંથી, સદર આરોપી પાસેથી ચોરીનો માલ **શુદ્ધ બુદ્ધિથી ખરીદ કરનારને, વળતર** અપાવવા આ કલમથી ફોજદારી ન્યાયા.ને અધીકાર છે. પરંતુ આરોપીને કરેલ દંડની રકમમાંથી વળતર અપાવવા ન્યાયા.ને અધીકાર નથી. ૩૬/૩૭૯.

**ક. ૬૦૧.** ગુન્હા સાથે સંબંધ ન હોય તેવા મળી આવેલ **મુદ્દામાલની વ્યવસ્થા** કરવા મહાલ. ફો. ન્યા.ને અધીકાર છે. ૨૬/૨૯૪.

આરોપીના શરીર ઉપરથી મળેલ માલ કોર્ટમાં રજુ કરેલો હોય તોજ, નિયમ ક. ૩૩૯. (જુની) મુજબ ઇન્સાફ કરનાર ન્યાયાધિશો તે માલ સંબંધે હુકમ કરી શકે. પરંતુ જો તે પોલીસના કબજામાં હોય તો આ કલમ મુજબ મહાલ ફો. ન્યા. હુકમ કરી શકે. ૩૬/૩૮૧.

**ક. ૬૧૦.** પ્રાંત ફો. ન્યા.ના અધીકારના ગુન્હાની ચોકશી ફો. ન્યા. વર્ગ ૧ એમણે કરી હોય ત્યારે તેમણે **ચલાવેલું કામ રદ** છે અને અધીકાર પરત્વે નવેસર ઇન્સાફ થવો જોઇએ. ૩૪/૨૧૦.

વળી જુઓ ક. ૩૬૪.

**ક. ૬૧૬,** જુઓ ક. ૯૧.

—ઉલ્લંઘનના સ્વરૂપના ગુન્હાનું કામ અપરાધ અગર ગેર વર્તનના ગુન્હાના કામ માફક ચલાવવામાં આવે તો તે માત્ર ગેર-

શિસ્તપણું છે. તેમ થવાથી આરોપીને કાંઈ નુકશાન થતું ન હોવાથી ક. ૬૧૬ (ધ) નું ફરમાન લાગુ થઈ શકે છે. ૪૦/૪૨૨.

—કબુલત જવાબ લેવામાં ઠરેલી પદ્ધતિ પ્રમાણે રીતસર સર્વ વીધી કરવામાં ભૂલ થઈ હોય કે ખામી રહી હોય તો ઈન્સાફનો હેતુ પાર પાડવા માટે પૂર્તતા કરી લેવા કાયદાથી છુટ છે. ૩૮/૫૬૦.

—અને તેથી આરોપીની ખુદની સહી નથી તે વાતને મહત્વ આપી શકાય નહિં. ૩૮/૫૬૦.

## ક. ૬૨૫. પ્હેલીજવારનો ગુન્હેગાર.

—આ કલમ પ્રમાણે હુકમ કરતી વખતે આ કલમમાં જણાવેલી બધી બાબતો ન્યાયાધિશોએ લક્ષમાં લેવાની છે. આરોપીની જુવાન વય અને પ્રથમ સજા થઈ નથી એટલીજ બાબતો જોઈ ઠરાવ કર્યો હોય તો તે રદ થવા પાત્ર છે. ૩૫/૩૮૩.

—ફો. નિ. ક. ૪૦૮. પ્રમાણે ગુન્હાના કામે લાભ આપી શકાય નહિં. ૩૧/૨૭૮.

**પરિ. १. फो. नि. क. ३९६:**—નવા નિબંધ પ્રમાણે ફો. ન્યા. વર્ગ ઈન્સાફ કરી શકે છે તેથી કામ કમીટ થઈ શકે નહિં. ૩૭/૪૩૩.

**પરિ. ૫.; ક. ૪૨૨.** ફો. ન્યા. વર્ગ ૧ ને પ્રકાર ૧—૨માં બતાવેલ કામો પણ **સંક્ષિપ્ત** રીતે ચલાવવા અધિકાર છે. ૩૭/૨૪૧.

**પરિ. ૯. ભાગ ૨.** બીજા તથા ત્રીજા આસનમાં જણાવેલ ગુન્હા, ચોથા આસનમાં જણાવેલા સખસો, જે ફોજદારી ન્યા. આગળ કામ ચાલતુ હોય તેની પરવાનગીથી માંડવાળ કરી શકે છે. એવા ગુન્હાની માંડવાળ ફરીયાદ થતા અગાઉ કરી હોય તો તે કાયદેસર નથી અને પાછળથી ફરીઆદ થાય તે વખતે તે માંડવાળ લક્ષમાં લઈ ફરીયાદનું કામ બંધ પાડી શકાય નહિં. ૪૦/૫૦૯.

**—फो. नि. क. ४२४:**—ઠગાઈના ગુન્હાના કામની માંડવાળ જે સખસ ઠગાણો હોય તેજ કરી શકે તેનો વારસ કરી શકે નહિં. ૩૯/૬૨૩.

**પરિ. ૧૧.** માં બતાવેલ ન હોય તેવી કલમો નિચેના ગુન્હાના નાસાબીતીના ઠરાવ ઉપર વિવાદ ચાલી શકે નહિ. ૩૩.પુ.૪૧૫.

**પરિ. ૧૩, હુકમો ઉપર વિવાદ.** જુઓ ક. ૫૯૨.

## ફોજદારી કામ ચલાવવાની રીતના નિબંધ અન્વયે નિયમ.

**સામાન્ય**—નવીન નિયમમાં **જુની ક. ૬૧ (૧)** પ્રમાણે કલમ ન હોવા છતાં વટહુકમ નં. ૨ સં. ૧૯૭૧થી સંક્ષીપ્ત ચોકશી કરવા મળેલ અધીકાર ચાલુ છે એમ સમજવું. ૪૦/૮૪.

—નવો નિયમ અમલમાં આવ્યાથી ઓરત કબજાના સંબંધના કામ **પડત** ગુન્હાની નોંધ વહીમાંથી કમી કરી નીકાલે કાઢવા. ૪૦/૫૫૬.

**ક. ૩૮.** ફરીયાદ દાખલ થયા તારીખથી પાંચ વર્ષ અંદર કામ **પડત** ગુન્હેથી **કમી** કરવા હુકમ કરી શકાય નહીં. ૩૯/૫૦૭.

**ક. ૪૭.** પોલીસે મારહાણ કર્યાની હકીકત મેજીસ્ટ્રેટ આગળ રજુ થયા પછી તેમને **કન્ફેશન** લેવા અધીકાર નથી. ૩૯/૬૯૮.

**ક. ૧૦૨.** જુઓ નિબંધ ક. ૧૯૨.

**ક. ૨૦૧. એકસ્ટ્રાડીશન.** જે ગુન્હાની માગણી માટે પરહદના આરોપીને સોંપ્યો હોય તે શિવાયના ગુન્હાનું તહોમત તેના વિરૂદ્ધ સાબીત માની શિક્ષા કરી શકાય નહી. ૪૦/૧૦૮૫.

## ફોજદારી ફરિયાદ.

**૧. કબુલત જવાબ.** વળી જુઓ ક. ૬૭, ૬૧૬; ફો. નિયમ ક. ૪૭ તથા પુરાવા એકટ ક. ૩, ૨૪ થી ૩૦.

—આરોપીને, કબુલત જવાબ થયા પછી, પોલીસને સોંપવો ઇષ્ટ નથી. ૩૩ પુ ૩૪૯; ૩૭/૧૪૩.

—કબુલત જવાબ પ્રાંત ફોજદારી ન્યાયાધિશી આગળ ચાલેલા કામમાં દાખલ કરી, તે સંબંધમાં આરોપીનું શું કહેવું છે તે તેને પુછવું જોઈએ. તે પ્રમાણે થયેલું નહિ હોવાથી ચાલેલું કામ ગેરકાયદેસર ઠરાવ્યું. ૪૦/૫૦૭.

**૨. કામ ચલાવવાનું તહકુબ રાખવું.** (દિવાની કામનો નીકાલ થતાં સુધી)

—પક્ષકાર જુદા જુદા હોય; ફરીયાદી દિવાની કામમાં પક્ષકાર ન હોય તો તહકુબ રાખવાનું નથી; ૩૪/૨૬૨.

—ફારગતી મળવા બાબત સ્ત્રીનો દિવાની ન્યાયાધિશીમાં દાવો ચાલતાં ધણીએ સ્ત્રી ઉપર ફોજદારી ફરીયાદ દાખલ કરી હોય તો ફોજદારી કામ તહકુબ રાખવું જોઈએ. ૩૩/૫૩૧,

—દિવાની સ્વરૂપનાં કામો ચાલુ હતાં તેથી ફરીયાદનું કામ બંધ રાખ્યું. ૩૬/૪૨૨.

—દિવાની સ્વરુપ: હક્કનો નિર્ણય બરોબર થાય તેવું ન હોય તો કામ દિવાની સ્વરૂપનું છે. ૩૦/૪૬૮.

## ૩. પુરાવો.

આરોપીની ગેર હાજરીમાં પુરાવો લેવો. જુઓ ક. ૩૦૭.

—કોશીશ અને તૈયારી એ બેમાં તફાવત તથા કોશીસ એટલે શું તે બતાવ્યું. ૪૦/૧૮૪.

—હેતુ અને તૈયારીનો પુરાવો હમેશાં મહત્વનો હોય છે અને જે કામો અપ્રત્યક્ષ પુરાવા ઉપર અવલંબીને રહેતાં હોય તેમાં તેનું વિશેષ મહત્વ છે. આવા કામમાં હેતુ માલમ ન પડે તો નિર્દોષતાનું અનુમાન નીકળે; પરંતુ હેતુ પ્રચ્છન્ન રહી ફક્ત આરોપીનાજ જાણવામાં હોય છે તેનો પણ સાથે વિચાર થવો જોઈએ. ૩૩. પુ. ૪૩૬.

ग्राह्यता:—તપાસ કરનાર પોલીસ અમલદારનો મત પુરાવામાં ગ્રાહ્ય નથી. ૩૯/૧૬૫

—ફરીયાદ પક્ષના સાક્ષીનો ફરીયાદીએ ન્યાયાધિશીની પરવાનગીથી ઉલટ તપાસ કર્યો હોય તો ગુન્હો સાબીત કરવા માટે એવા સાક્ષીનો ઉપયોગ થાય નહિ. ૩૯/૯૩૮.

खामी, ફરિયાદીના પુરાવાની, આરોપીની પુરશીસ અગર બચાવથી પુરી પડે નહિ. ૩૩/૨૦૧; ૩૫/૪૮.

बोजो નાસ્તીવાત સાબીત મનાય અગર અનુમાન થાય, તો અસ્તિવાતની સાબીતીનો બોજો આરોપી ઉપર છે. ૩૮/૫૭૩.

ગુન્હાના અપવાદની સાબીતી પુરાવા એકટ ક. ૧૦૫ મુજબ આરોપીએ પોતાના અગર ફરીયાદીના પુરાવાથી કરવી જોઈએ. ફક્ત, વાત બનવા જોગ છે તે, તેવું કથન: અથવા તેવો પુરાવો પણ ન હોય તો, તે ક. ૧૦૫ પ્રમાણે સાબીતી માની શકાય નહીં. ૩૩પુ. ૩૬૪.

तुलना: બચાવ ખોટો માની તે ઉપરથી ગુન્હાનું અનુમાન કઢાય નહિ. ૩૦/૪૬૮.

—આરોપીના બચાવથી ફરીયાદીના પુરાવા ઉપર શું અસર થાય છે તેનો નિર્ણય કરાય. ૩૮/૫૭૩.

—આરોપીનો પ્રત્યક્ષ સંબંધ હોવાનું જણાય તો ફરીયાદીના સાક્ષીઓમાં જુજજાજ ફેરફાર હોય કે અતિશયોક્તિ હોય તો પણ, અગર આરોપીનો હેતુ સાબીત ન થાય તો પણ, ગુન્હો સાબીત માનવો જોઈએ. ૩૮/૫૭૩.

પ્રત્યંતરી પુરાવો. તે એવો હોવો જોઈએ કે (૧) તે ઉપરથી આરોપી શિવાય બીજા કોઈએ ગુન્હો કર્યો નથી એવું ચોક્કસ ઠરાવી શકાય, (૨) અરોપીએ ગુન્હો કર્યો છે એવું અનુમાન કર્યા શિવાય તે પુરાવાનો ખુલાસો થઈ શકે નહિ. અને (૩) આરોપીના નિર્દોષપણા બાબત તે ઉપરથી કોઈપણ રીતે અનુમાન થઈ શકે નહિ. ૩૯/૯૩૮; ૩૭/૧૪૩

—પ્રત્યંતરી પુરાવાનો ખુલાસો આરોપી ન કરે તો તેને તકશીરવાન ઠરાવી શકાય. ૩૮/૫૭૩.

વિરુદ્ધ પુરાવોઃ—બચાવ પક્ષનો પુરાવો થઈ ગયા પછી ફરીયાદીને વિરૂદ્ધ પુરાવો આપવા હક્ક નથી. ૪૦/૯૭૩. (૪૦/૧૬૮. ૨૬.)

૪. **પંચકયાસમાં** બીજાએ કહેલી હકીકત પોલીસે લખી લીધી હોય તે, આરોપી વિરૂદ્ધ ગ્રાહ્ય નથી. ૩૯/૯૩૮.

## ૫. શિક્ષા.

**(૧)** ધોરણો. શીક્ષા એવી હોવી જોઈએ કે—શીક્ષાની અસર આરોપી ઉપર થઇ તે ગુન્હા કરતાં અટકે ૩૮/૭૬૯

—શીક્ષા કરવામાં ઘણી સાવચેતી રાખવી જોઈએ એજ ગુન્હા કબુલતના કામમાં પણ શીક્ષા મારેનાં સંજોગોમાં અને હકીકત ઠરાવવામાં દર્શાવવી જોઈએ. ૪૦/૭૦૭

—જાત ઉંમર વગેરેનો વીચાર કર્યો. ૩૩ પુ. ૪૧૭.

—ધારાસભાના સભાસદને વધારે શીક્ષા આપવીજ જોઈએ. ૩૮/૯૯ પેરા. ૧૧.

(૨) જુદી જુદી શીક્ષા. જુઓ ફો. નિ. ક. ૭૭-૭૮.

(૩) દંડ ન આપે તો કેદ,જુઓ ફો. નિ. ક. ૬૯.

(૪) વધારવાના કામો. વરિષ્ઠ ન્યાયાધિશીમાં મોકલવામાં સાવચેતી અને વિવેક બુદ્ધિ વાપરવી જોઈએ. ૪૦/૭૦૭.

વળી જુઓ. ફો. કા. ચ. રિ. નિ. ક. ૪૫૧.

(૫) સંક્ષિપ્ત ચોકસીમાં વિવાદનો લાભ મળે તે માટે વધારે શિક્ષા કરવી તે વ્યાજબી નથી. ૩૭/૨૪૧.

૬. **હકુમત.** વળી જુઓ ફો. કા. ચ. રિ. નિ. ક. ૧૬૫થી ૧૭૪.

—ગુન્હાઓ સ્થાનીક છે; અને જ્યાં બન્યાં હોય તે દેશમાંજ માત્ર ચોકશી થઈ શકે. ૪૦/૨૯૫.

—પ્રાંત ફોજદારી ન્યાયા.ના અધીકારનો ગુન્હો છતાં હલકા પ્રકારના ગુન્હાનું તહોમત રાખી શીક્ષા કરી હોય તો ઠરાવ અધીકાર વગરનો છે. યોગ્ય ન્યાયા.થી ફરી ચોકસી થવા કામ પાછું મોકલવા વરિષ્ટ ફોજદારી ન્યાયા.ને અધીકાર છે. ( ફરજ નથી. ) કામ પાછું મોકલવું કે નહિ તે જે તે કામની હકીકત ધ્યાનમાં લઈ ઠરાવવાનું છે. ૩૯/૫૧૧. વળી જુઓ ક. ૧૦૧.

—હકુમતની તકરાર વિવાદમાં લઈ શકાય છે. ૩૦/૪૭૪

—હકુમત ન હોય તો આરોપીની સંમતીથી મળતી નથી. ૩૦/૪૭૪.

## ફોજદારી નિબંધ.

**સામાન્ય.**

—ફો. કા. ચ. રી. નિ. ક. ૧૭૯ તથા ક. ૧૮૯ થી ૧૯૫માં દરેલુ છે તે સીવાયના કોઈ પણ ગુન્હા બાબત કોઇ પણ સખસ ફરીઆદ કરી શકે છે. ૩૫/૩૮૩.

—"કેદની અથવા દંડની અથવા એ બંને શીક્ષા કરવી." એનો અર્થ:—કેદની શીક્ષા કરવી કે નહીં તે મરજીયાત છે. ૩૭/૪૨૯.

—"કેદની શીક્ષા કરવી અને વલી તે દંડને પણ પાત્ર થશે." એનો અર્થ:—કેદની શીક્ષા કરવીજ જોઈએ, પણ દંડની બાબત મરજી ઉપર રાખેલ છે. ૩૭/૪૨૯.

ક. ૩. (છ) (૧૩). સુધરાઈ ઇન્સ્પેકટર સરકારી નોકર છે. ૩૨/૧૭૧.

ક. ૩. (થ) રૂા. ૭૦૦) નો ચેક વટાવ્યા પછી આંકડામાં રૂા. ૭૦૦૦) નો હોવાનો ફેરફાર કરવો તે **બદદાનતનો** છે. ૩૨/૩૧૮.

ક. ૩. (દ) **દગલબાજી**. રૂા. ૭૦૦ નો ચેક વટાવ્યા પછી આંકડામા રૂા. ૭૦૦૦ નો હોવાનો ફેરફાર કરવો તે ફસાવવાના ઇરાદાથી કરેલ કહેવાય. ૩૨/૩૧૮.

—ફસાવવાના ઇરાદા સાથે બીજાને ખરેખર નુકસાન થવુંજ જોઈએ એવું નથી. નુકસાન થવાની શકયતા અથવા નુકસાન કરવાનો ઇરાદો બસ છે. ૩૨/૩૧૮. ૩૮/૯૯.

ક. ૧૪. પોતે શું કૃત્ય કરે છે તે તેના મનની **ગાંડપણની સ્થીતીને** લીધે જાણુતો નહતો અથવા તે કૃત્ય ખોટું કીંવા કાયદા વિરૂદ્ધ છે એવું જાણુતો નહતો અને સારૂં ખોટું પારખવાની શક્તિ ગઈ હતી એમ આરોપીએ બતાવવું જોઈએ. ૩૩. પુ. ૪૩૨.

ક **૨૩–૨૫.** જુઓ ક. ૩૩૮.

ક. ૨૬. જુઓ ક. ૨૯૦. ग.

ક. ૬૯. આરોપી દંડ **ન આપે તો** અમુક કેદ ભોગવવી એવું ઠરાવવાની હમેશ જરૂર છે એમ નથી; પરંતુ દરેક કામમાં દંડને બદલે કેદની શીક્ષા ફરમાવવાનો વહીવટ પસંદ કરવા યોગ્ય છે. ૩૧/૧૧૮.

ક. ૭૭. માંના પ્રસંગથી એકજ ગુન્હો બનતો હોવાથી **જુદી જુદી શિક્ષા** કરવાનો પ્રસંગજ ઉત્પન્ન થતો નથી. ૩૬/૧૮૦.

ક. ૭૭, ક. ૭૮. માં જણાવેલા પ્રસંગે તે કલમોમાં ઠરાવેલા ધોરણે શીક્ષા કરવી જોઇએ. ફો. કા. ચ. રી. ની. ક. ૧૩ લાગુ પાડી શકાય નહીં. ૩૬/૧૮૦.

ક. ૭૮. કોઇ પણ હકીકત ઉપરથી **જુદા જુદા ગુન્હા** બનતા હોય તો આરોપીને માત્ર એકજ ગુન્હા માટે શીક્ષા કરવી એવું ધોરણ નથી. ૪૦/૨૭૯.

—જે નિર્બંધ રાખેલો છે તે જુદા જુદા ગુન્હાઓ માટે શીક્ષા કરવાના અધીકારના સંબંધમાં નથી પણ તે શીક્ષાઓના સરવાળાના સંબંધમાં છે. ૩૬/૧૮૦.

—એકજ હકીકત ઉપરથી જુદા જુદા સ્વતંત્ર ગુન્હા સાબીત થાય ત્યાં ફક્ત ભારે ગુન્હા માટે શીક્ષા કરી હોય તો ન્યાયનો હેતુ પાર પડે છે. ૩૨/૩૧૮.

—જ્યારે અંગભૂત તરીકે મહાવ્યથાનો ગુન્હો સાબીત માની શીક્ષા કરવામાં આવે, ત્યારે હંગામો કે ભયંકર શસ્ત્ર વડે હંગામો કર્યા બદલ જુદી શીક્ષા કરી શકાય નહીં. પણ મહાવ્યથાનો ગુન્હો

કરનાર આરોપીને ક. ૪૧૩ (ર) તથા ૨૨૫ (ર) ના ગુન્હા માટે જુદી જુદી શીક્ષા કરવા હરકત નથી. ૩૮/૬૮૩.

ક. ૨૨૫ (૧), ૩૧૮ (૧) પ્રમાણે ગુન્હા સાબીત થાય તો પણ ક. ૨૨૫ (૧) પ્રમાણેજ શીક્ષા થઈ શકે. ૩૪/૫૨૩.

ક. ૩૮૦–૪૩૪ ના ગુન્હા જુદા જુદા હોઈ જુદી જુદી શીક્ષા કરવી જોઈએ. ૪૦/૨૭૯.

ક. ૩૮૧, ૪૬૫ માટે જુદી જુદી શીક્ષા કરવી જોઇએ. ૩૮/૮૫૫.

ક. ૯૮. **લાંચ.** તહોમતનામામાં, સુધરાઈના અમલદાર તરીકે કાંઈ કૃત્ય કર્યાનું જણાવેલું નહીં તેમજ સુધરાઈમાં પોતાનું વર્તન ફરીયાદી માટે વાપર્યા બાબત પુરાવો નહીં હોવાથી ગુન્હો સાબીત માન્યો નહીં. ૪૦/૧૮૪.

ક. **૧૨૨. (૧).** પહેલા કાગળમાં આરોપીએ ફક્ત સુચના કરેલ હોવાથી અને પૈસા મંગાવવાના બાકીના બે કાગલો ફરીયાદીના જે કામ માટે **વગ ચલાવવા**ની હતી તે કામ થઈ ગયા પછી લખેલ હોવાથી આ કલમ પ્રમાણે ગુન્હો બનતો નથી. ૪૦/૧૮૪.

ક. ૧૩૬. ક. મુલકી કામમાં પંચક્યાસ વિ. કામે બોલાવવામાં આવ્યા છતાં **હાજર ન થવું** તે ગુન્હો નથી. ૩૪/૩૭૯.

ક. **૧૫૭.** જુઓ ક. ૩૬૯.

ક. **૧૬૮. (ખ)** ખુનના ગુન્હેગારને મુખીએ અટક કરેલી હોય તે કાયદેસર છે. તેવી **કેદમાંથી નાસી જવું** એ ગુન્હો છે. ૩૧/૩૪૪.

ક. **૧૭૫–૧૭૬. ખોટો પુરાવો બનાવવો.** જુઓ ક. ૪૭૩. તથા દસ્તા. નોંધણી નીબંધ ક. ૮૯; તથા ફો. કા. ચ. રી. નિ. ક. ૧૭૯.

—સાહેદે આપેલી જુબાની તેને વાંચી બતાવવામાં આવી ન હોય તો **ખોટી સાહેદી** આપ્યા બદલના કામમાં તે જુબાની વાપરી શકાય નહીં. ૩૫/૪૮.

—દસ્તાવેજ ખોટો છે અગર ખરો નથી એમ આરોપી જાણતો કે માનતો હોય તો ગુન્હો સાબીત થઇ શકે. આરોપીએ પોતે ખોટો

લેખ બનાવ્યો હોય તો તે તેમ જાણતો હતો અને માનતો હતો એમજ મનાય. ૩૦/૪૭૪.

**ક. ૨૨૫ (૧).** શિક્ષા. જુઓ ક. ૭૮.

**ક. ૨૬૬. ગેરકાયદે રમત.** "મેજ–કડી" ની રમત માત્ર કુશળતાની નહિ હોવાથી તે રમત ગેરકાયદે છે. ૪૦/૧૧૮૪.

**ક. ૨૭૦. જુગાર** રમવાની જગ્યા **અખાડો** છે અને માલીક, કબજેદાર કે ભોગવટો કરનારના લાભ માટે જુગાર સારૂ વપરાય છે એવો પુરાવો થાય તો ગુન્હો સાબીત ઠરાવી શકાય. ૩૩. પુ. ૪૧૭.

**ક. ૨૭૩.** કોઈ ધર્મના વિશિષ્ટ સંપ્રદાય કે વર્ગના લોકો કોઈ જગ્યામાં (મંદીર) આવતા જતા હોય તેને સાર્વજનીક જગ્યા કહેવાય. ૩૫/૩૭૬.

**ક. ૨૭૫.** "કાયદા મુજબ ઝડતી લેવામાં આવે" એવા શબ્દો હોવાથી તે પ્રમાણે ઝડતી લેવામાં આવી ન હોય તો આરોપી વિરૂદ્ધ અનુમાન થઈ શકે નહીં. ૩૩. પુ. ૪૧૭.

**ક. ૨૮૧ થી ૨૯૦. ખૂન.** વળી જુઓ ફોજદારી ફરીયાદ (પુરાવો.)

—ધારીયાનો ઘા, જોરથી માથા ઉપર કરવામાં આવે તો મારી નાંખવાનો ઇરાદો હતો એમ ગણાય. ૩૩. પુ. ૪૨૬.

—મોત આણવાનો ઇરાદો ન હોય તો પણ જે શારીરિક નુકશાન કરવાનો ઇરાદો હોય તે (૧) સૃષ્ટીક્રમ પ્રમાણે મોત નીપજાવવાને સમર્થ હોય. અથવા (૨) તે એટલું ભયંકર હોય કે જેથી સોવસા મોત નીપજવાનો સંભવ હોય તો તે "ખૂન" છે. ૩૩/૨૨૬. ૩૩ પુ. ૪૨૬.

—તેવો સંભવ હોવાનું આરોપી જાણતો હતો કે કેમ તે વાત તેણે વાપરેલ શસ્ત્ર અને શરીરના કયા ભાગ ઉપર વાપર્યું છે તે જોઈ ઠરાવવાની છે. ૩૩ પુ. ૪૨૬.

**ક. ૨૮૩ (૧). ભારે અને આકસ્મીક ક્રોધ** ચઢે એવું કૃત્ય આરોપીના પ્રત્યક્ષ દેખતાં બનવું જોઈએ એવું નથી. ક્રોધનો આવેશ

જારી હોવો જોઇએ. તેના વખતની મર્યાદા ઠરાવી શકાય નહીં.૪૦/૬૧૫.

**ક. ૨૮૬. ઝગડાનો આવેશ.** આરોપીનું શરીર ભારે જોખમમાં ન હોય છતાં તે ભયંકર શસ્ત્ર વાપરે તો આ કલમ લાગુ થાય નહીં. ૩૩. પુ. ૩૬૪.

—મરનાર અને આરોપી વચ્ચે તકરાર થતાં આરોપી ઘરમાં જઈ સાંબેલુ લાવ્યો અને મરનારના માથા ઉપર એવા જોરથી માર્યું કે તેના માથાના હાડકા ભાંગી જઇ મગજ ઉપર દબાણ થઈ રક્ત-શ્રાવથી તેનું મરણ થયું. ઠરાવ્યું કે, આરોપી ખુનના ગુન્હા માટે તકસીરવાન છે. ૩૩/૫૦૫.

—નિર્દયતાથી કરેલ ખૂનના કેસમાં આરોપીની યુવાવસ્થા તથા કબુલતોના કારણે જન્મટીપની કરેલ **શિક્ષા** ઓછી કરવા કારણ નથી. ૩૩ પુ. ૩૫૩.

ક. ૨૯૦ **ગ** માત્ર **અવિચારનું અગર ગફલતનું** ન હોય તેવા કૃત્યથી (દા. ત. અકસ્માતથી) મોત નીપજે તો ક. ૨૯૦ **ગ** લાગુ પાડી શકાય નહીં. ૩૯/૫૨૪.

—જે કૃત્યથી ગુન્હો થાય તેવું કૃત્ય આરોપી કરે અને તેણે ધાર્યું હોય તેના કરતાં જુદું પરીણામ આવે તેટલા ઉપરથી તેણે અવિચારનું અગર ગફલતનું કૃત્ય કર્યું છે એમ કહેવાય નહીં. ૩૬/૨૮૦.

**ક. ૨૯૧. ખૂનની કોશિસનો ગુન્હો** બનવા માટે બે શરતો પુરી પડવી જોઈએઃ—

(૧) આરોપીનું કૃત્ય સ્વભાવીક રીતે ચાલતા ક્રમ પ્રમાણે મોત નીપજાવે એવું હોવું જોઇએ અને (૨) આરોપીએ તે કૃત્ય ક. ૨૮૧ માં બતાવેલા ઇરાદા અથવા જ્ઞાનથી કરેલું હોવું જોઇએ. ૩૭/૧૫૭.

ફરીયાદીનું મોત આણવા આરોપીએ કૃત્ય કર્યું હોય પણ આરોપીના ધારવા પ્રમાણે મોત નીપજ્યું ન હોય તો ખુનની કોશીશનો ગુન્હો બને છે. ૩૭/૧૫૭.

**ક. ૩૨૮. સરકારી નોકર ઉપર હુમલો.** વળી જુઓ ક. ૭૮.

—જમીન મહેસુલની બાકી માટે વૉરંટ કાઢવા વહીવટદારને અધીકાર નથી. તેથી તેવા વૉરંટની બજાવણી સામે કોઈ સખસ થાય તો તેથી આ કલમ મુજબ ગુન્હો બનતો નથી. ૩૯/૧૫૫.

—અધીકાર પુર્વક કાઢવામાં આવેલ કામગીરી સામે થાય તોજ આ કલમ લાગુ થાય છે. ૩૯/૧૫૫.

**ક. ૩૩૮.** ભાડુઆતનો ભાડુઆત તરીકે રહેવાનો હક પુરો થએલો છતાં માલીક કાયદેસર રીતે કામ ચલાવ્યા વગર કબજો લઇ લે તો **ગેરવ્યાજબી અટકાવનો** ગુન્હો થાય છે. ૩૩/૬૭૯.

—કોઇ સખસને જે બાજુ વાહન, જાનવર અગર બીજી વસ્તુ સહીત જવાનો હક હોય તે બાજુ તે વાહન, જાનવર અગર બીજી વસ્તુ સહીત જતો તે અટકે એવી રીતે જે સખસ બુદ્ધિપુર્વક અટકાવ કરે તે આ કલમ મુજબ ગુન્હેગાર થાય છે. ૩૬/૩૭૦.

પોતાને અમુક કૃત્ય કરવાનો હક છે એમ કાંઈ પણ આધાર વગર આરોપી માની લે તેટલા ઉપરથી તેણે શુદ્ધબુદ્ધિથી પોતાનો હક સમજી તે કૃત્ય કર્યું છે એમ કહેવાય નહીં. સાર્વજનીક રસ્તા ઉપર જતાં અટકાવ કરવામાં આવે તેમાં ખાનગી હકનો સવાલ હોતો નથી; તેથી શુદ્ધ બુદ્ધિથી પોતાનો હક સમજી અટકાવ કર્યો છે એમ કહેવાય નહીં. ૩૬/૩૭૦.

**ક. ૩૪૫. મનુષ્ય હરણ.**

—હિન્દુ છોકરીનું લગ્ન કરવાનો તેના ઓરમાનભાઈનો હક મર્યાદીત છે તે સાથે ફરજ પણ છે. હક બજાવવામાં સગીરનું હિત હોવું જોઇએ; તેમ કાયદેસર વાલીની પસંદગી પણ હોવી જોઈએ. તેવા વાલીની મરજી વિરૂદ્ધ જબરદસ્તીથી છોકરીને લઈ જઈ લગન કરવા કોઇને હક નથી અને આ કૃત્ય શુદ્ધ બુદ્ધિનું કહેવાય નહીં. ૩૧/૨૬૦.

—માબાપ વગરની સગીર છોકરી પોતાના બનેવીને ત્યાં તેના ઓરમાનભાઇની સંમતીથી આઠ વર્ષથી રહેતી હોય અને એવી છોક-

રીનું તેના બનેવીના કબજામાંથી ઓરમાનભાઈ મનુષ્ય હરણ કરે તો કાયદેસર વાલીના હવાલામાંથી મનુષ્ય હરણ કર્યું એમ કહેવાય. ૩૧/૨૬૦.

—સગીર છોકરૂં પોતાના વાલી પાસે જ્યાં સુધી જઈ શકે ત્યાં સુધી વાલીનો **હવાલો** જારી રહે છે. કોઇ ત્રાહીત સખસ, સગીરે પોતાના વાલી તરફ ન જાય એવું કૃત્ય કરે, તો તેણે મનુષ્ય હરણ કર્યું એમ કહેવાય. સગીર છોકરૂં નિશાળમાં, બજારમાં, જાત્રામાં, રમત ગમતમાં બહાર ગામ કોઇ કારણ સારૂં ગયું હોય, અગર વાલીથી રીસાઈને ગયું હોય તો તેટલા ઉપરથી તે છોકરૂં વાલીના હવાલામાં નથી, એમ કહેવાય નહીં. ૩૨/૪૧.

—હરણ કરવાનું કૃત્ય ક્યારે પુરૂં થાય છે તે દરેક કામની હકીકત ઉપરથી નકી કરવાનું છે. ૩૨/૪૧.

**અપવાદ (૨)**:—લગ્ન સંબંધથી ઉત્પન થએલા છોકરાના સંબંધમાં લાગુ કરી શકાય નહીં. તેથી ફરીયાદીના પહેલા ધણીના પેટની છોકરીના વાલીપણાનો હક, ન્યાત રિવાજ પ્રમાણે તે ધણીના મરણ પછી છોકરાની માએ નાતરૂ કર્યું હોય છતાં તેને કાયમ રહેતો હોવાથી, તેની રજામંદી સીવાય છોકરાને લઈ જવાના કૃત્યનો સમાવેશ આ કલમમાં થાય છે ૩૯/૫૨૦.

ક. ૩૪૬. **મનુષ્યનયન.** કોઈ છોકરીને પીયર લઈ જવામાં આવશે એવી સમજ આપી આરોપી તેને બીજે ઠેકાણે લઇ જાય તો આ કલમ મુજબ ગુન્હો થાય છે. ૩૨/૪૧.

ક. ૩૪૭. **મનુષ્ય હરણ.** કામની હકીકત ઉપરથી ફરીયાદ નાસાબીત માની. ૩૮/૮૬૧.

ક. ૩૪૯, ૩૫૦, જુઓ ફો. કા. ચ. રિ. નિ. ક. ૫૯૨.

## ક. ૩૬૭ થી ૩૭૧. આબરૂ લેવા બાબત.

વળી જુઓ ન્યાત, તથા ફોજદારી પુરાવો.

—ક. ૩૬૭માંની તમામ બાના બની છે એમ જણાય તોજ પ્રથમ દર્શનીય ગુન્હો માની શકાય. ત્યાર પછી ક. ૩૬૮, ૩૬૯

પૈકીના કોઈ અપવાદનો લાભ મળે છે કે કેમ તે બતાવવાનો બોજો આરોપી ઉપર છે. ૩૭/૭૧, ૪૦/૧૬૮.

—કૃત્ય અપવાદમાં આવતું હોય છતાં જરૂર કરતાં વધારે પ્રસીદ્ધિ કરેલી હોય તો અપવાદનો લાભ મળે નહીં; અને અંગત દ્વેષ હતો એમ માની શકાય. ૩૭/૭૧.

—બીનજરૂરીયાત, અપ્રસ્તુત, વિગેરે બીજી હકીકતોની પણ પ્રસિદ્ધી કરી હોય તો, અને તેથી આબરૂને હાની પહોંચતી હોય તો અપવાદનો લાભ મળે નહીં. ૩૭/૭૧.

—પ્રસિદ્ધ કરેલ મજકુર સાથે હીત સંબંધ કે લાગતુ વળગતુ હોય અગર જે લોકોને કે જેમની પાસેથી તે મજકુરવાળી બાબતમાં ન્યાય કે સંરક્ષણ મેળવવાનો હોય તે લોકોને પ્રસીદ્ધ કર્યો હોય તોજ અપવાદનો લાભ મળે. ૩૭/૭૧.

—ટપાલ માર્ગે ફરીયાદીને મજકુર પ્રસીદ્ધ કરવાથી ગુન્હો થતો નથી; પણ જાહેર રીતે પ્રસીદ્ધ કરવામાં આવે તો અપવાદનો લાભ મળે નહી ૩૭/૭૧.

ફરીયાદીની આબરૂને નુકશાન કરવાના ઈરાદાથી, અથવા આરોપથી તેને હાની પહોંચશે એમ જાણ્યા છતાં, અથવા તેમ માનવા કારણ છતાં, આરોપ મુક્યો હોય તો ગુન્હો પરીપુર્ણ થાય છે. આબરૂને હાની પહોંચી છે એવું સાબીત કરવા જરૂર નથી. ૩૩/૩૧૬.

આપીનો ઈરાદો, તથા મજકુર પ્રસિદ્ધ કર્યાથી આબરૂને હાની પહોંચશે એમ માનવા આરોપીને કારણ હતું કે કેમ તે, આજુબાજુની બીજી હકીકત ઉપરથી અનુમાન કરી ઠરાવવાનું છે. ૩૭/૭૧.

—"મનસ્વીપણે વર્તી બીજાઓનું અપમાન કરે છે" એવા આક્ષેપથી આબરૂ લેવાનો ગુન્હો બનતો નથી. ૩૫/૩૯૯.

—આરોપીના "અમર્યાદીત હક્ક"નું અંગ્રેજી કાયદાનું તત્વ અત્રે લાગુ નથી. જે હકીકતથી આરોપીને અપવાદનો લાભ મળી શકતો હોય તે તેણે સાબીત કરવી જોઈએ. ૩૨/૧૫૭.

—કોઈ ઇસમને ન્યાત બહાર મુકયો ન હોય અગર જેથી તેને અવશ્ય ન્યાત બહાર મુકવામાં આવે એવું કૃત્ય કર્યાનો આરોપ મુકયો ન હોય ત્યારે આ ગુન્હો બનતો નથી. ૩૫/૩૯૯.

—ન્યાત બહાર કોઇને મુકવાનું કૃત્ય ક. ૩૬૮ માંના કોઈ અપવાદમાં આવતું નહોય તે આ કલમ પ્રા. ગુન્હો છે. ૩૬/૨૦૮–૨૧૦.

—ન્યાતના રિવાજ પ્રમાણે પંચોએ ભેગા થઈ, ફરીયાદીની તકરાર સાંભળી, શુદ્ધ જ્ઞાતી પ્રશ્ન સંબંધે ઠરાવ કરી આગેવાનોએ તે પ્રસીદ્ધ કરેલ હોય અને તેમની દ્વેષ બુદ્ધિ ફરીયાદીએ સાબીત કરેલ ન હોય તો આ કલમ પ્રમાણે ગુન્હો બનતો નથી. ૩૬/૨૦૮, ૨૧૦.

—ફરીયાદીએ ન્યાતને ગાળો દઈ અપમાન કર્યું. ન્યાતના આગેવાનોએ એકઠા થઈ તેને ખુલાસા માટે બોલાવ્યો; પણ તે ન જતાં ઉલટ ગાળો દીધી. તેથી આગેવાનોએ રૂ. ૫૧ દંડ કર્યો અને લહાણું બંધ કર્યું; પણ બીજો વ્યવહાર ચાલુ રાખ્યો. આ હકીકત રીતસર પ્રસિદ્ધ કરવામાં આવી. ઠરાવ્યું કેઃ—આ ગુન્હો બનતો નથી અને આરોપીને ક. ૩૬૮ ને નો લાભ મળે છે. ૩૫/૩૯૯.

**વકીલ.** કાયદા પ્રમાણે જે જે કૃત્યો કરવાની ફરજ પડે છે અથવા છુટ છે તેનો ખ્યાલ કરી વકીલોને સાહેદો ઉપર જે ટીકા કરવી પડે છે (તે કેટલેક પ્રસંગે ભારે પડતી હોય તોપણ) તેથી ગુન્હો બને છે કે કેમ તે ઠરાવવું જોઈએ. ૩૭/૭૧.

—સાક્ષીની ઉલટ તપાસ વખતે કે તકરાર વખતે વકીલની મનઃસ્થિતી ધ્યાનમાં લઇ તેમની શુદ્ધ બુદ્ધિ હતી કે નહીં તે ઠરાવવું જોઈએ. ૩૭/૭૧.

—ઉપરના ધોરણો વકીલ જ્યારે ઘેર બેસી કાંઈ કામ કરતા હોય ત્યારે લાગુ નથી. ૩૭/૭૧.

**ક. ૩૮૦ થી ૩૮૩. ચોરી.** વળી જુઓ ક. ૭૮ તથા ૩૯૩.

—લેણદારે પોતાના દેણદારની મરજી વિરૂદ્ધ, જબરાઈથી, તેના કબજામાંની કાંઈ જંગમ મિલકત ખસેડી હોય તો, લેણદાર આ કલમ

મુજબના ગુન્હાનો તકસીરવાન થાય છે, અને તેવી રીતે મીલકત લઈ જવામાં ભયંકર શસ્ત્ર વડે ફરિયાદીની ઓરતને ઇજા કરેલી હોય તો ક. ૩૯૮ મુજબના ગુન્હા માટે પણ તે તકસીરવાન છે. ૩૯/૫૧૧.

—ચોરાએલ મીલકત ઉપર આરોપી જો કાંઈ હક્ક રાખતો હોય તો તે એક ખાસ બ્હાનું છે એમ ખાત્રી થયા સિવાય તેને ગુન્હેગાર ઠરાવાય નહીં. ૩૦/૪૬૮.

**ક. ૩૯૧ થી ૪૦૩, અપહરણ.** વળી જુઓ ક. ૩૮૦.

—આરોપી, ફરિયાદીને પ્રત્યક્ષ ચોરી કરતાં વ્યથા કરે ત્યારેજ અપહરણ થાય છે એમ નથી. ચોરીનો માલ લઈ જતા અટકાવવા માટે પોતાની પાછળ આવતા ફરિયાદીને આરોપી વ્યથા કરે ત્યારે પણ અપહરણનો ગુન્હો થાય છે. ૩૪/૨૧૦.

—આરોપી ચોરીનો માલ લઈ નાસતાં ફરિયાદી તેની પાછળ પડયો અને તેને લાકડીનો એક ફટકો માર્યો. તેથી આરોપીએ ચોરીનો માલ નાંખી દીધો અને નાસી જવા માટે ફરિયાદીને તરવારથી જખમ કરી નાસી ગયો. ઠરાવ્યું કે:—ચોરીનો માલ લઈ જવા માટે નહીં પણ નાસી છુટવા આરોપીએ ઇજા કરેલી હોવાથી અપહરણનો ગુન્હો બનતો નથી. ૩૪/૩૮૧.

**ક, ૪૦૮, સાપરાધ વિશ્વાસઘાત,** વિગેરે ગુન્હાના સંબંધમાં ગુન્હો બનવા માટે ઇરાદો એ એક મહત્વની બાબત છે. જ્યાં સુધી આરોપીનો વિશેષ પ્રકારનો ઇરાદો વ્યક્ત થએલો ન હોય ત્યાં સુધી ગુન્હો થયો છે એમ માનવાને પણ કારણ મળી શકે નહીં. ૩૬/૫૭.

—ફરિયાદીની ગેરહાજરીમાં તેના ચોપડાનો ઉપયોગ કરી આરોપીએ ફરિયાદીના લોકો તરફના લ્હેણાની માંડવાળ કરી પૈસા લીધા હોય એટલા ઉપરથી વિશ્વાસઘાતનો ગુન્હો બનતો નથી. સદર ગુન્હો બનવા માટે આરોપીની બદદાનતની જરૂર છે. જ્યાં સુધી આરોપીએ પૈસા લીધા છે એ વાત ફરિઆદી જાણતો નથી; અને ફરિયાદીએ પૈસા માગ્યા પછી પોતે પૈસા લીધા નથી એમ આરોપીએ

કર્યું નથી, અગર પૈસા આપવાની તેણે ના પાડી નથી, ત્યાં સુધી વિશ્વાસઘાતનો ગુન્હો બનતો નથી. ૩૬/૩૪૩.

**ક. ૪૧૧. સરકારી નોકરે, કે વેપારીએ વિશ્વાસઘાત કરવો.**

—દાવો થઇ શકે એવું લહેણું મીલ્કત છે. ૩૮/૩૯૩.

—આરોપી સરકારી સીલક પોતાના કબજામાં રાખી મુકે તેટલા ઉપરથી વિશ્વાસઘાતનો ગુન્હો બનતો નથી, આરોપીએ બદદાનતથી તેનો ખોટો ઉપયોગ કર્યો હતો એમ બતાવવું જોઇએ. ૩૫/૮૧.

સરકારી નોકર પાસે સીલક માગતાં તે રજુ ન કરે, અગર તેનો કાયદેસર ખુલાસો ન કરે તો, તેણે સીલકનો બદદાનતથી ખોટો ઉપયોગ કર્યો છે એવું અનુમાન કરવું જોઇએ. ૩૫/૮૧.

—કામની હકીકત ઉપરથી ગુન્હો સાબીત માન્યો. (નવસારીની ધી ઇન્ડીઅન મેરેજ સોસાઇટી કેસ) ૩૮/૩૯૩.

**ક. ૪૨૦. સરકારી નોકરનો વેશ લેવા બાબત.**

—આ ગુન્હો થવા માટે આરોપીએ, હોદ્દાથી કાંઇ કરતો હોય એવું કૃત્ય કરેલું હોવું જોઇએ. તેણે કરેલું કૃત્ય કોઇ પણ માણસ એવો હોદ્દો ધારણ કર્યા શિવાય કરી શકે એવું હોય ત્યારે આ ગુન્હો બનતો નથી. ૩૫/૩૬૮.

**ક. ૪૨૪. ઠગાઇ.** વળી જુઓ ફો. કા. ચ. રિ. નિ. પરિ. ૯ (માંડવાળ).

—અને વહીવટદાર કચેરીમાંથી, ડીપોઝીટ મુકેલા રૂપીઆ પરત લેવાના હતા. તે આરોપીને સાથે લઇ રૂપીઆ લેવા ગયો. આરોપી અ નો મામો હતો તથા જે કામને અંગે રૂા. ડીપોઝીટ મુકેલા તેમાં અ નો ભાગીયો હતો. અને આંખે દરદ હતું તેથી આરોપીને રૂા. લેવાનું કહી તે જતો રહ્યો. આરોપીએ અના નામની સહી કરી રૂા. લીધા. ઠરાવ્યું કે, આરોપીએ અના નામની સહી કર્યાથી વહીવટદાર સાથે ફરેબ કર્યો હતો; પણ તેથી વહીવટદારે આરોપીને પૈસા આપવાનું જે કૃત્ય કરેલું છે તે, કામની હકીકત જોતાં એવા પ્રકારનું નથી કે વહીવટદારને શરિર, મન, આબરૂ કે મિલકતને નુકશાન થાય, અથવા

થવાનો સંભવ હોય; તેમજ આરોપીની બદદાનત કે દગલબાજી નહીં હોવાથી ઠગાઇનો ગુન્હો બનતો નથી. ૩૭/૧૩૭. વળી જુઓ ક. ૪૭૩.

—આરોપીએ લખેલ કાગળો ઉપરથી ફરિયાદી પાસેથી પૈસા કઢાવવાનો તેનો ઇરાદો દેખાઈ આવ્યો હતો. પૈસાની માગણી કરેલી તે કાગળોમાં ખોટા વિધાનો કરેલા હતા, તેમાં તેની સહીઓ હતી અને તેણે પોસ્ટમાં નાખ્યા કે નંખાવ્યા હતા. ઠરાવ્યું કે, **ઠગાઈની કોશિષનો** ગુન્હો બને છે. ૪૦/૧૮૪.

**ક. ૪૩૨–૪૩૩ બિગાડ.** સમાઇક જમીન પૈકી કોઇ ભાગમાં એક સહભાગીઆએ કરેલું વાવેતર બીજો સહભાગીઓ ઉખાડી નાંખે તો તેનો ઇરાદો વાવેતર કરનારને નુકશાન કરવાનો હતો, નિદાન પોતાના કૃત્યથી વાવેતર કરનારને ગેરવ્યાજબી નુકશાન થવાનો સંભવ છે એમ તે જાણતો હોવો જોઇએ એમ માનવું જોઇએ. ૩૫/૪૩૯.

**ક. ૪૫૦ થી ૪૬૫ સાપરાધ પ્રવેશ—ગૃહપ્રવેશ.**

વળી જુઓ ક. ૭૮ (શિક્ષા).

—ત્રાસ થવા સંભવ છે એમ આરોપી જાણતો હોય પણ ત્રાસ આપવાનો તેનો ઇરાદો હતો એમ સાબીત ન થાય તો, આ કલમ મુજબ ગુન્હો બનતો નથી. ૩૫/૩૪; ૩૧/૨૩૫; ૩૯/૯૬૨.

—ઓળખાણ વગર અને દેખાઇતા કારણ શિવાય, રાતના વખતે, ગુપ્ત રીતે ઘરપ્રવેશ કરવાથી ગુન્હો કરવાનો અગર ત્રાસ આપવાનો ઇરાદો હતો એવું અનુમાન થઇ શકે છે. ૩૯/૯૬૨.

ત્રાસ આપવાની ઇચ્છાનો અભાવ છતાં કૃત્ય કરવામાં આવ્યું હોય તેનું સ્વાભાવિક પરિણામ ત્રાસ ઉપજાવવાનું હોય અને તે વાત તે કૃત્ય કરનાર સખસ જાણતો હોય તો ત્રાસ આપવાનો ઇરાદો હતો એમ માનવું જોઇએ. ૩૯/૯૬૨.

હકની શુદ્ધબુદ્ધિની સમજુતથી સ્થાવર મીલકતનો કબજો કર્યો હોય તો ગુન્હાઇત ઉદ્દેશનું અનુમાન થઇ શકે નહીં. ૩૧/૨૩૫.

**ક. ૪૭૩ થી ૪૮૪. લેખ સંબંધી ગુન્હાઓ.**

—**ખોટો લેખ** થવા માટે અસલ લેખમાંજ ફેરફાર થવો જોઇએ એવી કાંઇ જરૂર નથી. પરંતુ પક્ષકારો વચ્ચેના વિશિષ્ટ સંબંધના, કે અસલ લેખના, પુરાવા તરીકે ઉપયોગ થાય તેવા કોઇ પણ લેખમાં પાછળથી ફેરફાર કર્યાથી "ખોટો લેખ" બને છે. ૩૨/૩૧૮.

—ખોટો લેખ, **खोटो पुरावो** થવા માટે મુળ લેખ અમલમાં હોવો જોઇએ એવું નથી. ૩૨/૩૧૮.

—ચેક વટાવ્યાથી તે નકામો થતો નથી. કારણ, નાણા મળ્યા બાબતની પાવતીના પુરાવા તરીકે તેનો ઉપયોગ થાય છે અને તેથી ચેકના નાણા પત્યા પછી રકમમાં ફેરફાર કરવાથી "ખોટો લેખ" બનાવ્યાનો ગુન્હો **પણ થાય** છે. ૩૨/૩૧૮.

—**महत्वनो फेरफार** થવા માટે લેખના પ્રકારમાં તે ફેરફારથી ફરક પડવો જોઇએ, અગર ફરક પડે એવી કોશિષ થવી જોઈએ; અગર લેખવાળા કરાર ઉપર કંઇ પણ અસર થવી જોઇએ, અગર થાય તેવું હોવું જોઇએ; મુળ સ્વરૂપ નષ્ટ થતું હોય તો તે દગલબાજીનો ફેરફાર થાય છે. ૩૨/૩૧૮.

—કોઇને ગુન્હામાંથી બચાવવા અને ફરિયાદ પક્ષને નુકશાન કરવાના ઇરાદાથી, ખોટી રીતે ડબા રજીસ્ટરમાં નોંધ કરવાથી તે દગલબાજીથી કરવામાં આવી છે એમજ મનાય; અને તેથી ખોટો લેખ બનાવવાનો ગુન્હો બને છે. ૩૮/૯૯.

—**खोटो पुरावो** બનાવવાનો ગુન્હો, અને **खोटो लेख** બનાવવાનો ગુન્હો, એ બે વચ્ચે **खास फरक** એ છે કે, પહેલામાં બદદાનત કે દગલબાજીના ઇરાદાનું તત્વ હોતું નથી. બંને mutually exclusive નથી, તેથી જોકે ખોટા બનાવેલા લેખની કિંમત ફક્ત પુરાવા તરીકે હોય તોપણ "ખોટો લેખ" બનાવ્યાનો ગુન્હો બની શકે. ૩૨/૩૧૮.

—કોઈ ઇસમની ગેરહાજરી છતાં, તેની સંમતિથી કરવામાં આવેલ દસ્તાવેજમાં બદદાનત માની શકાય નહી. ૩૩/૨૦૭.

—અને વહીવટદાર કચેરીમાંથી ડીપોઝીટ મુકેલા પૈસા પરત લેવાના હતા. તે આરોપીને સાથે લઇ વહીવટદાર કચેરીમાં ગયો. રૂા. મળવાની અરજ અની સહીની આરોપીએ આપી. આરોપી અનો મામો તથા જે કામને અંગે રૂા. ડીપોઝીટ મુકેલા તેમાં અનો ભાગીયો હતો. અની આંખે દરદ હતું તેથી રૂા. લેવાનું આરોપીને કહી તે જતો રહ્યો તેથી આરોપીએ અના નામની સહી કરી રૂા. લીધા. ઠરાવ્યું કે, આરોપીનું કૃત્ય બદદાનતનું અગર દગલબાજીનું નહીં હોવાથી ખોટો લેખ બનાવ્યાનો ગુન્હો બનતો નથી. ૩૭/૧૩૭.

—આરોપીના કબજામાંના ખોટા લેખ બાબત પ્રત્યક્ષ પુરાવો ન હોય તો ગુન્હો સાબીત માની શકાય નહીં. આરોપીએ પોતે ખોટો લેખ બનાવ્યો છે એમ સાબીત કરવું જોઈએ. ૩૦/૪૭૪.

ક. ૪૭૭. જન્મ મરણનું પત્રક એ **સરકારી દફતરનો** કાગળ છે. તેમાં લખતી વખતે કે પાછળથી પટેલ ફેરફાર કરે તો તેણે સરકારી કામના અંગે ગુન્હો કરેલો ગણાય. ૩૧/૪૬૭.

—(ग) ગેરવ્યાજબી હાની કે ગેરવ્યાજબી લાભ સાબીત કરવાની જરૂર નથી. ૩૮/૯૯.

**ક. ૪૮૪. હિસાબ ખોટા કરવા બાબત.**

"કારકુન અમલદાર અથવા નોકર વગેરે"માં બીજાને માટે કામ કરનાર કે વહીવટ ચલાવનાર દરેક ઇસમનો સમાવેશ થાય છે. મંદીરનો વહીવટ કરનાર પછી ભલે તે પુજારી સેવક સેવાયત વિગેરે ગમે તે નામથી ઓળખતો હોય, તેનો સમાવેશ આ કલમમાં થાય છે. ૩૬/૬૭૩.

—પ્રથમ કરેલો દગો પૂર્ણ કરવા નહીં, પણ જે રકમ બાબત દગો કર્યો હોય તે રકમ બાબત પોતાની જવાબદારી સ્વીકારવા, આરોપીએ પાછળનું કૃત્ય કર્યું હોય તો આ કલમ મુજબ ગુન્હો બનતો નથી. ૩૫/૮૧.

—આરોપીએ પ્રથમનો ગુન્હો છુપાવવા પાછળથી ખોટો લેખ કર્યો હોય તોપણ પાછળનું કૃત્ય દગો કરવાના ઇરાદાથી કરેલું હતું એમ માનવું જોઈએ. ૩૭/૮૮૪.

**ક. ૪૮૮ થી ૪૯૮ લગ્ન સંબંધી ગુન્હા.**

—સાહેદોના મત ઉપરથી સગપણુના પ્રશ્નનો નિર્ણય કરી શકાય. પણ લગ્ન વિરૂદ્ધ કરેલા ગુન્હા સંબંધે એ પુરાવો પુરતો છે એમ મનાય નહીં; તોપણ તે પુરાવોજ નથી એમ નથી. ૩૧/૨૩૯.

—"લગનની વાત મજબુત પુરાવાથી સાબીત થવી જોઈએ", તેનો અર્થ એટલોજ છે કે તે વાત કાયદેસર રીતે સાબીત થવી જોઈએ. ધણીધણીઆણીની લગ્ન સંબંધે થએલી જુબાની ઉપર ગેરભરોસો કરવા બીજું કારણ ન હોય તો એ પુરાવો ન ગણુતાં બીજા પુરાવાની અપેક્ષા રાખવી વ્યાજબી નથી એ પુરાવો પુરતો પુરાવો ન ગણાય પણ તે પુરાવોજ નથી એમ ગણાય નહીં. ૩૧/૨૩૯.

ક. ૪૯૮ (क) પ્રમાણે જે ગુન્હો છે તેનું તત્વ સાપરાધ ઈરાદાથી કોઇ પરણેલી સ્ત્રીને ફોસલાવી જવામાં રહેલું છે; અને ૪૯૮ (ग) નું તત્વ પરણેલી ઓરત પરપુરૂષ સાથે સંભોગ કરવાના ઈરાદાથી જાય; તેમાં સમાએલું છે. એટલે એ બંને ગુન્હાઓ જુદા જુદા છે અને એકજ પ્રકારના નથી. ૩૨/૩૮૧.

**ક. ૫૦૭.** હાજર રહી ગુન્હા કરવા ઉશ્કેરણી કરવાથી ફક્ત **મદદગારીનો** ગુન્હો થાય છે; પણ ગુન્હો કરવામાં ભાગ લેવામાં આવે તો મુખ્ય ગુન્હોજ સાબીત માનવો જોઇએ. ૩૮/૯૯.

—આ કલમ અન્વયે કોઈ ગુન્હો સાબીત થવા માટે પ્રથમ ગુન્હાની મદદગારી અને પાછળથી ગુન્હો થતી વખતે મદદગારની હાજરીની જરૂર છે. ૩૮/૯૯.

**ક. ૫૧૨. ગુન્હાની કોશિશ**ની શિક્ષા બાબતમાં સ્પષ્ટ ઠરાવ કરેલ ન હોય ત્યાં આ કલમ લાગુ પડે છે. પરંતુ ખૂનની કોશિષના ગુન્હા માટે ક. ૨૯૧ માં સ્પષ્ટ ઠરાવ કરેલો હોવાથી એવા કામમાં આ કલમ લાગુ પડે નહીં. ૩૭/૧૫૭.

**બજાર ભાવની કીંમત,** જુઓ સરકારી તથા સાર્વજનીક કામે જમીન લેવા સંબંધી નિબંધ ક. ૨૭.

# બજાવણી.

[ નીચે બતાવેલ કલમો તથા પરિશિષ્ટ દિવાનીનિબંધના છે. ]

(૧) અવલ જપ્તી છતાં બજાવણી......પરિ. ૩૬ § ૧૧.
(૨) એકતરફી હુકમનામું; પરરાજ્યનું...........ક. ૪૬.
(૩) „ „ „ મુદ્દત; મુદત નિબંધ ક. ૧૪ (૨).
(૪) કબજો લેવામાં હરકત...........પરિ. ૨૧ § ૭૭.
(૫) ગુન્હેગારીની શરત સંબંધે પુરાવો. રાજ. કરાર નિબંધ ક. ૮૮.
(૬) જપ્તી, ત્રાહીતના કબજાની મીલકતની...પરિ. ૨૧ § ૪૬.
(૭) „ બીજી ન્યાયા.ના „ „ ...પરિ. ૨૧ § ૫૨.
(૮) „ ઉઠાવવા અરજ.................પરિ. ૨૧ § ૫૮.
(૯) „ કરવા કયારે જરૂર નથી...ક. ૬૪; પરિ. ૨૧ §૫૪.
તથા નીચે નં. ૨.
(૧૦) જામીનદાર વિરૂદ્ધ,...રાજ. કરાર નિબંધ ક. ૧૫૦ થી ૧૫૨.
(૧૧) ફરી ફાઇલ ઉપર દરખાસ્ત લેવા અધીકાર,.........ક. ૧૪૩.
(૧૨) તહકુબ રાખવું,...ક. ૧૦૪ તથા પરિ. ૨૧ § ૨૮. પરિ. ૩૯ § ૫.
(૧૩) તોડજોડ...........................પરિ. ૨૧ § ૨.
(૧૪) નિકાલ કરવાની બાબતો વિષે ..............ક. ૪૯.
(૧૫) નિર્વાહ.................................ક. ૬૦.
(૧૬) ન્યાયાધિશી (Forum); ક. ૪૨ તથા પરિ. ૨૧ § ૮.
(૧૭) પરરાજ્યના હુકમનામાની બજાવણી.........ક. ૪૬.
(૧૮) „ „ મુદત, જુઓ મુદત નિ. ક. ૧૪ (૨).
(૧૮અ) પરવાનગી, જુઓ સરકાર...નિમણોક સંરક્ષણ નિ. ક. ૬.
તથા દિવાની નિયમ ક. ૨૮ થી ૩૫.
(૧૯) પૂર્વ સ્થિતિ પ્રાપ્ત કરવા બાબત.........ક. ૧૩૬.
(૨૦) પેઢી વિરૂદ્ધ બજાવણી...........પરિ. ૨૧ § ૫૦.
(૨૧) મનાઈ હુકમનો અમલ, ક્યારથી......પરિ. ૩૯ § ૫.

(૨૨) મુદત......ક. ૫૦, તથા મુદત નિબંધ ક. ૧૪ (૨) § ૧૩૯.
(૨૩) વર્ગ ફેર કરાવવા બાબત.................ક. ૪૩.
(૨૪) વારસ વકીલ વિરૂદ્ધ.......................ક. ૫૨.
(૨૫) વેચાણ રદ કરવા બાબત...પરિ. ૨૧ § ૮૯ થી ૯૫.
(૨૬) ,, ની રકમ ન ભરવી...........પરિ. ૨૧ § ૮૬.
(૨૭) સગીરના વાલીની નીમણુંક.........પરિ. ૩૧ § ૧૫.
(૨૮) સજીવન કરવી......ક. ૧૩૬; તથા પરિ. ૨૧ § ૫૭.
(૨૯) સામસામા હુકમનામાની વજાવટ...ક. ૧૩૬; પરિ. ૨૧ § ૧૮.
(૩૦) સૂચના.........................પરિ. ૨૧ § ૨૧.
(૩૧) હપ્તા...................ક. ૪૮; પરિ. ૨૧ § ૪૦.
(૩૨) હરરાજી, જાહેરનામુ...............પરિ. ૨૧ § ૬૬.
(૩૩) ,, રદ કરવા બાબત...પરિ. ૨૧ § ૮૯ થી ૯૫.
(૩૪) હિન્દુ પુત્રની જવાબદારી, જુઓ...હિન્દુ વડીલાર્જીત કર્જ પતાવવાનો નિબંધ થા હિન્દુ માબાપ તથા પુત્રોનો નિબંધ.
(૩૫) હિસ્સા પુરતી બજાવણી...જુની ક. ૨૯૪.

**૧. પક્ષકાર.**
**૨. વિધી.**
**૩. હુકમનામા પાછળ જવું.**

**૧. પક્ષકાર.** વાદી સજ્ઞાન થયા છતાં, વાદીને સગીર જણાવી વાલીએ દરખાસ્ત આપી હોય તો, ભૂલ માલમ પડયાથી, વાદીનું નામ દાખલ કરવાની અરજ મંજુર કરવી જોઇએ. ૪૦/૫૬૩.

**૨. વિધી. (Mode):**—બજાવણી કેવી રીતે કરવી, કઈ મિલકત ઉપર, તથા તેનો ક્રમ બતાવ્યો હોય તો તે મુજબ કરવી જોઇએ. ૩૨/૨૭૦.

—ક્રમ સબંધી હરરાજી થતાં પહેલાં તકરાર ઊઠાવી હોય તો તે ઘણી મોડી કહેવાય નહિ. ૩૨/૨૭૦.

—પૈસા સંબંધી હુકમનામાની દરખાસ્તમાં વેચાણ કરવા માટે

દાદ માગી હોય તો જપ્તી પ્રથમ કરવી આવશ્યક છે કે કેમ? તે પ્રશ્ન ખુલ્લો રાખ્યો. ૩૮/૧૭૩.

**૩. હુકમનામા પાછળ જવું.** હુકમનામુ સંદીગ્ધ હોય તો તેનો અર્થ કરવા બજવણી ન્યાયા.ને હુકમનામા પાછળ જવા સત્તા છે. તે અર્થે પક્ષકારોના વિધાનો વિગેરે વિચારમાં લેવાય. ૪૦/૪૦૩; ૩૬/૬૩૨; ૩૫/૩૬૧.

—હુકમનામુ **ગેર કાયદેસર** હોવાની તકરાર લઇ શકાય ૪૦/૯૨.

—હુકમનામુ **બજાવણી કરવા લાયક રહ્યું નથી** તેવી તકરાર લઈ શકાય. ૩૨/૨૭૦. ૩૫/૫૭૧.

—**દાવો મુદત બહાર હતો** તેવી તકરાર ન ચાલે. ૩૬/૨૪૫.

—હુકમનામુ કરવા **હકુમતજ** ન હોય તો બજવણીમાં તે બાબત તકરાર કરી શકાય. ૩૩ પુ. ૩૨૩; ૩૪/૩૫૭: ૩૨/૨૭૦. ૩૫/૫૭૧.

—પણ હુકમનામુ કરવાને હકુમત છતાં, તે કરવામાં કાંઈ ગેરશિસ્તપણું થયું હોય ત્યારે તેવી તકરાર બજાવણીમાં લઇ શકાય નહિ. ૩૩. પુ. ૩૨૩.

—હકુમત એટલે શું, તેના પ્રકાર તથા તે સબંધી બજાવણીમાં ક્યારે તકરાર લઈ શકાય અને ક્યારે નહિ, તે બદલ સવિસ્તર ધોરણો માટે જુઓ, ૩૬/૫૨૩. હુ. (૩૫/૫૭૧. ૨૬.)

—તક મલ્યા છતાં યોગ્ય હકુમત બાબત તકરાર લીધી ન હોય અને હુકમનામુ કાયદેસર હોય તો બજાવણીમાં તકરાર લઈ શકાય નહિ. ૩૮/૩૧૭.

—ન્યાયાધીશીને બીજી રીતે દાવો ચલાવવા હકુમત હોય પણ ફક્ત દાવાના વિષયવાળી મીલકત, આ રાજ્યની હદમાં હોવા છતાં, ન્યાયાધિશીની સ્થાનીક હકુમતની બહાર હોય તોપણ પ્રતીવાદી વાંધો લીધા વગર હુકમનામુ થવા દે તો તે રદ બાતલ છે તેવી તકરાર બજાવણીમાં માન્ય રાખી શકાય નહિ. ૩૬/૫૨૩. હુ; ૪૦/૯૨ (નીવેડાનું હુકમનામુ); ૩૭/૩૦૧.

**બહારવટી.** જુઓ, ફો. નિ. ક. ૩૬૯; તથા ન્યાત.
**બદલો.** જુઓ, કબજો લેવા દાવો.
**બહાલી.** જુઓ, રાજ. કરાર નિબંધ ક. ૨૧૧–૨૧૨.
**બક્ષિસ.** જુઓ (૧) પુરાવા એકટ ક. ૧૧૧. (૨) મિ. સ્વ. નિ. ક. ૧૬૬. (૩) મુસલમાની સરેહ. (૪) સ્ટાંપ નિબંધ § ૩૨. (૫) હિન્દુ મિલકતની વ્યવસ્થા સંબંધી નિબંધ ક. ૧૧.

જંગમની બક્ષિસ કરવાની બે રીત છેઃ—(૧) મિલકત સ્વત્વાર્પણ નિબંધ ક. ૧૬૬ પ્રમાણે, (૨) કબજો સાંપીને; ૩૭/૪૪૯.

शुद्ध बुद्धि બાબત ग्राहीतनी तकरार ન ચાલે. ૩૨/૫૪૬.

बक्षीस पत्र रद कराववुं. જુઓ વિશેષ ન્યાય. નિ. ક. ૪૨.

**બાનાખત.** જુઓ સ્ટાંપ નિબંધ ક. ૩ (ज).
**બાનું.** જુઓ રાજ. કરાર નિબંધ ક. ૭૮, ૯૫.
**બાપ.** જુઓ, (૧) નિર્વાહ નિબંધ. (૨) હિન્દુ અવિભક્ત કુટુંબ નિ. ક. ૨૦–૨૧–૨૨ (૩) હિન્દુ વારસા સંબંધી નિબંધક. ૨૩–૨૪–૫૦. (૪) હિન્દુ માબાપ તથા પુત્રો સંબંધી નિબંધ ક. ૧૮.
**બારખળી જમીનનો માલીક,** જુઓ બાંહેધરીવાળા બારખલી વાંટા, તથા મિલકત સ્વાત્વાર્પણ નિબંધ. ક. ૧૩૮.

## બાળલગ્ન પ્રતિબંધક નિબંધ.

**સામાન્ય**—પરહદમાં થયેલ બાળલગ્ન સબંધે ગુન્હાનું કામ ચલાવવા આ રાજ્યની ફોજ. ન્યાયા.ને અધિકાર નથી. તે માટે હુજુર મંજુરીની જરૂર છે. ( ફો. કા. ચ. રી. નિ. ક. ૧૮૯ ). મંજુરી વગર ચાલેલ કામ વિવાદમાં કે તપાસણીમાં રદ કરવું જોઇએ. ૩૧/૧૧૫.

—પરહદમાં રહેનાર વધુની મા ઉપર પકડહુકમ કાઢી શકાય નહિ. તેમજ તેના વિરૂદ્ધ કામ પડત ગુન્હે પણ રાખી શકાય નહિ. ૩૧/૧૧૫.

**ક. ૧૪.** લગ્નની નોંધની નકલ ટપાલ માર્ગે આવ્યેથી ફરીયાદ ચલાવવી જોઇએ. ૩૬/૩૭૮.

## માલીક અને ભાડુઆત.

(કલમો મિલકત સ્વત્વાર્પણુ નિબંધની છે)

**૧. કબજો લેવા દાવો**—વળી જુઓ ક. ૧૩૯—૧૫૩.

પટો સમાપ્ત થયો છે તેવું દાવા અરજીમાં વિધાન જોઇએ. ૩૪/૫૭૧; ૩૬/૧૫૪.

—ભાડાચીઠીની મુદત પુરી થયા પછી ભાડે આપેલ મીલકતનો કબજો લેવાનો દાવો માલકી હક્ક ઉપરથી છે એમજ ગણાય. ૩૬/૩૨૩.

—પટાની મુદત પછીની નુકશાનીને બદલે ભાડું માગ્યું હોય તોપણ પ્રતીવાદીનો કબજો હક્ક વગરનો છે એવા પાયા ઊપરના દાવામાં નુકશાનીજ માગી છે એમજ ગણવું જોઇએ. ૪૦/૧૬૧.

**૨. કાયમનો ખેડુત.** વળી જુઓ પુરાવા એક્ટ ક. ૧૧૪ તથા મિલ્કત સ્વત્વાર્પણ નિ. ક. ૬૦; ૧૩૯.

ભાડુઆત તરીકે હક્ક વિરૂદ્ધ કબજાથી મળેલ માન્યો. ૩૪/૧૦૬.

—ભાડુઆત પોતાના હકોનું સ્વત્વાર્પણ કરી શકે છે. ૩૩/૬૪૩.

ભાડુ વધારવા હક્ક. વિરૂદ્ધ વિશીષ્ટ ઠરાવ ન હોય તો માલીકને ભાડુ વધારવા હક્ક છે ૩૫/૬૪૦; ૪૦/૩૩૭.

—ભાડુતને જમીન છોડવી પડે તેટલુંબધુ વધારી શકાય નહિ. ૩૪/૧૦૬.

—ભાડુ વધારતા પહેલાં યોગ્ય સૂચના આપવી જોઈએ. આવી સુચનાના ઇન્કાર પછી ૧૨ વર્ષે આ હક્ક નષ્ટ થાય છે. ૪૦/૩૩૭.

સાબીતી—કાયમના ભાડુઆતનો સંબંધ માનવ-સ્મૃતિ અગાઉ શરૂ થયો હોય તો કાયમના ભાડુઆત સંબંધે અનુમાન થાય છે ૩૩/૬૪૩;

—સાબીતીનો બોજો ખેડુત ઉપર છે. ૩૬/૫૪૧; ૩૪/૨૯.

—સ્પષ્ટ કરાર કે રિવાજ કે પ્રતીબંધ સાબીત કરવો જોઇએ. ૪૦/૭૩૮; ૩૬/૫૪૧; ૩૩/૪૬૯.

—જુદા જુદા પ્રસંગે સાબીતીની હકીકત ભિન્ન ભિન્ન હોય. ૩૫/૬૪૦.

—૩૫૦ વિઘાના જથ્થામાંની જમીન સંબંધે કામની હકીકત ઉપરથી ખેડહક્ક માન્યો. ૪૦/૭૩૮.

—ઘણા વર્ષનો, સતત, વંશપરંપરાનો, કબજો તથા એકસરખું દાણ આપ્યાની સાબીતી ઉપરથી કાયમનો ખેડહક્ક માન્યો. ૩૫/૬૪૧; ૩૩/૬૪૩.

—પણ તે પુરાવો નિર્ણાયક નથી. ૩૫/૬૫૯; ૩૩/૪૬૯.

—ગણોતમાં વધઘટ થઈ હોય તો તેટલાજ ઉપરથી વિરૂદ્ધ અનુમાન થતું નથી. ૩૪/૨૯.

**૩. દાણ માટે દાવો.**

માલીક ભાડુઆતનો સંબંધ ચાલુ હોઈ દાણ માટે દાવો કરેલ હોય તો દાવા પછીનું દાણ, તેજ દાવામાં ન મળે. ૩૭/૨૨૧.

**૪. ભાડે આપનારના અધિકારમાં ખામી.**

મુતવલીએ કરેલી વ્યવસ્થા, તેના પછીના મુતવલ્લીએ તેમજ આખી મુસલમાન કોમે વાંધો લીધા વગર ચાલવા દીધી હોવાથી તેમની સંમતી ગણી, મુતવલીના અધીકારમાં ખામી હોય તો તેની પૂર્તતા થાય છે એમ ઠરાવ્યું. ૩૪/૧૦૬.

**માંડવાળ** જુઓ, ફો. કા. ચ. રિ. નિ. ક. ૧૪૫.

**મિલકત** કબજે લેવા દાવો, જુઓ કબજો લેવા દાવો.

—ખસેડવી, જુઓ નાદાર દેણદાર નિ. ક. ૬.

## મિલકતના સ્વત્વાર્પણનો નિબંધ.

**સામાન્ય.**—નિબંધ અમલમાં આવતા પહેલાના ગીરોને પણ આ નિબંધના ધોરણો લાગુ કરી શકાય છે. ૩૬/૫૮૨; ૩૫/૫૮૪.

—"विरुद्ध राजमान्य करारना अभावे" તેનો **અર્થ** એવો છે કે કાયદાએ ઠરાવેલી સરતો કે વાતો દરેક વ્યવહારમાં ગર્ભીત રીતે ઠરાવેલી છે એમ માનવું જોઈએ. તેવી કોઈ સરત લાગુ કરવાની નથી એમ પક્ષકારનો ઇરાદો હોય તો તે સરત બાતલ કરવા માટે બીજો રાજમાન્ય કરાર સ્પષ્ટ રીતે અસંદીગ્ધ હોવો જોઈએ. ૩૧/૪૧૨.

**ક. ૨. (૨)** Saving. જુઓ ક. ૬૪, ૮૪,૧૩૯.

**ક. ૩. (च).** લેખ કરી આપનાર લેખ નોંધણી કામદાર આગળ રજુ કરી લેખ કર્યાની કબુલત આપી તેજ વખતે પોતાની સહી કરે, અને નોંધણી કામદારની રૂબરૂની સહી પણ તે શેરા નીચે થઇ હોય તો નોંધણી કામદારે **શાખ** કરી છે એમ ગણી શકાય. ૩૯/૪૪૦. (૩૪/૧૨૦; ૩૩/૫૨૨.)

ક. ૩. (છ). ગીરો છોડાવવાનો હક એ સ્થાવર મીલકત છે. ૩૨/૨૪૫.

ક. ૪. રાજ. કરાર નિબંધ ક. ૮૬–૮૮ સ્થાવર મીલકત વેચવાના કરારના ભંગથી નુકસાની મળવાના દાવાને લાગુ છે. ૩૩/૬૫૯.

ક. ૭. "સ્વત્વાર્પણ"ની વ્યાખ્યામાં "વહેંચણ"નો સમાવેશ થતો નથી. ૩૭/૧૭૦.

તેમજ સ્થાવર મીલકત વેચવાના કરારનો સમાવેશ થતો નથી. ૩૭/૮૨૫.

ક. ૮. અયોગ્ય સ્વત્વાર્પણ.

—વિધવાએ સ્વત્વાર્પણ કર્યા પછી તેના સંબંધમાં ઉત્તરાધિકારીઓને કાંઇ પણ વ્યવસ્થા કે કરાર કરવા કલમ ૬ (૨) ક (૧–૩)થી મનાઇ કરેલી નથી. ૩૩/૨૨.

ક. ૧૦. મ્હોંઢેથી સ્વત્વાર્પણ.

—સ્થાવર મીલકતની વહેંચણ અગર તે સંબંધી તોડજોડ મોઢાના કરારથી થઈ શકે છે. ૩૬/૬૫.

—વારસે પોતાનો વારસાઇ હક છોડી દેવાના વ્યવહાર માટે નોંધેલા લેખની જરૂર નથી. ૩૭/૬૮૬.

ક. ૧૩. વેચવા વિગેરેની પ્રતિબંધક શરતો.

—વેચાણ આપનાર અગર તેના વારસ જ્યારે માગે ત્યારે વેચાણનો અવેજ લઈ વેચાણ લેનારે મીલકત પરત આપવાનો કરાર નિરર્થક છે. ૪૦/૬૭૬.

—કાયમના પટે રાખનારના હક્કો વેચાણ કરવાનો હક મર્યાદીત કરવાની સરતો કરવા પ્રતીબંધ કરેલો નથી. ૩૧/૫૦૬.

ક. ૧૪. વાપર તથા ઉપભોગને પ્રતિબંધ કશરતો.

—સ્વત્વાર્પણ કરેલી મીલકતના એક ભાગના હીતકર ભોગવટા માટે બીજા ભાગના ભોગવટાની મના કરવા અથવા ભોગવટો અમુક રીતે કરવાની ફરજ પાડવાનો હક સ્વત્વાર્પણ કરનારને છે. ૩૮/૮૧૦.

—કોઈ ફરજ કે શરત મિલકતના હીતકર ઉપભોગ માટે છે કે કેમ તે ઠરાવવાને માટે તે વીષે સ્પષ્ટ ઉલ્લેખ લેખમાંજ હોવાની

જરૂર નથી; તેવી ફરજ કે સરત અન્ય પુરાવાથી સાબીત કરી શકાય. ૩૮/૮૧૦.

ક. ૧૮. આ નિબંધ અમલમાં આવતા પહેલાં સ્થાવર મીલકત વેચવાનો કરાર થયો હોય તો તેને દૂરત્વનો દોષ લાગુ પડે છે કે કેમ તેનો નીકાલ આ નિબંધ અમલમાં આવતા પહેલાં પ્રસીદ્ધ થએલા નિયમો કે ધોરણો પ્રમાણે કરવો જોઈએ. ૩૭/૮૨૫

—સ્થાવર મીલકત વેચવાના કરારને દુરત્વના દોષનું ધોરણ લાગુ પડતું નથી. ૩૭/૮૨૫.

—સ્થાવર મીલકત વેચાણ કરવાનો કરાર ચોકસ મુદત માટે પક્ષકારો વચ્ચે થયો હોય અને તેનો અમલ કરવાનો પ્રસંગ આવે ત્યારે તેવા કરારને દુરત્વનો દોષ લાગુ થતો નથી. ૩૯/૩૬૭.

—બે ભાઇ વચ્ચેના વહેંચણના લેખમાં સરત હતી કે "જે તે ભાઈ પોતાના ભાગનું સ્વત્વાર્પણ કરી શકે; પરંતુ સ્વત્વાર્પણના પ્રસંગે અરસ પરસ ન રાખે તોજ ત્રાહીતને આપવો." એક ભાઈએ પોતાનો ભાગ ત્રાહીતને વેચ્યાથી બીજો ભાઈ અગ્રક્રયાધિકારનો અમલ કરાવવા દાવો લાવ્યો. તેમાં ઠરાવ્યું કે, આવી સરતનો અમલ થઈ શકે છે. ૩૭/૧૭૦.

## ક. ૪૬. સ્વત્વાર્પણના પરિણામ વિશે.

—ગીરોદારના હીત સંબંધના સ્વત્વાર્પણ સંબંધમાં આ કલમનું ધોરણ લાગુ પડે છે. ૩૧/૯૧,

ક. ૫૧. અન્નવસ્ત્ર—આપવાનું હુકમનામું હિન્દુ કુટુંબના કર્તા-વિરૂદ્ધ થએલું હોય, ત્યારે તેના મેયત થયા પછી સહભાગીઓએ આપસ આપસમાં કાંઈ વ્યવસ્થા કરે, તેથી હુકમનામાવાળીના હક્ક ઉપર કાંઈ અસર થતી નથી. ૩૪/૩૬૧.

ક. ૫૨. વહીવંચાનું કામ કરી તે બદલ લવાજમ લેવાનો હક એ એક યજમાનવૃત્તિ જેવો છે. તે વંશપરંપરા ભોગવવા બદલ કાંઈ

વાર્ષિક રકમ આપવા ઠરાવ્યું હોય તો તેનો લાભ લેવામાં આવે ત્યાં સુધી તે ઠરાવનો અમલ કરવો જોઈએ. ૩૩. પુ. ૯૩.

**ક. ૫૩. દેખાઈતા ધણીએ કરી આપેલું સ્વત્વાર્પણ.**

—ખરો માલીક બીજા કોઈ સખસને તે બીજો માલીક છે એમ કહેવા દે, અને તે બીજા પાસેથી કોઈ ત્રાહીત, અવેજ સંદ, શુદ્ધ બુદ્ધિથી, વેચાણ રાખે તો ખરા માલીકને પોતાના માલકી હક્કનો લાભ મેળવવાને બાધ આવે છે. તેવો લાભ મેળવવા તેણે, (૧) પોતાના હકની તે ત્રાહીતને સૂચના હતી, અગર (૨) સંજોગો એવા હતા કે જેથી તે ત્રાહીતને માલકી વિશે તપાસ કરવી પડે, અને તેથી ખરો માલીક જણાઈ આવત; એવી હકીકત સાબીત કરવી જોઇએ. ૩૭/૩૭૭.

—કામની હકીકત ઉપરથી ખરા માલીકના હક્કની સૂચના વેચાણ રાખનારને હતી તેમ માન્યું. ૩૮/૨૮૬.

—આ કલમનો લાભ લેવા માટે વેચાણ રાખનારે બતાવવું જોઇએ કે:—

(૧) ખરા માલીકની સ્પષ્ટ અગર ગર્ભીત સંમતીથી કોઈ સખસ દેખીતો માલીક હતો;

(૨) એવા દેખીતા માલીક પાસેથી યોગ્ય અવેજ આપી મીલકત ખરીદી હતી, અને

(૩) યોગ્ય તપાસ કર્યા પછી મીલકત વેચાણ રાખી હતી. ૪૦/૯૮૫.

—કેટલો અને કેવી રીતે તપાસ કરવો જોઈએ તે દરેક કામની હકીકત ઉપર આધાર રાખે છે. ૩૭/૩૭૭.

—પ્રતીવાદી નં. ૧ ના વેચાણ વ્યવહાર પહેલાં થએલ દાવાવાળી જમીનના ગીરો વ્યવહારમાં વાદીએ શાખ કર્યાથી અને વેચાણ વખતે પણ પ્રતીવાદી નં. ૨ નો વેચવાનો હક તેણે કબુલ રાખ્યાથી, પ્રતીવાદી નં. ૨ દેખાઇતો માલીક હતો, અને તેની પાસેથી શુદ્ધ બુદ્ધિથી અવેજ

સહ પ્રતીવાદી નં. ૧ એ વેચાણ રાખેલું હોવાથી ઠરાવ્યું કે, આ કલમનો લાભ પ્રતીવાદી નં. ૧ ને મળે છે. ૩૮/૭૪૭.

**ક. ૫૫. વેચાણ આપતી વખતે વેચનારનું સ્વત્વ ન હોય** તોપણ, જો વેચાણ કાયમ હોય તે દરમ્યાન વેચનારને સ્વત્વ પ્રાપ્ત થાય તો, તે ઉપર વેચાણ રાખનાર વેચાણનો અમલ કરાવવા મુખત્યાર છે. ૪૦/૯૯૯.

ક. ૬૦. **અગ્રતા.** વળી જુઓ, દસ્તા. નોંધણી નિબંધ. ક. ૫૪.

—એકજ મીલકત બાબત એક કરતાં વધારે સખસોને કાયમનો પટો માલીક તરફથી કરી આપવામાં આવે તો, પછીના ઉત્પન્ન થએલા દરેક હકનો અમલ અગાઉના ઉત્પન્ન થએલા હકને આધીન રહીનેજ થઈ શકે. ૩૭/૧૦૯.

—બે નોંધેલા લેખોના પ્રસંગે પહેલા લેખની બીજા લેખવાળાને ખબર હતી, તેમ માનવું જોઇએ. દસ્તા. નોંધણી ની. ક. ૫૭. નકામી છે. ૩૯/૨૯૮.

ક. ૬૨. પુર્ણ હક્ક, શુદ્ધબુદ્ધિથી માની કાયમનો **સુધારો** કર્યો હોય તો તેની કીંમત મળે. ૪૦/૯૮૫.

—ગીરોદાર અને ગીરો મુકનાર એમની વચ્ચે સાધારણતઃ આ કલમનું ધોરણ લાગુ થઈ શકે નહીં. ૩૨/૧૨૩.

—મુળ માલીકે પોતાના દસ્તાવેજ નીચે શેરો કરી આપી **અ** ને કબજા સાથે બક્ષિસ આપ્યાની વાત જાણતા છતાં, અને **અ**નો હક્ક કાયદેસર છે કે નહિ તે બાબત બીજી કાંઈ તપાસ કર્યા વિના, **બ**એ **અ** પાસેથી વેચાણ રાખી તે મિલકત ઉપર દુરસ્તિ ખર્ચ કર્યું હતું. ઠરાવ્યું કે **બ**નું વર્તન શુદ્ધ બુદ્ધિનું છે. ૩૫/૨૬૮.

ક. ૬૩. **ચાલુ વાદનું તત્વ.** (Lis pendens)

—સરીક હક અમલમાં લાવવાની ફરીયાદને આ કલમનું ધોરણ લાગુ પડે છે. ૩૧/૩૨૫.

—દરખાસ્ત ચાલુ હોય તે દરમ્યાન દરખાસ્તવાળી મીલકત ગીરો મુકવામાં આવે, તેટલાજ ઉપરથી તે રદ બાતલ ઠરાવી શકાય નહીં. તેવે પ્રસંગે હુકમનામાના પક્ષકારને બાધ આવે નહી એવી રીતે ગીરોનો અમલ થઇ શકે તેટલો કરવો જોઇએ. ૩૩. પુ. ૨૯૭.

—ગીરોનું હુકમનામું થયા પછી અને બજાવણી દરખાસ્ત આવતા પહેલાં સ્વત્વાર્પણ કર્યું હોય તેને આ તત્વ લાગુ પડે છે. ૩૮/૧૩૫.

અને તેથી સ્વત્વાર્પણ કરી આપનારને બજાવણીમાં પક્ષકાર કરવા જરૂર નથી. ૩૮/૧૩૫.

**ક. ૬૪. કપટથી કરેલું સ્વત્વાર્પણ.**

વળી જુઓ, દિ. નિ. પરિ. ૨૧. § ૫૮. ૬૩.

—આ કલમનો લાભ લેવો હોય તેણે, આ કલમ પ્રમાણે દાવો કરી, દસ્તાવેજ નિરર્થક છે એમ ઠરાવી લેવું જોઇએ. પ્રતીવાદી તરીકે તે પ્રમાણે તકરાર લેવા અધિકાર નથી. ૩૩. પુ. ૮૮.

—તેથી કબજાગીરોદાર–વાદીના, મિલકત જપ્તીને પાત્ર નથી એવું ઠરાવી લેવાના દાવામાં કેટલો અવેજ સાબીત છે તે તથા તે ગીરો આ કલમ પ્રમાણે નિરર્થક છે કે કેમ તે જોવાનું નથી. વાદીના દાવામાં, ગીરો ખરૂં છે કે નથી અને તેનો કબજો છે કે નથી એ મુખ્ય વાતો જોવાની છે. ૩૩. પુ. ૮૮.

—સ્વત્વાર્પણ ખરેખર થએલું હોય, પણ તે લેણદારોને દગો દેવાના ઇરાદાથી કર્યું હોય તો તે સ્વત્વાર્પણ બંધનકારક નથી એમ ઠરાવી લેવા દાવો કરવા લેણદારને હક છે. ૩૨/૪૨૦.

દગો કરવાનો ઇરાદો હતો કે કેમ તે ઠરાવતી વખતે કઈ કઈ બાબતો જોવી જોઇએ તે બતાવ્યું. ૩૨/૪૨૦.

—અંશતઃ મોબદલો સાબીત ન થાય એટલાજ ઉપરથી શુદ્ધ બુદ્ધિ નથી એમ ઠરાવવું બરાબર નથી. ૩૩. પુ. ૭૯.

માત્ર પૂર્ણ રકમ આપી નથી એટલાજ ઉપરથી કપટનું અનુમાન કરવું પણ વ્યાજબી નથી. ૩૩. પુ. ૭૯.

—બધો વ્યવહાર ખોટો છે એમ માનવામાં ન આવે ત્યારે જેટલો મોબદલો સાબીત થાય તેટલા પુરતોજ બોજો રાખવા ન્યાયાધિશી મુખત્યાર છે. (અભિપ્રાય) ૩૩. પુ. ૭૯.

—જે સ્વત્વાર્પણથી કોઈ લેણદાર સામે પસંદગી મળતી હોય, કે તેના કરતાં અગાઉ પૈસા મળતા હોય, તો તેવું સ્વત્વાર્પણ આ કલમ તળે આવતું નથી. ૩૧/૧૦૫.

—ક. ૨. (૨) ના ઠરાવથી યોગ્ય હુકમતવાળી ન્યાયાધિશીએ કરેલું હુકમનામું આ કલમ અન્વયે ટાળી શકાતું નથી. જ્યાં ક. ૨ લાગુ પડતી ન હોય, ત્યાં ત્રાહીત ઈસમ, હુકમનામું કપટથી થએલું છે એમ જણાવી, તે બાજુ ઉપર મુકવા દાવો કરી શકે છે. ૩૩/૭૧.

—જે ધોરણે આ કલમના સંબંધે વીચાર કરવામાં આવે છે તેજ ધોરણ પુર્ણ રીતે अवल जमीना काममां લાગુ કરી શકાય નહીં. આ કલમ નીચે તમામ સાહુકારોને અસર કરે તેવો વ્યવહાર છે કે કેમ તે જોવાનું છે; જ્યારે અવલ જમીના કામમાં વાદીના હુકમનામા ઉપર પ્રતીવાદીના કૃત્યથી કાંઈ અસર થાય તેવી છે કે કેમ, તે જોવાનું છે. ૩૭/૫૨૨.

**ક. ૬૫. વેચાણને** અવેજ ન હોય તેટલાથીજ તે રદ થઇ શકે નહીં. અવેજ આપવા લેવાનોજ નહતો, અને ફોસલાવી વેચાણ કરાવ્યું હોય તોજ રદ થાય. ૪૦/૯૯૯.

**ક. ૬૬. વેચાણ કેમ કરવું તે.** જુઓ, ક. ૧૭૨ તથા પાર્ટ પરફોર્મન્સ.

—ગીરો છોડાવવાનો હક્ક એ સ્થાવર મીલકત છે; તેથી તેનું સ્વત્વાર્પણ નોંધેલા દસ્તાવેજથી થઈ શકે. મીલકત સ્વાધીન કરવાની જરૂર નથી. ૩૨/૨૪૫.

—નોંધણીની વિધી, વેચાણ સંપુર્ણ થવા માટે જરૂરની છે. ૪૦/૧૦૭૮.

**ક. ૬૮. વેચનારની જવાબદારી.** જુઓ વિશેષ ન્યાય. નિબંધ. ક. ૨૪.

**ક. ૬૯. વેચનારે લેવાની કબુલતો.** વળી જુઓ "વેચાણ."

—અવેજ લઇ સ્થાવર મિલકતના સ્વત્વાર્પણનો લેખ કરી

આપેલો પરંતુ ખુંટમાં બતાવેલ મીલકતનું માપ ખોટું હોવાથી ખુંટમાં જણાવેલ મીલકત કબજે આપ્યા પછી. માપની પૂર્તતા કરવા નવો અવેજ લઈ નવો દસ્તાવેજ કરી આપ્યો. તેમાં ઠરાવ્યું કેઃ—પાછળથી થએલો વ્યવહાર કેવળ નામનો હોઈ તેને આ કલમ (૧)માં જણાવેલી કબુલતો લાગુ થતી નથી, અને તેથી પાછળના દસ્તાવેજનો અવેજ પાછો મળી શકે નહીં. ૩૩/૨૯૬.

**ક. ૭૪. સામાઇક બોજાને પાત્ર બે મિલકતોમાંની એકનું વેચાણ.**

—આ કલમ ખરીદનાર અને વેચનારની વચ્ચે કઇ મીલકત પ્રથમ વેચવી એ સંબંધે તકરાર હોય તે પ્રસંગે લાગુ પડે છે. ૩૧/૬૫.

**ક. ૭૫, ૭૯. બોજામાંથી મુક્ત સ્થિતીમાં વેચાણ કરી આપવા વિશે.**

—અરજ પ્રાંત ન્યાયાધિશીમાં કરવી જોઇએ. આવી અરજ મીલકત ખાનગી રીતે અગર ન્યાયાધિશી મારફત વેચાઇ ગઈ હોય અગર વેચાણનો કાયદેસર કરાર થયો હોય તોજ માત્ર કરી શકાય; અને કલમ ૭૫ (૨)માં જણાવેલી મતલબનાજ હુકમ માત્ર કરી શકાય. મીલકત ગીરોના બોજામાંથી મુક્ત થએલી ગણી ગીરોદાર તથા કબજેદારના કબજામાંથી મીલકત અરજદારે કબજે લેવાનો હુકમ કરી શકાય નહીં. ૩૭/૨૦૬.

## પ્રકરણ. ૫. (ક. ૭૮ થી ૧૩૬.) ગીરો વિષે.

હરકતહેલો, જુઓ નીચે નં. ૧.
હિસાબ રાખવાની ગીરોદારની ફરજ, જુઓ ક. ૧૦૭.
હુકમનામાની બજાવણી, જુઓ નીચે નં. ૩, આંકડીઆ ગામ, તથા દિ. નિ. પરિ. ૩૩.
,, ,,—માં નિર્વાહ, જુઓ દિ. નિ. ક. ૬૦.

| | |
|---|---|
| ૧. અર્થ. | ૪. રિવાજ. |
| ૨. ગહાણુલહાણુ. | ૫. વળતદાણુ. |
| ૨ अ. ગીરોદાર. | ૬. સૂત્ર. |
| ૩. દાવા તથા હુકમનામું. | ૭. હરરાજી. |

**૧. અર્થ.** વળી જુઓ દસ્તાવેજનો અર્થ.

**हरकतहेलो:**—"ભોગવટાને × × કોઈ પણ હરકત કરશે નહિ × × હરકોઇ કસમ હરકત કરશે તેના જવાબ માટે × × ઘર જમીન એટલે તારણ તરીકે છે." એવી આડગીરોના લેખની શરતનો અર્થ:—મુળ ગીરો છોડાવવામાં આવે તો, અગર ગમે તે કારણે આડગીરોદારનો કબજો જાય તો ઘર ઉપર જવાબદારી પડે. ૩૨/૫૦૬.

—"× × સદરહુ તમોને ન મળે અથવા કોઈ પ્રકારની હરકત થાય તો તેનો જવાબ અમો × × દઇશું" એનો અર્થ, મીલકત જાય તો ખુટતી પુરી આપીશું. પૈસા આપીશું એવો અર્થ થાય નહિ. ૩૩/૫૪૭.

—"હરકત હેલો થાય તો અમે જાતથી તથા હરેક પ્રકારની સ્થાવર જંગમ મીલકતથી પુરૂં કરીએ," આથી ફક્ત જાત જવાબદારી પડે છે. મિલકત ઉપર બોજો થતો નથી. ૪૦/૧૧૯.

**૨. ગહાણુ લહાણુ.**

—આવા કરાર આ રાજ્યમાં કાયદેસર ગણેલા છે. ૩૬/૪૩.

—ગીરો મુકનાર મેયત થયા પછી તેના વારસો બે વર્ષમાં ગીરો છોડાવે નહિ તો તેમનો હક નષ્ટ થશે એવી શરત કરી શકાય. ૩૬/૪૩. (૩૧/૩૬૫ ર૬.)

—ગહાણુ લહાણુની શરતનો અમલ કરવો ન્યાયસર થશે કે નહિ તે દરેક કામની હકીકત ઊપરથી ન્યાયાધીશીએ ઠરાવવાનું છે. અને તે શરતનો અમલ કરવાથી ગીરો મુકનારને ભારે નુકશાન થશે એમ જણાય, તોજ તે શરતનો અમલ ન્યાયા.ઓ કરવો નહિ. ૩૬/૪૩.

—ગહાણુ લહાણુની શરત મિ. સ્વ. નિબંધ પછીના વ્યવહારોમાં હોય તો તે અવ્યવહાર્ય છે. ૩૬/૫૯૯.

**૨. અ. ગીરોદાર.**

—ગીરોદારનો હક્ક, એ એક પ્રકારે "સ્થાવર મિલ્કતમાંનો હક્ક સંબંધ" છે. ૩૧/૧૧૭. જુઓ શબ્દોના અર્થ.

—ગીરોના નાણા વસુલ કરવાની મુદત વીતિ ગયા છતાં, કબજેદાર સાનગીરોદારને કબજો રાખવા હક્ક છે. ૩૩. પુ. ૨૫૯.

**૩. દાવા તથા હુકમનામું.** વળી જુઓ ક. ૮૪. ૯૬, ૧૦૫ અને દિ. નિ. પરિ. ૩૩ તથા ન્યાયાધિશી લાગત નિ. ક. ૨૨.

—ગીરોના દસ્તાવેજ સાધારણતઃ ગીરોદારના કબજામાં હોય છે, તેથી ગીરો મુકનારને ગીરો મુકયાની હકીકત દુય્યામ પુરાવાથી સાબીત કરવા હરકત નથી. ગીરોની વાત સાબીત કરવા માટે જુજ પુરાવો હોય તોપણ ચાલશે. ૩૩/૩૮૯.

—ગીરોની વાત એક વખત કબુલ કર્યાં પછી, એ વ્યવહારના કાયદેસરપણા બદલ તકરાર ઊઠાવી શકાય નહિ. ૪૦/૪૯૬.

--ગેર હક્કે કબજે કરેલી જમીન પોતાને કબજે લેવા કરેલ દાવામાં પ્રતીવાદીનો ગીરોહક્ક દરે તો વાદી, દાવા અરજીમાં સુધારો કરી ગીરો છોડાવવાની માગણી કરી શકે છે; અને એવા પ્રસંગે તેજ દાવાના કામમાં તેને એવી દાદ અપાવી શકાય. ૩૩/૬૨૦.

—પરંતુ વાદીની ઇચ્છા ન હોય તો તેની મરજી અને માગણી વિરૂદ્ધ, ગીરો છોડાવવાની દાદ અપાવી શકાય નહિ. ૩૩/૬૨૦.

**હુકમનામુ,** કરારદાદનું:, ત્રણુ મહીનામાં ગીરો છોડાવવામાં ન આવે તો મીલકત ઊપરનો હક નષ્ટ થશે તેવી શરત દહેશત તરીકેની ગણાય. ૩૬/૬૩૨.

ગીરો મુકવાનો અધિકાર ન હોય તો તે રદ બાતલ છે. તેવા ગીરો ઉપરથી હુકમનામુ થાય તો તે પણ રદ બાતલ છે. તે સંબંધી બજાવણીમાં તકરાર લઇ શકાય. ૩૫/૬૨૪–૬૩૫.

**૪. રિવાજ કે સ્થાનિક કાયદો.** વળી જુઓ ક. ૯૬.

—ગીરો મુકનાર અને ગીરોદારના, હક અને જવાબદારીઓની બાબતમાં, સ્થાનિક કાયદા કે રિવાજથી આ નિબંધના ધોરણોમાં કાંઈ ફેરફાર થઇ શકે નહીં. ૩૯/૨૨૩.

**૫. વળતદાણનો વ્યવહાર** એ ગીરો છે. ૩૬/૧૭.

— વળતદાણુ નહિ, પણ પટો માન્યો. ૩૭/૧૦૯.

**૬. સૂત્ર.** "એક વખતનું ગીરો સદાય ગીરો છે" તે તત્વ આ રાજ્યમાં માન્ય રાખેલું નથી. ૩૬/૪૩. જુઓ ગહાણુલહાણુ

**૭. હરરાજીમાં વેચાણ રાખનારના હક્ક.**

—ગીરો મીલકત વેચી પૈસા વસુલ કરવાના દાવામાં, ગીરો મીલકતનું ન્યાયાધિશી મારફતે વેચાણ થાય છે ત્યારે ખરીદદારને ગીરોદાર અને ગીરો મુકનાર એ બંન્નેના હિત સબંધ પ્રાપ્ત થાય છે. ૩૧/૫૯૬; ૩૨/૨૯૬; ૩૨/૪૦૬.

—ગીરો મુકનાર મુળ ગીરો છોડાવી અ ને તે મિલકત વેચે તો આડગીરોદારે પોતાનાં નાણાં માટે ગીરોદાર ઉપર મેળવેલા હુકમનામાની બજવણીમાં વેચાણ રાખનાર બ ને અ વિરૂદ્ધ કાંઇ પણ હક્ક પ્રાપ્ત થતો નથી; અને અ કબજો રાખવા હક્કદાર છે. ૩૧/૫૯૬.

—ગીરોના નાણાનું હુકમનામું થયા પછી બીજો કોઇ ગીરો રાખે અને મીલકત હુકમનામા અન્વયે હરરાજ થાય તો તે હરરાજીથી, પાછળથી ગીરો રાખનારના હક્ક નષ્ટ થાય છે. ૩૨/૨૯૬, ૩૨/૪૦૬.

**ક. ૮૦. સાનગીરોના** વ્યવહારમાં, જાત જવાબદારી સામાન્યતઃ છેજ. જાત જવાબદારી ન આવવા માટે સ્પષ્ટ કરાર, લેખમાં હોવો જોઈએ. ૩૯/૨૮૧.

ક. ૮૧. ભોગ્યગીરોના લેખમાં નાણા આપવાનો કરાર હોય પણ નાણા મીલકતથી વસુલ કરી શકાશે એવો સ્પષ્ટ અગર ગર્ભીત કરાર ન હોય તો ગીરોનું સ્વરૂપ ભોગ્ય ગીરોજ રહે છે; (તેને સાનગીરોનું સ્વરૂપ પ્રાપ્ત થતું નથી.) ૩૪/૫૪૬.

ક. ૮૩. નિબંધ અમલમાં આવ્યા પછી દસ્તાવેજ ઉપર **બે સાક્ષીઓની સાખના** અભાવે, તે ગીરો દસ્તાવેજ ગણી શકાય નહીં; અને તે દસ્તાવેજથી કાંઇ હક્ક મિલકત ઉપર ઉત્પન્ન થઇ શકે નહીં. ૩૬/૫૧૫; ૩૩/૨૬૩; ૩૩ પુ. ૩૩૬–૩૪૦.

—ગીરો લેખમાં મતુ કરનારે સાક્ષીની જગાએ લખીતંગ કર્યું હોય તેથી બીજા સાક્ષીની અપૂર્તતા હોય તો તે પુરી થતી નથી. ૩૩.પુ.૩૩૬.

—ગીરો લેખની શરતમાં ફારફેર કરવાનો લેખ ગીરો લેખ ન હોઇ તે ઉપર બે સાખ હોવાની જરૂર નથી. ૩૩. પુ. ૩૩૬.

ક. ૮૪. **ગીરો છોડાવવાનો હક્ક.** વળી જુઓ દિ. નિ. પરિ.૩૩.§૩.

—આ નિબંધ અમલમાં આવતા પહેલાનું ગીરો હોય તો, ગીરો છોડાવવાના હક ઉપર અંકુશ કરનાર શરત, રાજમાન્ય કરાર વિરૂદ્ધ ન હોય તો, બંધનકારક છે. ૩૬/૪૩૪.

—ગીરો મીલકતનો વધારો, નોંધેલા દસ્તાવેજથી ગીરો મુકી તેના ઉપર બોજો ઉત્પન કરવામાં આવ્યો હોય, તે શિવાયના પ્રસંગે, ગીરો છોડાવવાના હક ઉપર ગીરો દસ્તાવેજ થી અગર પક્ષકારો વચ્ચે પાછળથી થએલા કોઇ કરારથી, અંકુશ મુકવામાં આવ્યો હોય, તો તે ગેરકાયદે હોવાથી તેનો અમલ થઇ શકે નહીં. ગીરો મીલકત ઉપર પાછળથી ગીરોદાર પાસેથી વધારે પૈસા લઇ ગીરો મીલકત ઉપર બોજો ઉત્પન્ન કર્યો હોય, અને તેવા પાછળથી થએલા દસ્તાવેજમાં એવી સરત હોય કે એ દસ્તાવેજની રકમ આપ્યા શિવાય પ્રથમનું ગીરો છોડાવી શકાય નહીં, તો એ સરતનો અમલ થઇ શકે છે; તેથી ગીરો છોડાવવાના હક ઉપર અંકુશ મુક્યો છે, એમ કહેવાય નહીં. ૪૦/૨૫૭.

—ગેરવ્યાજબી દબાણ અગર કપટ કર્યા વગર, ગીરો છોડા-

વવાની અવધ લાંબી રાખી હોય તોપણ તેટલા ઉપરથી ગીરો છોડાવવાના હક ઉપર અંકુશ રાખવામાં આવ્યો છે, એમ કહેવાય નહીં. ૩૨/૫૩૮. (૧૦૦ વર્ષ.) ૩૨/૨૯૦. (૫૧ વર્ષ.)

—"ગીરો છુટયા પછી તમારો હક ચાલતો રહે" તેવી શરત, ગીરોદારનો ગીરો પહેલાં ખેડ હક્ક નહોતો તેથી, "અંકુશ" છે; અને તેથી તેનો અમલ થાય નહીં. ૩૯/૬૪૯.

ક. ૮૭. પ્રમાણે મળતા હકને અસર થાય તેવી શરત "અંકુશ" છે. ૩૬/૪૩૪.

**અપવાદ.** એજ ધોરણ. ૩૫/૧૯૨.

—હુકમનામામાં બતાવેલી ગીરો છોડાવવાની મુદત વીતિ ગઈ હોય તોપણ જ્યાં સુધી પ્રતીવાદી દિ. નિ. પરિ. ૩૩ § ૩ પ્રમાણે હુકમ મેળવે નહીં ત્યાં સુધી હુકમનામાનો અમલ જારી રહે છે. તેમજ મુદત વધારી લેવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થતો નથી. કબજાગીરો હોય તોપણ ગીરો છોડાવવાનો હક્ક બીલકુલ બંધ પડયો છે તેવો હુકમ કરી શકાય નહીં. ૩૧/૪૪૭.

—એક વ્યવહારની રૂએ ગીરો છોડાવી લીધું હોય તેટલા ઉપરથી બીજા ગીરો વાળી મીલકત ઉપરનો હક ગીરો મુકનારે છોડી દીધો હતો એમ કહેવાય નહીં. ૩૧/૩૬૫.

ક. ૮૬. જુઓ ક. ૧૨૦.

**ક. ૮૭. એકજ મીલકત અનેકવાર ગીરો આપી હોય ત્યારે** પછીનું ગીરો છોડાવ્યા શિવાય પ્રથમનું ગીરો છોડાવાશે નહી, એવો સ્પષ્ટ કરાર થએલો હોય તે શિવાયના પ્રસંગે, ગીરો મુકનાર પહેલું ગીરો એકલું છોડાવી શકે છે. અને તે વખતે આવા પાછળના ગીરોની રકમનો બોજો પણ રાખી શકાય નહીં. ૩૬/૫૧૫.

**ક. ૮૮. ભોગ્ય ગીરો.** મિલકતની ઉપજ ગીરો રકમ પેટે વસુલ ગણવી અને અમુક મુદત સુધી ગીરોદારે નાણા માગવાં નહીં કે ગીરો મુકનારે ભરવા નહીં એવી શરત છતાં, મુદત પહેલાં ઉપજમાંથી મુદલ તથા વ્યાજનો ફડચો થઇ જવાથી, મુદત પહેલાં ગીરો છોડાવવાનો દાવો ચાલી શકે. ૩૫/૫૧૬.

**ક. ૮૯, ગીરો મિલકતમાં વધારો.**

—ગીરો છોડાવવાનો દાવો થતાં પહેલાં ગીરોદાર ઝાડ કાપી લે તો જમીનને કાંઈ નુકશાન થયું હોય તેનો નીર્ણય દાવામાં થઈ, ગીરો મુકનારને નુકશાની અપાવી શકાય. પણ દાવો થયા પછી કાપી લઈ જવા પરવાનગી આપી શકાય નહીં. ૩૯/૨૨૩.

—કબજા ગીરોદારે રોપેલ ઝાડોને ગીરો મીલકતનો વધારો ગણી તેની કીંમત ગીરોની રકમમાં ઉમેરી શકાય નહી. તેમજ સ્થાનિક રિવાજ (કાંઇ હોય તો તે) પ્રમાણે તેમાં ગીરોદારનો ભાગ પણ ઠરાવી શકાય નહીં. ૩૯/૨૨૩.

**ક. ૯૧. ગીરો મુકનારની કબુલતો.** જુઓ, ક. ૧૦૫.

**ક. ૯૪. ગીરો છોડાવવાનું બંધ પાડવાનો કે વેચવાનો હક્ક.**

—સાન મીલકતના "વધારાથી" વસુલ લેવાના દાવામાં કરાર દાદથી વાદીનો પહેલો ગીરો હક્ક કાયમ રાખી બાકીના માલ વધારાથી વસુલ આપવાનું હુકમનામું થયું હોય તો તે સાન મીલકત વેચી વસુલ લેવાનું હુકમનામું છે એમ સમજવું જોઈએ. ૩૨/૨૫૦

—આવું હુકમનામું દિ નિ. પરિ. ૩૩ § ૪ મુજબ વિગતવાર ન હોય તો તે પ્રમાણે કરી બજાવણી કરવી જોઇએ. ૩૨/૨૫૦.

**ક. ૯૬. ગીરોની રકમ બાબત દાવો.**

—મુદત, જુઓ મુદત નીબંધ. § ૧૦૬.

—ગીરો મુકનાર પોતાના કૃત્યથી નિર્ભય કબજો રહે તેવું કરવા ચુકે, અને પોતેજ હરકત કરે; અગર લેખની સરત પ્રમાણે વર્તે નહીં તો, અવધ પહેલાં મિલકતથી નાણા માગવા ગીરોદારને હક છે. ૩૦/૫૯૬.

**ક. ૯૮. ગીરો મિલકતનો વધારો.** વળી જુઓ ક. ૮૯.

—પ્રતીવાદિએ ગીરો છોડાવવાનો હક્ક ખરીદ કરી મિલકત ઉપર એક મજલો વધાર્યો હોય તોપણ, વધારેલા મજલા સાથે આખી મીલકતથી ગીરોના નાણા વસુલ કરવા ગીરોદારને હક્ક છે. ૩૪/૪૫૧.

**ક. ૧૦૦. કબજા ગીરોદારના હક્કો.** વળી જુઓ ક. ૧૦૫.

—ગીરો મુકનારની કસુર વિના સઘળી મીલકતનો કબજો, ગીરોદારનો ન હોય તો, જેટલી મીલકત ગીરોદારને કબજે ન હતી તેટલીનું ઉત્પન ગીરો છોડતી વખતે તેને મળવું જોઇએ, તેવી તેની તકરાર ચાલી શકે નહીં. ૩૯/૬૩૨.

—ગીરો મુકનાર વિરૂદ્ધ થએલ દાવાના હુકમનામાની રકમ પશ્ચાત–ગીરોદારના ગીરો છોડાવવાના દાવામાં, પ્રથમનો ગીરોદાર માગી શકે નહીં. ૩૬/૨૬૫.

—ગીરોદારે ભરેલી સરકાર ધારાની રકમનો બોજો ગીરોવાળી મીલકત ઉપર પડે છે, અને ધારાની રકમ ઉપર તેને વ્યાજ મલી શકે છે; પરંતુ વ્યાજની રકમનો બોજો ગીરો મીલકત ઉપર પડે નહીં. તેમજ દાવા પહેલાના ૩ વર્ષ કરતાં વધુ મુદતનું વ્યાજ મળે નહીં. ૩૯/૨૨૩; ૩૪/૫૪૬.

—ગીરો લેખમાં વ્યાજનો કરાર ન હોય ત્યારે વ્યાજ અપાવી શકાય એમ હોય તોપણ તેનો બોજો ગીરો મીલકત ઉપર નાખી શકાય નહીં. ૩૩/૨૪૨.

—ગીરો લેખમાં વ્યાજનો દર ઠરાવેલ નહીં હોવાથી દુરસ્તી ખર્ચની રકમ ઉપર નવ ટકા લેખે વ્યાજ અપાવ્યું. ૩૬/૪૩૪.

—ગીરો લેખ થયા પછી સરકારને રૂા. ૧૦૧ આપવા ગીરો મુકનાર બંધાએલો હતો. સરકારનો અગ્ર હક્ક કે તગાદો નહિ છતાં ગીરોદાર તે રકમ ભરે તો ગીરો છોડાવવાના દાવામાં તે તેને મજરે મળી શકે નહીં. ૩૫/૫૧૬.

—ગીરો મીલકતનો વહીવટ કરવાનો ખર્ચ મુદ્દલમાં ઉમેરવાનો વિરૂદ્ધ રાજમાન્ય કરારના અભાવે ગીરોદારને હક છે. ૩૯/૯૫૨.

—સરકાર ધારો ગીરો મુકનારે ભરવાનો છતાં તેણે ભર્યો નહીં, તેથી હરરાજી અટકાવવા ગીરોદારને સરકાર ધારો ભરવા હક છે. અને એવી ભરેલી રકમ વ્યાજ સહીત ગીરો મુકનાર આપે નહીં ત્યાં સુધી

ગીરો મીલકત ગીરોમાંથી મુક્ત થઈ શકતી નથી. ૩૬/૨૬૫.

**ક. ૧૦૩–૧૦૪. અગાઉના તથા પાછળના ગીરોદારના હક્કો.**

—અગાઉના ગીરોદાર अ એ કરેલ દાવામાં, દરમ્યાન ગીરોદાર द ને પક્ષકાર કરેલ ન હોય, અને તે દાવાના હુકમનામાની બજાવણીમાં अ કે કોઈ ત્રાહીત ख તે ગીરો મીલકત ખરીદ કરે તોઃ—

(૧) अ નું અગાઉનું ગીરો છોડાવવાનો द ને હક છે.

(૨) द નુ ગીરો છોડાવવાનો अ કે ख ને હક્ક છે, તથા.

(૩) अ ના ગીરોવાળુ લ્હેણું द પાસેથી મેળવવાનો પણ अ કે ख ને હક્ક છે. ૩૬/૬૨૪; ૪૦/૫૭૩; ૩૩. પુ. ૨૯૭.

—અગાઉના ગીરોદાર अ એ, દરમ્યાન ગીરોદાર द ના ગીરો પછી, ગીરો મીલકત વેચાણ લઈ, વેચાણના પૈસા પોતાનું ગીરો છોડાવવામાં વાપર્યા. ગીરો મીલકત વેચાવી નાણા વસુલ લેવાના द ના દાવામાં, अ ને તેના ગીરો હક્કની રૂઇએ શ્રેષ્ટ હક્ક મળી શકે નહિ. ૩૮/૬૩.

—વળી વેચાણ લેતી વખતે તેને द ના બોજાની ખબર હોવાથી શુદ્ધ ન્યાયના ધોરણે પણ તેને શ્રેષ્ટ હક્ક મળે નહિ. ૩૮/૬૩.

—ગીરો મુકનારનો હક્ક આડગીરોદાર ड ને પ્રાપ્ત થાય તો, મુળગીરોદાર अ ની લ્હેણી રકમ ड ની રકમ કરતાં વધારે હોય તો તે વધારાની રકમનો બોજો માત્ર, ગીરો મીલકત ઉપર રહે. પણ ड ની રકમ अ ની રકમ કરતાં વધારે હોય તો તે રકમ માટે (બીજી કાયદેસર હરકતના અભાવે) अ ની જાત જવાબદારી પણ છે. ૩૫/૬૫૪; ૩૯/૨૮૮.

—ઉપરના સંજોગોમાં જો अ એ ड વિરૂદ્ધ ગીરો છોડાવવા દાવો કર્યો હોય તોપણ ઉપર બતાવેલ ધોરણને અનુસરી નીકાલ કરવો જોઇએ. ૩૯/૨૮૮.

**ક. ૧૦૫. કબજા–ગીરોદારની જવાબદારી.**

—ગીરો મીલકત ગીરોદારના કબજામાં ગયા પછી, સરકાર

ધારો કે કર હોય તે અગર નવો બેસાડવામાં આવે કે વધારવામાં આવે તેની જવાબદારી કોના ઉપર પડે છે તે ક. ૬૧, ૧૦૦ તથા આ કલમમાં જણાવેલા ધોરણે નક્કી કરવું જોઇએ. ૩૫/૫૮૪.

—નિબંધ અમલમાં આવતા પહેલાંના વ્યવહારને પણ આ કલમના ધોરણો લાગુ કરવા જોઈએ. ૩૫/૫૮૪.

—કબજા ગીરોના વ્યવહારમાં ગીરો મુકનાર ગીરોદાર પાસે જમીન ગણોતે રાખી, ગણોત કે દાણુની રકમ પણ પુરેપુરી ગીરોદારને આપે નહીં, તો પોતાનો ખાસ કબજો હતો તે વખતમાં વધારવામાં આવેલ સરકાર આકારની જવાબદારી ગીરોદારને માથે નાખવા તેની માગણી સ્વીકારી શકાય નહિ. ૩૮/૧૬૮.

—સરકાર ધારો ભરવાની ફરજ, વિરૂદ્ધ રાજમાન્ય કરારના અભાવે ગીરોદાર ઉપર છે. ૩૬/૫૮૨; ૩૯/૨૨૩; ૩૯/૭૭૭.

—તેવો કરાર સ્પષ્ટ અગર ગર્ભીત હોવો જોઇએ. ૩૯/૨૨૩.

—ગીરો લેખમાં જમીન "नकरी" અગર "वगर सज्ञामीએ" આપી છે એવા શબ્દો હોવાથી સરકાર ધારો ભરવાનું ગીરો મુકનારના માથે છે એમ માનવું જોઈએ. ૩૯/૨૨૩.

—ગીરો ચાલુ છતાં સરકાર ધારામાં વધઘટ થાય તેને પણ તેજ ધોરણ લાગુ છે. ૩૬/૫૮૨.

—મીલકત ગીરોદારના કબજામાં છતાં ગીરોદારને મળવાના વ્યાજનો દર ઠરાવ્યો હોય, અગર ગીરોદારને વ્યાજ તરીકે કાંઈ વિશિષ્ટ રકમ મળવી જોઈએ એમ ઠરાવેલું હોય, કે જણાઈ આવતું હોય, તો સરકાર ધારો ગીરો મુકનારે ભરવાનો છે એવો ગર્ભીત કરાર માનવો જોઇએ. ૩૫/૫૮૪.

**"બીજા સરકારી દર"**—એમાં તગાવીનો સમાવેશ થઈ શકે છે. ગીરો પહેલા તગાવી લીધી હોય તોપણ તગાવીની રકમ મુદતસર ન ભરાય તો જમીન હરરાજ કરી તગાવીની રકમ લેવાનો સરકારને હક્ક હોવાથી સદર રકમ ભરવાની જવાબદારી ગીરોદાર ઉપર પડે છે. ૩૯/૭૭૭.

—સરકાર ધારો ગીરોદારની કસુરથી નહીં ભરાવાથી જમીન હરરાજ થાય અને ગીરોદાર રાખે ત્યારે ગીરો છોડાવવાનો હક નષ્ટ થતો નથી. ૩૭/૫૩૫; ૪૦/૪૯૬.

—ગીરોદાર બીનામી રખાવે તોપણુ હક નષ્ટ થતો નથી. ૩૯/૭૭૭.

—પરંતુ ગીરો પહેલાના સરકાર ધારાની બાકી પેટે ગીરો મીલકત હરરાજ થાય તો ગીરોદાર જવાબદાર નથી; અને હરરાજીમાં ગીરોદાર ગીરો મીલકત ખરીદે તો ગીરો મુકનાર માટે તે ધારણુ કરે છે એમ કહી શકાય નહીં. ૩૩/૫૪૭.

**ક. ૧૦૬. કબજાગીરોદારે મરામત કરાવવા વિષે.**

—ગીરો મીલકતની ઉપજમાંથી કાંઈ રકમ ગીરોદારના હાથમાં હોય તોજ અવશ્ય મરામત કરાવવાની તેની ફરજ છે. કાંઈ રકમ ન હોય તો તેની ફરજ નથી. કાંઈ રકમ તેના હાથમાં નહોય છતાં અવશ્ય મરામત કરાવે તો તે ખરચની રકમ ગીરોની મુદલ રકમમાં ઉમેરવાનો તેને હક્ક છે. જરૂરીયાત ન હોય તેવો સુધારો વધારો કરવા તેને હક્ક નથી; છતાં કરે તો તેનું ખર્ચ તેને મળી શકે નહીં. બાગાયત કરવાને માટે કરેલું ખર્ચ મજરે મળે નહીં. ૩૨/૧૨૩.

**ક. ૧૦૭. કબજાગીરોદારે હિસાબ રાખવા વિષે.**

—સાન ગીરોદારના કબજામાં મીલકત આવે તો તે ગીરોદારના નાતાથી કબજે આવી હોય તોજ આ કલમ પ્રમાણે તે હીસાબ રાખવા અને આપવા બંધાએલો છે. જો કોઈ બીજા નાતાથી (ગેર હકે કબજો કરનારના નાતાથી) મીલકત કબજે આવી હોય તો આ કલમ લાગુ પડે નહીં. ૪૦/૩૦૬.

—ગીરોના નાણા વસુલ કરી લેવા હુકમનામું થયાથી તે પતતી વખતે ગીરોના ઉત્પન્ન તથા વ્યાજનો હીસાબ માગવા પ્રતીવાદીનો હક નષ્ટ થતો નથી. ૩૧/૩૦૨.

**ક. ૧૦૮. ઉત્પન્ન (ભાડુ) જમે કરવા વિષે.**

—એકજ મીલકત બે વખત ગીરો લખી આપી હોય ત્યાં પહેલા ગીરોનું લહેણું પતી ગયા વગર બીજા લેણામાં ગીરોનું ઉત્પન્ન મજરે મળી શકે નહી. વાદી પોતાની મરજી પ્રમાણે ગમે તે લેણામાં ઉત્પન્ન મજરે લઈ શકે નહીં. ૩૧/૩૦૨.

—ગીરો લેખના કરાર પ્રમાણે મીલકત ગીરોદારના કબજામાં રહી તેનું ઉત્પન તેને મળે, ત્યારે ગીરો લેખ ઉપરથી કરેલ દાવા પછીનું પણ ઉત્પન ગીરોદારને મળે, તો તે ઉત્પન તેણે એ દાવામાં મેળવેલા હુકમનામા પેટે વસુલ આપવું જોઈએ. આ કલમથી કબજા ગીરોદારની જે જવાબદારી ઠરાવી છે તે જવાબદારી હુકમનામું થયા પછી પણ કાયમ રહે છે. ૩૫/૧૦૫.

**ક. ૧૧૪. ગીરોની રકમો જોડવાનો હક.**

—આ કલમમાંનું ધોરણ એક ગીરોદાર અને વેચાણ રાખનારની વચ્ચે પણ લાગુ કરવા હરકત નથી. ૩૨/૫૦૬.

**ક. ૧૧૬. ગીરોનું કરજ ફાળે પડતું આપવું.**

—જ્યારે એક કરતા વધારે મીલકતો ગીરોમાં હોય ત્યારે પ્રત્યેક મીલકત ઉપર તેની કીંમતના પ્રમાણમાં ફાળા પ્રમાણે ગીરોનો બોજો પડે છે. ૩૧/૬૨.

**ક. ૧૧૮.** Tender. ગીરોના નાણા લઈ જવા સૂચના આપવી તે બસ નથી. ગીરોદારને ત્યાં જઇ રકમ આપવા માંડવી જોઈએ. ૩૬/૪૦૬.

**ક. ૧૨૦. ગીરો છોડાવવાનો હક કોને છે.**

—ગીરોના તમામ નાણા આપી ગીરોવાળી તમામ મીલકત છોડાવી કબજે મેળવવા ગીરોવાળી મીલકતમાંના કોઈ પણ ભાગીદાદારને હક છે; અને તે ગીરો છોડાવવા માગે તો ગીરોની તમામ રકમ આપવાની તેની ફરજ છે. પણ ગીરોદારે ગીરો મીલકત પૈકી કાંઇ ભાગ સંપાદન કર્યો હોય તો ભાગ પુરતી મીલકતના પ્રમાણમાં પૈસા આપી છોડાવવા હક્ક છે. ૩૮/૨૨૧.

—કોઈ સખસ ગીરો છોડાવી પોતાને કબજે મીલકત લેવા

દાવો કરે તો તે સખસને ગીરો છોડાવવા હક છે કે કેમ તે બાબત ગીરોદાર તકરાર કરી શકે. પરંતુ ગીરોદારના કહેવા પ્રમાણે જે સખસને ગીરો છોડાવવા હક હોય તેવા સખસને દાવામાં પક્ષકાર કર્યો હોય અને વાદીને ગીરો છોડાવવા હક્ક છે એમ ન્યાયાધીશી ઠરાવે અને તે ઠરાવ સામે તે હક્કદાર વાંધો ન લે તો વાદીને ગીરો છોડાવવા હક્ક નથી એવી તકરાર ગીરોદાર કરી શકે નહીં. ૩૨/૧૪૫.

**ક. ૧૨૧. સહગીરો મુકનાર પૈકી એક ગીરો છોડાવે** તો તેનો કબજો વિરૂદ્ધ કબજો થતો નથી. ૪૦/૯૯૯.

**ક. ૧૩૧.** આ કલમ રદ્દ થઈ છે. જુનું ધોરણ. ૩૨/૨૫૦.

**ક. ૧૩૬. બોજો** ઉત્પન કરવા માટે અમુક પ્રકારની શબ્દ યોજનાની જરૂર નથી. પૈસા માટે સ્થાવર મીલકતને તારણ બનાવવામાં આવેલું છે કે કેમ એટલુંજ જોવાનું છે. ૩૯/૨૯૩.

—વાદીના લાભમાં કરારદાદના આધારે જે હુકમનામું કરવામાં આવેલું હતું તેમાં પ્રતીવાદીની નિર્દીષ્ટ કરેલી સ્થાવર મીલકતને, વાદીએ વસુલ કરવાના નાણાનું તારણ બનાવવામાં આવેલું હોવાથી તે મીલકત ઉપર વાદીનો બોજો ઉત્પન થાય છે એમ ગણવું જોઇએ. ૩૯/૨૯૩.

## પ્રકરણ ૬. (ક. ૧૩૮ થી ૧૬૦) પટ્ટા બાબત.

—આ પ્રકરણ ખેતીવાડીના કામમાટે આપેલ પટ્ટાને તા. ૧૭–૧૧–૧૯૧૦ ના જાહેરનામાથી મે ૧૯૧૧ થી લાગુ કરવામાં આવ્યું છે. ૩૩.પુ.૨૯૨.

**ક. ૧૩૮. "પટ્ટા" શબ્દની વ્યાખ્યામાં કબુલતનો સમાવેશ થતો** નથી; પરંતુ માલીક ભાડુઆતનો સંબંધ સાબીત થાય, તો આ પ્રકરણ માં બતાવેલ ધોરણો લાગુ કરવા જોઇએ. ૩૮/૨૭૧.

—પટ્ટે રાખનારનો હક્ક એ એક પ્રકારે "સ્થાવર મિલકતમાંનો હક્ક સુંબંધ" છે. ૩૧/૧૭૭. (જુઓ શબ્દોના અર્થ.)

—કબુલીયતમાં દર્શાવેલી શરતો પ્રમાણે ચાલવાને ભાડુઆત બંધાએલો છે, પરંતુ તે પ્રમાણે વર્તવાને માલીક સંમતી આપે નહીં ત્યાં સુધી કબુલીયતની શરતો માલીકને બંધનકારક નથી. ૩૩/૫૮૦.

## ક. ૧૩૯. પટ્ટાની મુદત.–સમાપ્તિ માટે સૂચના.

વળી જુઓ ક. ૧૫૩.

—બીજાની જમીન કબજે રાખી, જે સખસ જમીનના માલીકને દર સાલ કાંઈ રકમ આપે તે "ખેડુત" છે. ૩૫/૬૫૯.

—બારખળી જમીનનો માલીક, કરારથી મરજી પ્રમાણે ગણોત ઠરાવી શકે છે. કરારના અભાવે રિવાજ પ્રમાણે ગણોત લેવા તેને હક્ક છે. ૩૪/૨૯.

**ભાડુતનું મરણ**—કોઈ પણ પટ્ટો (વર્ષ વર્ષની બાંધણીના પટ્ટા સુદ્ધાંત) ભાડુતના મરણના કારણથી સમાપ્ત થતો નથી. ૪૦/૧૧૭૪.

—આ નિબંધ અમલમાં આવ્યા પછી જે પટ્ટાના લેખ અસ્તીત્વમાં આવે, તેમાં મુદત સંબંધી કાંઈ સ્પષ્ટ કરાર ન હોય અગર જે પ્રકારનો પટ્ટો કરેલો હોય તેના માટે કાંઈ સ્થાનીક રિવાજ કે કાયદો ન હોય, તો આ કલમ પ્રમાણે અનુમાન કરવું જોઈએ. ઘર **બાંધવા માટે આપેલી જમીન**, કાયમના ભાડુઆત તરીકે આપી છે (૩૪/૧૦૬) એમ હમેશાં માની શકાય નહીં. પટ્ટાની બાંધણીની મુદત પુરી થએથી, પટ્ટો આ કલમમાં જણાવ્યા પ્રમાણે સૂચના આપ્યા વગર, અગર કાયદેસર ઈલાજ લીધા શિવાય સમાપ્ત થયો છે એમ માની શકાય નહીં. ૪૦/૫૩૫.

—નિયમીત મુદતનો પટ્ટો મુદત પુરી થએ આપોઆપ સમાપ્ત થાય છે. તે સમાપ્ત કરવા માલીકે બીજું કાંઈ કૃત્ય કરવાની જરૂર નથી. એવી મુદત પુરી થયા બાદ માલીક ભાડુ લે, તો તે પટ્ટો જારી રાખવાનો તેનો ઇરાદો છે એવું અનુમાન થાય છે. ૩૯/૯૭૪.

—જ્યાં ખેડુત કાયમનો ખેડુત ન હોય, તેમજ તે અમુક એક ઠરાવેલી વિશીષ્ઠ મુદત માટેનો ખેડુત ન હોય, ત્યારે કાયદાના સામાન્ય ધોરણ પ્રમાણે પટ્ટો **વર્ષ વર્ષની બાંધણીનો** છે એમ માનવું જોઇએ. ૩૬/૧૫૪=૩૪/૫૭૧.

—આવા પટ્ટાના સ્વરૂપ માટે જુઓ ૩૪/૫૭૧–૫૭૮–૫૭૯.

—ભાડાચિઠ્ઠિની મુદત પુરી થયા પછી, ભાડુતનો કબજો મોઢાની ભાડાચીઠીના આધારે હોઈ તે મોઢાના કરારની મુદત પુરી થયા છતાં, પ્રતીવાદી કબજો સોંપતો નથી એવું કહી વાદી કબજો લેવા દાવો કરે, ત્યારે વાદીના કથન પ્રમાણે વાદી પ્રતીવાદી વચ્ચે માલીક ભાડુઆતનો સંબંધ પૂરો થયાનું સાબીત થાય તો, આ કલમ મુજબ સૂચના આપવા જરૂર નથી. ૪૦/૨૩.

—માલકી હક્ક ઉપરથી દાવો કરતાં પહેલાં પ્રતીવાદીએ પટ્ટાનો ઇનકાર કરી, પોતાની માલકી આગળ ધરી હોય તો **સૂચના** આપવાની જરૂર નથી. ૪૦/૯૦૮; ૪૦/૮૯૨.

—ગણુવટ લખાવી લેવાનો માલીકનો હક્ક ઇનકાર કરી, ખેડુત ગણુવટ લખી આપવા ના પાડે, તો દાવો કરતા પહેલા સૂચના આપવાની જરૂર નથી. ૩૩/૪૬૯. અપીલમાં ૩૬/૧૫૪.

—કાયમના ખેડુતે માલીકનો માલકી હક્ક દાવા પહેલાં ઇન્કાર કર્યો હોય ત્યારે મીલકત કબજે લેવા દાવો કરતા અગાઉ, સૂચના આપવા જરૂર નથી. ૩૯/૯૮૬.

—સહ ભાગીદારો પૈકી કોઇ એક વહીવટ કરતો હોય તોપણ તેનાથી કાયમને માટે મઝીઆરી મીલકત પટ્ટે આપી શકાય નહીં; અને જો તેમ કર્યું હોય તો બીજા સહભાગીદારો, ભાડુઆતને, ગેરકાયદે કબજો કરનાર ગણી, કાઢી મૂકી શકે છે. એવા ભાડુઆતને કાયદા મુજબ સૂચના આપવાની જરૂર નથી. ૩૩/૪૮૦.

—સૂચના સ્પષ્ટ અને ચોક્કસ હોય તો તેમાં કાંઈ શરત નાંખી હોય (જેવી કે "કબજો છોડશો નહીં તો નુકશાની તરીકે વધારે રકમ લેવાથાં આવશે, અગર વધારે રકમનું ગણુવટ લખી આપવું તેમ નહીં કરવામાં આવે તો કબજો સોંપી દેવો") તોપણ તેવી સૂચના કાયદેસર છે. ૩૮/૭૮૯.

સૂચના સંબંધે નીચેની ન્યાયાધિશીમાં તકરાર લીધી ન હોય અને સૂચના વખતસર અને કાયદેસર આપેલી હતી કે કેમ તે જોવા માટે

પુરાવો લેવાની જરૂર હોય, ત્યારે રીતસર સુચના આપી, પટ્ટો સમાપ્ત કર્યો હતો એમ માનવું જોઇએ. તેના સંબંધે પહેલવહેલી તકરાર બીજા વિવાદમાં લઇ શકાય નહીં. ૩૮/૨૭૧.

—માલકી હક્કે કબજો લેવાના દાવામાં પક્ષકારો વચ્ચે માલીક અને ખેડુતનો સંબંધ હોવા સંબંધે વાદીએ દાવા અરજીમાં મોઘમ કથન કરેલું હોય, અને પ્રતીવાદીએ જવાબમાં પોતે ખેડુત છે એવી તકરાર લીધી ન હોય, તો તેમની વચ્ચે માલીક ભાડુઆતનો સંબંધ સાબીત થાય નહીં તો આ કલમ પ્રમાણે પટ્ટો સમાપ્ત કર્યો નથી એવી તકરાર બીજા વિવાદમાં પ્રતીવાદી લઈ શકે નહીં. ૩૫/૨૫૮.

—निबंध अमलमां आवता पहेलाना पट्टा સમાપ્ત કરવા માટે, જો કે આ કલમ લાગુ નથી તોપણ વિશેષ કરાર કે રિવાજને અભાવે છ મહીનાની સૂચના આપવી જોઇએ. ૩૬/૧૫૪=૩૪/૫૭૧.

ક. ૧૩૯. ૧૫૩. માલીક અને ખેડુત વચ્ચેનો સંબંધ, દાવો થતા પહેલાં કાયદેસર રીતે નષ્ટ થયો છે એમ સાબીત ન થાય, તો ખેડુત પાસેથી જમીન કબજે લેવાનો દાવો ચાલી શકે નહીં. ૩૩/૨૬૯; ૪૦/૧૧૭૪.

—વગર હક્કે બથાવી પડેલી જમીન કબજે લેવાના દાવામાં માલીક ભાડુઆતનો સંબંધ હોવાનું સાબીત થાય તો, દાવો દાખલ કરતા પહેલા સૂચના આપી પટ્ટો સમાપ્ત કર્યો છે એમ વાદીએ બતાવવું જોઇએ. તે પ્રમાણે થયું ન હોય તો વાદીનો જમીન કબજે લેવાનો દાવો ચાલી શકે નહીં. ૩૨/૧૦૭.

## ક. ૧૪૦. પટ્ટો કેવી રીતે કરવો.

—ખેતીવાડીના પટ્ટાને, મે ૧૯૧૧ થી, આ કલમ લાગુ કરવામાં આવી છે. ૩૩. પુ. ૨૯૨.

—નિબંધ પહેલાના પટ્ટાઓને નોંધણીની જરૂર નથી. ૪૦/૩૩૭.

—કબજો આપવો એ કાયદેસર પટ્ટો થવા આવશ્યક બીના કે શરત નહીં હોવાથી પટ્ટાનો લેખ નોંધેલો હોય તો પટાનો વ્યવહાર કાયદેસર છે એમ માનવું જોઇએ. ૩૭/૧૦૯.

પાર્ટ પરફોર્મન્સનું તત્વ લાગુ પડે છે. ૩૯/૧૮.

—વિશેષ રીતે અમલ કરી શકાય એવા કોઇ મોઢાના કે લેખી કરારથી ભાડુઆતનો કબજો થયો હોય ત્યારે, પટ્ટાનો લેખ કાયદેસર થયો ન હોય તોપણ તેવો લેખ થએલોજ હોય એવી સ્થીતીમાં પક્ષકારો હોવાનું ગણી શકાય છે. ૩૩/૫૮૦.

**ક. ૧૪૨.** જુઓ રાજ. કરાર નિબંધ. ક. ૮૬, ૮૭.

**ક. ૧૫૩. પટ્ટો સમાપ્ત કરવા વિષે.** વળી જુઓ ક. ૧૩૯.

—સમાઇક પટ્ટે આપનારાઓ પૈકી કોઈ સહભાગીદારો પટ્ટે લેનારનો હક્ક સંપાદન કરે તો પટ્ટો સમાપ્ત થએલો ગણવો જોઇએ; અને તેવી રીતે જમીન સંપાદન કરનાર, બીજા સહ ભાગીદારોવતી કબજેદાર છે એમ માનવું જોઈએ. ૩૨/૩૩.

**ચ. સૂચના.** આપેલ સૂચના ક. ૧૩૯ (૨) પ્રમાણે કાયદેસર ન હોય તોપણ એ (ચ) (૭) પ્રમાણે "કૃત્ય" છે. તેથી વાદીનો દાવો રદ્દ કરી શકાય નહિ. ૪૦/૫૩૫.

—કબજો લેવાના દાવામાં પ્રતીવાદી, માલીકી હક્કનો ઈન્કાર કરે, પરંતુ તેની માલકી સાબીત ન થાય, અને વાદીની સાબીત થાય, અને માલકી હકે દાવો ચલાવવા વાદીની પેટા અરજી મંજુર કરી હોય તો પછી સૂચનાની જરૂરની તકરાર પ્રતીવાદીથી ઉઠાવી શકાય નહીં. ૪૦/૮૯૨; ૪૦/૯૦૮.

—કાયમનો ન હોય એવો ખેડુત પોતે કાયમનો ખેડુત છે એવી તકરાર દાવા પહેલા કે પછી ઉઠાવે તોપણ તેથી માલકી હક્કનો ઈનકાર થતો નથી. જવાબમાં પ્રતીવાદી માલીકનો માલકી હક ઇનકાર કરે તેથી પટ્ટો સમાપ્ત થએલો ગણાય નહીં. પટ્ટો ચાલુ છતાં, ખેડુત માલીકનો માલકી હક્ક ઈનકાર કરે અને માલીક કાંઈ પણ કૃત્યથી અગર વર્તણુંકથી પટ્ટો સમાપ્ત કરવાનો પોતાનો ઇરાદો જાહેર કરે ત્યારે પટ્ટો સમાપ્ત થએલો ગણાય. ૩૬/૧૫૪=૩૪/૫૭૧.

—દાવો કરતાં પહેલાં પટ્ટો સમાપ્ત કરવાનો પોતાનો ઇરાદો

દર્શાવનારૂં કાંઇ કૃત્ય માલીકે કરેલું હોવું જોઈએ. માત્ર કબજો લેવાનો દાવો દાખલ કર્યાથી તેવું કૃત્ય થયું છે એમ માની શકાય નહીં. ૩૯/૯૭૪; ૩૯/૯૮૬.

—વાદી તેવો ઇરાદો વ્યક્ત ન કરે ત્યાં સુધી પટ્ટો જારી રહે છે. ૪૦/૧૬૧.

—ક. ૧૫૩ **च** નું ધોરણ, કાયમના અગર વર્ષ વર્ષની બાંધણીના પટ્ટાને સરખીજ રીતે લાગુ પડે છે. માલકીના ઇન્કાર પછી સૂચના આપ્યા વીના કબજો લેવા દાવો, પટ્ટો સમાપ્ત થએલો હોય અને સમાપ્ત કરવાનો ઇરાદો માલીકે ઉઘાડી રીતે જાહેર કરેલો હોય ત્યારે ચાલી શકે છે. ૪૦/૮૯૨.

ક. **૧૫૪.** કાયમના ખેડુત પાસેથી વધારે ભાડુ લેવાની સુચના આપ્યા પછી તે વધારેલું ભાડુ આપવા ના પાડે અને તેથી કાયમનો પટ્ટો રદ્દ કરી, મીલકતનો કબજો લેવા માલીક દાવો કરે, અને ત્યાર પછી મુળ દર પ્રમાણે માલીક ભાડુ સ્વીકારે તેટલા ઉપરથી **પટ્ટો રદ્દ કરાવવાના હક ઉપરથી માલીકે હાથ ઉઠાવ્યો** છે એમ માની શકાય નહીં. ૪૦/૩૩૭.

**ક. ૧૫૬. ગુન્હેગારી તરીકે પટ્ટો રદ્દ ન થવા ઈલાજ.**

—દાણ ઠરાવેલી વખતે આપવામાં આવેલું ન હોય, અને તેને લીધે પટ્ટો સમાપ્ત થયો હોય તોજ આ અધીકાર વાપરી શકાય. ૩૧/૫૦૬.

—વિવાદ ન્યાયાધિશ઼ી પણ આ મુખત્યારી વાપરી શકે છે. ૩૪/૩૦૬, ૩૪/૨૯.

દાણ આપ્યાની ખોટી તકરાર કરી ખેડુત લડયો હોય તેને ન્યાયાધીશ઼ી ગુન્હેગારીના પરીણામમાંથી મુક્ત કરી શકેજનહીં એમ કાંઇ નથી. ૩૪/૩૦૬.

**ક. ૧૫૯. મુદત ઉપરાંત ધારણ કરવું.** (Holding over.)

—પટ્ટાની મુદત પુરી થયા પછી પટ્ટે રાખનાર, જમીન પોતાના કબજામાં રાખે અને તે કબજાને પટ્ટે આપનાર સંમતી આપે તોજ

ક. ૧૫૯ લાગુ પડે છે; સંમતી ન આપે તો ક. ૧૫૯ લાગુ કરી શકાય નહીં. ૩૯/૧૩૬.

—મીલકત કબજે લેવા પટ્ટે આપનાર દાવો ન કરે તેટલાજ ઉપરથી તેણે સમંતી આપી છે એમ મનાય નહીં. ભાડું લેવામાં આવે તો ગર્ભીત સંમતી મનાય. ૪૦/૧૬૧.

"પોતાની સમંતી બીજી રીતે દર્શાવે" એ શબ્દોનો અર્થ Ejusdem generis ના ધોરણે ભાડું લેવાના કૃત્યના પ્રકારની તે બીજી રીત હોવી જોઇએ એવો કરવો જોઇએ. ૪૦/૧૬૧,

**ક. ૧૬૬. બક્ષિસ.** વળી જુઓ "બક્ષિસ."

—જ્યારે દેવને માટે, કે સાર્વજનીક ધર્માદાયના માટે, કાંઇ સ્થાવર મીલકત કૃષ્ણાર્પણ કરી આપવામાં આવે છે ત્યારે તે વ્યવહારને બક્ષીસ કહેવાય નહીં; અને તેથી એવા વ્યવહારને માટે નોંધેલા લેખની જરૂર નથી. એવું કૃષ્ણાર્પણુ, લગન અગર મરણુના પ્રસંગ શિવાય કરવાનું હોય ત્યારે નોંધેલા લેખથી કરવું જોઇએ એમ નથી. ૩૭/૩૫૭; ૩૬/૪૨૭.

**ક. ૧૭૨. મુસલમાનોએ કરેલ બક્ષિસને ક. ૬૬ લાગુ નથી.** ૩૩. પુ. ૨૦૫.

**ક. ૧૭૩. ફરીયાદ ચાલી શકે એવા દાવાઓ વિષે.**

—ગીરો છોડાવવાના હક્કનો સમાવેશ ફરિયાદ ચાલી શકે તેવા દાવામાં થતો નથી. ૩૨/૨૪૫.

—હીસાબ કરીને નકી કરવા જેવી રકમનું સ્વત્વાર્પણુ કરવા બાધ નથી. ૩૧/૪૫૩.

—ફરીયાદ ચાલી શકે તેવા લહેણાનું થોડી રકમમાં સ્વત્વાર્પણુ કરવાથી તે ગેરકાયદે થતું નથી. ૩૧/૪૫૩.

**ક. ૧૮૧. ખરીદનારના હક્ક વિષે.**

—જેટલી રકમ માટે દાવો વેચાણુ લીધો હોય તેટલીજ રકમ અપાવવી જોઈએ. ૩. વ. કો. રિ. ૧૫૫.

**ક. ૧૮૨. ન્યાયાધિશી સાથે સંબંધ રાખતા અમલદારો** વિગેરે, ગીરો છોડાવવાનો હક્ક વેચાણ લઈ શકે છે; તેમજ તે હક્કથી મીલકત કબજે લેવાનો તેમનો દાવો પણ ચાલી શકે છે. ૩૨/૨૪૫.

**મુખજુબાની પુરાવો.** જુઓ, (૧) દસ્તાવેજ, (૨) દસ્તાવેજ નોંધણી નિબંધ ક. ૫૩; (૩) પુરાવા એક્ટ ક. ૯૧-૯૨.

**મુખત્યાર પત્ર.** અર્થ, "દસ્તાવેજ કરી લેવા આપવાનો અધીકાર" એ શબ્દોથી મીલકત લેવા વેચવાનો કરાર કરવા અધીકાર મળતો નથી. ૩૪/૩૭૨.

**મુખ્ય અને આડતીઓ,** જુઓ (૧) બેન્ક, (૨) યુક્ત પરિણામ (૩) રાજ-કરાર નિ. ક. ૧૯૬ થી ૨૪૨. (૪) વકીલ.

**મુખ્ય દેણદાર અને જામીન,** જુઓ રાજ-કરાર નિ. ક. ૧૪૮.

**મુચલકો,** જુઓ, ખત; જામીનખત.

**મુદ્દત.** न्यायाधिशीए वधारवी, જુઓ (૧) ગુન્હેગારીની શરત, (૨) દિ. નિ. ક. ૧૪૦/૧૪૩.

—पक्षकारे वधारवी, જુઓ (૧) રાજ-કરાર નિ. ક. ૭૬ તથા (૨) મુદ્દત નિબંધ § ૧૦૬.

फोजदारी काममां, જુઓ ફો. કા. ચ. રિ. નિ. ક. ૪૬૧.

नो प्रश्न, જુઓ દિ. નિ. ક. ૧૧૦ (૫).

## મુદ્દતનો નિબંધ.

**સામાન્ય.**

—મુદ્દત નિબંધના ઠરાવો ધ્યાનમાં લઇ દાવાનું कारण ક્યારે ઉત્પન થાય છે તે ઠરાવવાનું નથી. ૩૫/૨૬૨.

—દાવાનું કારણ ક્યારે ઉત્પન થએલું ગણવું અગર મુદ્દત ક્યારથી શરૂ થએલ ગણવી તે, જે તે કામની હકીકત ઉપર આધાર રાખે છે. ૩૭/૭૬૧.

—એક વખત મુદ્દત શરૂ થયા બાદ અમુક કારણોને લીધે તે બંધ રહી હતી અગર નવી શરૂ થઇ ગણવી એવો પ્રસંગ હોય ત્યાં

તે કારણો આ નિબંધમાં ઠરાવેલ કારણો પૈકીનાજ હોવા જોઇએ. ૩૭/૭૬૧.

**ક. ૨ (૨) ખ. લગ્ન સંબંધે** જુનું ધોરણ; ૩૩ પુ. ૧: ૩૪/૩૨૧.

**ક. ૩ (૨) પ્રાપ્ત થયેલા હક્કને બાધ નથી.** એજ ધોરણ; ૩૫/૧૯૯; ૩૩. પુ. ૨૦૧.

**ક. ૪. ટ. પ્રતિવાદી**—વ્યાખ્યા, જુઓ ક. ૧૬.

**ઢ. વાદી**—વ્યાખ્યા—એજ ધોરણ. ૩૨/૫૬૨.

**ण. સગીર,** વ્યાખ્યા, જુનું ધોરણ:—૩૬/૩૦૨.

**ક. ૫. મુદત બહાર કરેલ દાવા, વિવાદ, વિગેરે,** પક્ષકારે તકરાર લીધી ન હોય તોપણ કાઢી નાંખવાની ફરજ ન્યાયા. ઉપર આ કલમથી રાખેલી છે; પરંતુ તેનું ઉલંઘન કરી ન્યાયાધિશો હુકમનામું કરે તો તે હુકમત વગરનું છે એમ કહી શકાય નહીં. ૩૬/૨૪૫.

—મુદતનો નિબંધ વાદીની ફરીયાદને લાગુ પડે છે. દાવામાં પ્રતીવાદીએ કરવાના બચાવને લાગુ નથી. ૩૧/૬૬૪.

—દત્ત-વિધાન રદ્ કરાવી લેવા માટે કરવાના દાવાની મુદત (§૧૦૪) વિતી ગઈ હોય તોપણ પ્રતીવાદી તરીકે બચાવમાં, એવા દત્ત-વિધાન સામે તકરાર કરવા મુદતનો બાધ નડતો નથી. ૩૧/૬૬૪.

**ક. ૬. વધારે મુદત મળે છે તે.**

—આ કલમનો લાભ મળવા માટે દાવાવાળો દસ્તાવેજ, (૧) દાવાનો આધારભુત દસ્તાવેજ હોવો જોઇએ અને (૨) તેના ઉપર સહી કરેલી હોવી જોઇએ. ૩૨/૨૦૪.

—પાછલા લહેણાનો હીસાબ કરી નીકળતી બાકી માટે ખાતુ પાડી આપી સહી કરી હોય તો તે "દસ્તાવેજ" છે. ૩૨/૨૦૪.

—દસ્તાવેજ થવા માટે લખી આપનારે કાંઈ પણ વચન આપેલું હોવું જોઇએ. ૩૨/૨૦૪.

—સ્પષ્ટ વચનની જરૂર નથી. ૩૪/૩૨૫.

—પંચનો નીવેડો કબુલ કર્યા બાબત પક્ષકારોએ તે ઉપર

સહીઓ કરી હોય એટલા ઉપરથી તેને કરાર ગણી શકાય નહીં. તેમાં તેમનું કાંઇ વચન હોતું નથી; તેથી તેને આ કલમનો લાભ મળવા જેવો દસ્તાવેજ પણ કહી શકાય નહીં. ૩૧/૪૩૪.

—ગીરોના નાણા મીલકતથી નહીં પણ ગીરોદારની જાતથી વસુલ લેવા ગીરો લેખના કરાર મુજબ કરેલ દાવાને ક. ૬ લાગુ પડે છે. ૩૪/૫૪૬.

—कंपनी निबंध क. २१. કલમબંદી નીચે સહી સાક્ષી હોય તેને શેર મળવા માટે માગણી કરનારની સહી ગણાય નહીં. ૩૯/૮૧૮.

**સહી**—જુનું ધોરણ, ૩૩/૬૩૭.

**સાક્ષી**—જુનું ધોરણ, ૩૪/૧૨૦; ૩૧/૩૩૫.

**ક. ૮. ઠરાવેલી મુદત પછી પણ વિવાદ વિગેરે દાખલ કરવા બાબત.**

—દાવાઓને આ કલમ લાગુ નથી. ૩૪/૨૮૪.

—કાયદાની ભૂલને લીધે મુદત ગઇ હોય તો, સાધારણ રીતે મુદતની માફી આપવી યોગ્ય નથી. ૩૩/૩૭૯; ૩૪/૨૯.

—પણ કાયદામાં નિષ્ણાત માણસની સલાહને લીધે મુદત ગઇ હોય તો મુદત માફ કરવા યોગ્ય કારણ છે. ૩૪/૨૯.

—હુજુર વિવાદ કરવો જોઇએ એવી સલાહ મળ્યાથી અરજદારે તે બાબત દાખલો મળવા અરજ કરી. કામની સુનાવણી થતાં ન્યાયાધિશોએ સૂચના કરી કે વિવાદ નહીં, પણ ફરીતપાસની અરજ કરવી જોઇએ. તે ઉપરથી તે કામ બંધ કરાવી ફરી તપાસની અરજ કરવામાં આવી. ઠરાવ્યું કેઃ-મુદત માફ કરવા યોગ્ય કારણ છે. ૩૩/૪૭૬.

—વિવાદિની હયગય અગર અયોગ્ય વર્તણુંક જણાય તો તેને આ લાભ મળે નહીં; પછી વકીલની સલાહ ગમે તે હોય. ૩૩. પુ. ૩૪.

—વકીલે કરેલી ભૂલ શુદ્ધ બુદ્ધિની ન હોય, એટલે તેમની નિષ્કાળજીનું પરિણામ હોય, ત્યારે વકીલની એવી ભૂલને લીધે અસીલને મુદત માફ થઇ શકે નહીં. ૩૪/૨૭૬.

—નીચેની ન્યાયા. એ અયોગ્ય રીતે મુખત્યારી વાપરી હોય તો વિવાદ ન્યાયા. તેમાં દરમ્યાનગીરી કરી શકે છે. ૩૯/૩૫૮; ૩૪/૨૭૬.

—યોગ્ય કારણ ગણી મુદત માફ કરી હોય તો વિવાદ ન્યાયા. એ ખાસ કારણ વિના દરમ્યાનગીરી કરવી ન જોઇએ. ૩૪/૨૯.

—નાહના દાવાની ફરિયાદ સાધારણ દાવા તરીકે ચલાવી તેનો નીકાલ કરવામાં આવે અને તેના ઉપર પ્રાંત ન્યાયાધિશીમાં વિવાદ કર્યો હોય તો વિવાદમાં ગએલો વખત માફ કરવો જોઈએ. પરંતુ તે ઉપરાંતનો વખત માફ થઈ શકે નહીં. ૩૬/૩૦૦.

—વિવાદ મુદત બહાર દાખલ કરેલો હોય તો મુદત માફ થવા માટે જે યોગ્ય કારણ બતાવવાનું છે તે વિવાદની તમામ મુદતને માટે બતાવવાનું છે. (?) વિવાદ માટે ઠરાવેલી મુદત ઉપરાંત જેટલો વખત ગયો હોય તેટલા વખત માટે યોગ્ય કારણ હતું એટલું સાબીત થાય તે બસ નથી. ૩૯/૩૫૮.

—કામની હકીકત ઉપરથી મુદત માફ કરી. ૪૦/૭૫૮.

—સામા પક્ષને સૂચના આપ્યા શિવાય મુદત માફ કરવી જોઇએ નહીં: તેવી સુચના આપી તેની તકરાર સાંભળીને મુદત માફ કરવા સંબંધે યોગ્ય તે હુકમ કરવો જોઇએ. ૮૭/૨૦૩; ૩૫/૫૫૨.

—બજાવણી દરખાસ્ત ગેરહાજરીના કારણે કાઢી નાખ્યાના ઠરાવ ઉપર શુદ્ધબુદ્ધિથી પ્રાંત ન્યાયાધિશીમાં વિવાદ થઈ, તે મંજુર થયા પછી વરિષ્ઠ ન્યાયાધિશીથી એવું ઠરે કે વિવાદ પ્રાંત ન્યાયાધિશીમાં ચાલતો નહોતો, તો પ્રાંત ન્યાયા.માં વિવાદ દાખલ કર્યો ત્યારથી તે વરિષ્ઠ ન્યાયાધિશીમાં એવું ઠરે ત્યાં સુધીનો વખત, ક. ૮ પ્રમાણે યોગ્ય કારણ ગણી મહાલ ન્યાયાધિશીના હુકમ વિરૂદ્ધ વરિષ્ટ ન્યાયા.માં અસાધારણ અરજની મુદત ગણવામાં બાદ કરી શકાય. ૩૪/૩૧૨.

—दिवान साहेब, એમનો અધિકાર, જુઓ "દિવાન."

વકતર અધીકારીએ મુદત બહાર આવેલી અરજ પ્રાંત ન્યાયા.માં

મોકલી હોય ત્યારે તે ન્યાયા.ને આ કલમ અન્વયે મુદત માફ કરવા અધીકાર નથી. એવા કામને આ કલમ લાગુ પડી શકે નહીં. ૩૩/૩૨૬.

**તપાસણી અરજ**—મુદત માફ કરવાની મુખત્યારી અયોગ્ય રીતે વાપરેલી હોય તો તપાસણી અરજ ચાલે. ૩૪/૨૭૬.

**ક. ૯. કાયદેસર અસમર્થતા.**

—સગીરને આપેલ છુટ માત્ર વૈયક્તિક છે સગીર પાસેથી વેચાણ લેનારને આ કલમનો લાભ મળે નહીં. ૨૭/૨૩૪.

—સગીરના વહીવટ કરનાર વાલીએ દાવો કર્યો ન હોય છતાં પણ મુદત નિબંધથી જે લાભ સગીરને આપેલા છે તે નષ્ટ થતા નથી. ૩૯/૧૨૯.

—સગીર વતી, વાલી ખાતા બાકી પડાવે તે સગીરના નામથી અગર વાલી તરીકે હોય તો ક. ૯ નો લાભ મળી શકે છે. વાલીએ એકલાએ પોતાના નામથી પડાવી લીધી હોય તો ન મળે. ૪૦/૩૧.

**ક. ૯–૧૦.** એક કરતાં વધારે વાદીઓના દાવામાં દાવાનું કારણ ઉત્પન્ન થયું તે વખતે તમામ સગીર હોય તો ક. ૯ પ્રમાણે તેઓ દાવો કરી શકે છે. ક. ૧૦ લાગુ નથી. ૩૯/૧૨૯.

**ક. ૯–૧૧ (૨)** અસમર્થતા દૂર થાય ત્યારથી મુદત ચાલુ થાય છે. માત્ર તેની મર્યાદા ક. ૧૧ (૨) પ્રમાણે હોવી જોઇએ. ૩૧/૧૭૩.

**ક. ૧૦. સમાઇક લ્હેણદારો પૈકી એકની અસમર્થતા.**

—દાવાનું કારણ ઉત્પન્ન થાય ત્યારે બધા સમાઇક લેણદારો સગીર હોય, અને ત્યાર પછી તે પૈકી કેટલાક સજ્ઞાન થાય તેટલા ઉપરથીજ કલમ ૧૦ (૧) લાગુ કરી શકાય નહીં; સજ્ઞાન થએલ લેણદારોના હાથમાં મીલકતનો વહીવટ સુપ્રત થએલો હોવો જોઇએ. સજ્ઞાન થયાથીજ તે કુટુંબનો કર્તા કે ફારગતી આપવા લાયક થયો કે વહીવટ તેના હાથમાં આવ્યો એમ કહેવાય નહીં. ૩૨/૩૫૨.

**ક. ૧૦–૧૧.** જુઓ ક. ૯.

**ક. ૧૩. જુમ્માનો** કેટલોક ભાગ પ્રથમથીજ રદ બાતલ હોય તો

તેને આ કલમ લાગુ પડતી નથી. ૪૦/૮૬૩.

**ક. ૧૪ (૨) પરરાજ્યના હુકમનામાની બજાવણી** સંબંધી ૪૦/૨૧૪ નું જુનું ધોરણ આ નવી કલમથી રદ થાય છે.

**ક. ૧૫. જે વખત બાદ થઈ શકે તે.**

—દાવાનું કારણ જે દીવસે ઉત્પન્ન થયું હોય તે દીવસ, મુદત ગણતી વખતે બાદ કરવો જોઈએ. ૩૧/૬૩૦.

—ફેર તપાસણી અરજ માટે, હુજુરમાં વિવાદ કરવા સારૂ દાખલો મળવા કરેલ અરજમાં ગએલ વખત, મજરે મળે નહીં. ૩૪/૪૮૮.

નકલ મળી હોય તે દીવસ પણ બાદ કરવાનો છે. નકલ મળવા માટે અરજ વીવાદની મુદતના છેલ્લે દીવસે આપેલી હોય તો પણ નકલ મળે તેજ દીવસે વિવાદ દાખલ કરવો જોઈએ એવું નથી. ૪૦/૭૫૮.

—નકલો વિવાદ કરનારેજ મેળવવાની જરૂર નથી. ૩૫/૨૪૩.

**ક. ૧૬. પ્રતિવાદી હિન્દુસ્થાન બહાર હોવો.**

—વાદી પણ પરહદમાં હોય તો તેને આ કલમનો લાભ મળે નહીં તે તકરારમાં કાંઈ અર્થ નથી. ૪૦/૩૫૯. પેરા, ૧૪.

—વારસ-પ્રતીવાદી ઉપર ફરીયાદ કરવાની પાત્રતા, મૈયત પ્રતી-વાદી મારફતે અગર તેની પાસેથી પ્રાપ્ત થએલી હોય ત્યારે તે મૈયત પ્રતીવાદી જેટલો સમય હિન્દુસ્થાન બહાર રહ્યો હોય તેટલો વખત મુદતમાંથી બાદ કરવો જોઈએ. ૩૫/૧૯૯.

**ક. ૧૭. હકુમત વગરની ન્યાયા.માં શુદ્ધ બુદ્ધિથી કામ ચલાવવું.**

—ન્યાયાધિશીની હકુમત સંબંધે વાદીની શુદ્ધબુદ્ધિની ભુલ થઈ હોય તો હકુમત વગરની ન્યાયાધિશીમાં કામ ચલાવવામાં જેટલો વખત ગયો હોય તેટલો વખત માફ કરવો જોઈએ. ૩૧/૫૫૪; ૩૩/૧૪૧.

—માત્ર હકુમતના કારણથી પ્રથમનું કામ ચાલ્યું નહોય તોજ, આ કલમનો લાભ મળી શકે એમ નથી. હકુમત જેવાજ બીજા પ્રકારના કારણના પ્રસંગે પણ લાભ મળે. ૩૨/૧૧૮.

—દી. ની પરિ. ૨. § ૬ પ્રમાણે કમી કરેલ દાવાનો સમાવેશ તેવાજ પ્રકારના બીજા કારણમાં થાય છે. ૩૨/૧૧૮.

—પોતાને અમુક રીતે દાદ મળશે એવી સમજથી વાદીએ ખોટી રીતે તે પ્રમાણે દાદ મળવા દાવો કર્યો હોય, અને તે ગુણદોષ ઉપર રદ થાય તો આ કલમ લાગુ કરી શકાય નહીં. ૩૮/૮૯૮.

—વાદીને દાવો અકાલિક (premature) ગણી રદ કર્યો હોય અને તેજ બાબત વિશે બીજો દાવો કરવામાં આવે, તો પ્રથમના દાવામાં ગએલો વખત મજરે મળી શકે નહીં. ૩૮/૮૯૮.

—સર્વે ખાતાએ જમીન માલકીની ઠરાવી પણ મુલકી ખાતાએ માલકીની ઠરાવી નહીં તેથી માલકી ઠરાવવા સારૂ કરવાના દાવામાં સર્વે ખાતામાં ચાલેલા કામનો વખત માફ કરી શકાય નહીં. ૪૦/૮૨૩.

—દાવો, વિવાદ, કે અરજ મુદત બહાર દાખલ કરવામાં આવ્યો હોય ત્યારે દરેક કામમાં મુદત મજરે મળવાની સ્પષ્ટ માગણી કરવાની જરૂર નથી. જે કારણના લીધે મુદત મજરે મળવા માગણી હોય તે પુરાવાથી સાબીત કરવાનું હોય ત્યારે તે કારણ દાવા, વિવાદ કે બીજા અરજમાં બતાવવાની જરૂર છે. ૩૬/૬૫. ૩૩/૧૪૧.

—વળતર અધીકારીના ઠરાવ ઉપર, જમીનને બદલે જમીન મળવા માટે હુજુરમાં કરેલા વિવાદને દિવાની કામ કહી શકાય નહીં; અને તેથી તે કામ ચલાવવામાં ગએલો વખત આ કલમ અન્વયે બાદ કરી શકાય નહીં. ૩૩/૩૨૬.

**ખુલાસો (૨)**—દાવા અરજીની દાખલ તારીખથી, વાદીને તે પાછી આપવામાં આવે તે તારીખ સુધીનો વખત મજરે મળે છે. ૩૦/૬૧૫; ૩૩. પુ. ૩૧૩; ૪૦/૧૧૫૪.

**ખુલાસો (૩)**—એજ ધોરણ. ૩૨/૧૧૮.

**ક. ૨૩. કપટથી થએલ વ્યવહાર રદ કરાવી પોતાની માલકી સ્થાપન કરાવી લેવાનો દાવો, કપટની વાદીને ખબર પડે તે તારીખથી ૬** વર્ષમાં કરવો જોઈએ. **૪૦/૩૭૨; ૩૪/૫૦૧–૫૦૬.**

ક. ૨૪. લેખી અંગીકાર. વળી જુઓ રાજ. કરાર નિ. ક. ૨૮,—અંગીકાર લેખથી કરેલો હોવો જોઈએ. અંગીકાર સ્પષ્ટ હોવાની જરૂર નથી; ગર્ભીત હોય તો ચાલી શકે. અમુક કથન અગર વિધાનથી આવો અંગીકાર થાય છે કે કેમ તથા અંગીકાર દાવાવાળા લ્હેણા સંબંધે કર્યો છે કે કેમ, અને તે આ કલમ માટે પુરતો છે કે કેમ, તે જે તે કામની હકીકત ઉપરથી ઠરાવવાનું છે. કયા પ્રસંગે અને શા કારણ માટે તથા કોને ઉદ્દેશીને અંગીકાર કરવામાં આવ્યો છે તે વાત મહત્વની નથી. ૩૭/૪૦૬.

—મા દીકરો ભેગા રહેતા હોય અને દીકરાના ખાતામાં મા ઉપાડ કરતી હોય તેટલાજ ઉપરથી દીકરાએ સ્પષ્ટ અધીકાર આપ્યા શિવાય માને તે દેવાનો અંગીકાર કરવા અધીકાર નથી; વળી તે દેવું દીકરાનું હોવાથી માએ અંગીકાર કર્યાથી મા તે દેવા માટે જવાબદાર પણ થતી નથી. ૩૯/૪૨૪.

—નાદાર થવા કરેલ અરજમાં જણાવવું કે આટલું દેવું છે તે નાદારના હિત વિરૂદ્ધ અંગીકાર છે; અને તેથી તેના ઉપર જવાબદારી આવે. ૪૦/૩૫૯. પેરા ૧. ૩૯/૫૯૫–૬૦૦.

દાવો મુદત બહાર ગયા પછી પ્રતીવાદીએ અંગીકાર કર્યો હોય તેથી દાવો મુદતમાં આવે નહીં. ૩૩ પુ. ૧૧૬.

—સગીરે કરેલા અંગીકારથી સગીર વિરૂદ્ધ મુદત મળે નહીં. ૩૩ પુ. ૧૧૬.

ક. ૨૫. વસુલ તથા વ્યાજ આપ્યાનું પરિણામ.

—જ્યારે વસુલની રકમ મોઘમ આપેલી હોય ત્યારે તે પૈકી થોડી રકમ મુદલ પેટે અને થોડી રકમ વ્યાજ પેટે મજરે ગણી શકાય નહીં. કોઈ પણ વસુલની રકમ વ્યાજ પેટે વસુલ ગણવાને માટે તે વ્યાજ તરીકેજ આપેલી હોવી જોઈએ. ૨૭/૧૯૭.

—વ્યાજનું વસુલ રોકડ રૂપમાંજ આપેલું હોવું જોઇએ એમ નથી; વ્યાજની રકમ બાબતનું ખાતુ પાડી આપેલું હોય તો તેને

વ્યાજનું વસુલ ગણવા હરકત નથી. ૩૬/૮૦૨.

**ક. ૨૮. નવિન પક્ષકાર ઉમેરવાનું પરિણામ.**

—પેઢી સામે દાવો કર્યો હોય અને પેઢીના ત્રણ ભાગીદારો પૈકી બે ને દાખલ કર્યા હોય અને ત્રીજાને પાછળથી દાખલ કરવામાં આવે અને તે તારીખે દાવો મુદત બહાર હોય, તોપણ તેના પુરતો દાવો મુદત બહાર ગણાય નહીં. ૩૬/૨૪૫.

—પાછલથી દાખલ કરેલો વાદી, દાવામાં નહીં જણાવેલી એવી સ્વતંત્ર દાદ પોતાને માટે માગે, અને પોતાના દાવા પુરતો યોગ્ય સ્ટાંપ આપી વાદી તરીકે દાખલ થવા માગણી કરે, ત્યારે તેને આ કલમનો લાભ મળી શકે નહીં. ૩૫/૪૦.

**ક. ૨૯. સતત જારી કૃત્ય.** વળી જુઓ § ૯૮.

—ગટરમાં પાણી અટકી રહેવા દીધાથી ભેજ લાગવાથી, દિવાલ પડી જવાથી, નુકશાની મળવાના દાવાને દાવાનું કારણ દહાડે દહાડે ઉત્પન થઈ દીવાલ પડી ગઈ તે તારીખે નુકશાની મેળવવા દાવાનું કારણ ઉત્પન થયું ગણાય. ૩૮/૮૪૫; ૩૮/૫૦૬, પેરા ૧૦.

—પોતાના ખેતરમાંથી જવા આવવા પ્રતીવાદીને હક્ક નથી એમ ઠરાવી લેવા તથા તાકીદ માટેના દાવાને § ૧૦૬ લાગુ પડતી નથી. લાગુ પડે છે એમ ગણવામાં આવે તોપણ દાવાનું કારણ સતત ઉત્પન્ન થતું હોવાથી છેલ્લી વાર પ્રતીવાદી જાય ત્યારથી મુદત શરૂ થાય છે. ૩૬/૪૦૨.

**§ ૩. ઘરકામ કરનાર નોકર,** એજ ધોરણ ૩૬/૩૦૭.

**§ ૮. દિ. નિ. પરિ. ૨૧ § ૧૦૩. પ્રમાણે દાવો.**

—આ રકમ લાગુ પડે છે કે નહીં તે ફીરકોલ કામમાં શું ઠરાવ કરવામાં આવ્યો છે તે ઉપર અવલંબે છે. ૩૬/૪૯૨.

**§ ૧૧. સરકાર વિરૂદ્ધ દાવા.** વળી જુઓ જ. મ્હે. નિયમ ક. ૨૩૯.

—સિટી સર્વે ખાતાનો ઠરાવ રદ્દ કરાવી લેવાના દાવાને આ રકમ લાગુ પડતી નથી. ૩૩. પુ. ૩૦૮.

—સરકાર વતી કોઈ સરકારી અમલદાર સાથે, કંઇ માલ પુરો પાડવાનો અગર કાંઇ કામ કરી આપવાનો કોઇ ઇસમ કરાર કરે, ત્યારે સરકાર અને તે સખસ વચ્ચે રાજમાન્ય કરારથી ઉત્પન થતો સંબંધ હોય છે. આવા કરારના પ્રસંગે સરકારી અમલદાર કાંઇ ઠરાવ અગર હુકમ કરે તે કોઇ કાયદાની રૂઇએ મળેલા અધીકારથી કરવામાં આવતો નહીં હોવાથી, તે રદ કરાવી લેવા જરૂર નથી; અને એવે પ્રસંગે આ રકમ લાગુ થતી નથી. ૪૦/૩૫૩.

—મુલકી ખાતાએ જમીન સરકારી ઠરાવવાથી જમીનની માલકી ઠરાવવાના દાવાને આ રકમ લાગુ પડે છે. ૪૦/૧૭૯. ૩૭/૮૦૮.

—ખાતાનો ઠરાવ રદ કરાવી લેવા દાદ માગી ન હોય, (તથા સરકાર પક્ષકાર ન હોય) તો આ રકમ લાગુ પડતી નથી. ૪૦/૯૨૦.

—મુલકીનો ઠરાવ રદ કરાવી લેવા માગણી કરી ન હોય તોપણ તે ઠરાવ રદ થયા વગર વાદીએ માગેલી દાદ તેને મલી શકે તેમ ન હોય તો દાવો વસ્તુતઃ ઠરાવ રદ કરાવી લેવા માટે છે. ૪૦/૮૨૩.

—સરકારી અમલદારે કાયદા વિરૂદ્ધ અને અન–અધીકારનો ઠરાવ કર્યો હોય તો તે રદ કરાવી લેવા જરૂર નથી; અને તેવે પ્રસંગે દાવાને આ રકમ લાગુ થતી નથી. ૩૭/૨૯૩, ૩૧/૬૫૦.

—કોઈ જમીન વાડા કાછાની નસ્તા વાડા કાછાની ગણી ફીરાયુ લેવાને સરકારી અમલદાર ઠરાવ કરે, તો તે બાબતના દાવાને આ રકમ લાગુ પડતી નથી, પણ § ૧૨૮ લાગુ પડે છે. § ૧૨૮ લાગુ પડતી ન હોય તો § ૧૦૬ લાગુ કરવી જોઇએ. જ્યારે જ્યારે ફીરાયુ લેવા પ્રયત્ન થાય ત્યારે ત્યારે દાવાનું કારણ ઉત્પન થાય છે. ૩૧/૬૫૦.

—ખાનગી સખસની મિલકત સરસુબા સાહેબના વહીવટમાં હોય તો, તેઓ દાણ કે ઉત્પન વસુલ કરવા જમીન મહેસુલના નિબંધ નિયમ પ્રમાણે અધીકાર વાપરી શકે છે; પણ ખેડુત કાયમનો કે વખતોવખત બદલી શકાય તેવો હોવા બાબત ઠરાવ કરવા તેમને અધીકાર નથી. છતાં તે પ્રમાણે ઠરાવ કરે તો તે કાયદા વિરૂદ્ધ અને

અન-અધીકારનો હોઈ રદ બાતલ છે; તેથી ખેડુત પોતાના હક સ્થાપન બાબત દાવો કરે તો આ રકમ તે દાવાને લાગુ નથી; પણ § ૧૨૮ કે ૧૦૬ પ્રસંગ પ્રમાણે લાગુ થાય. ૩૭/૨૯૩.

**§ ૧૭. અદાલતથી ગુન્હાનું કામ ચલાવ્યા બાબત.**

—ગુન્હા નાસાબીતીનો ઠરાવ થાય તે તારીખેજ દાવાનું કારણ ઉત્પન થાય છે. ઠરાવ ઉપર સરકારે ગુન્હા નાસાબીતીનો વિવાદ કે ફરીયાદીએ તપાસણી અરજ કરેલો હોય તેથી દાવાનું કારણ બંધ પડતું નથી. ગુન્હા નાસાબીનો ઠરાવ રદ થાય ત્યારે દાવાનું કારણ નષ્ટ થાય છે; પરંતુ ઠરાવ કાયમ રાખવામાં આવે ત્યારે દાવાનું કારણ ફરીથી અસ્તીત્વમાં આવતું નથી; પણ ફક્ત ચાલુ રહે છે. ૩૬/૪૮૬.

**§ ૨૭. ગેરકાયદેસર કૃત્યથી** અગર નીદાન કાયદેસર કૃત્ય અયોગ્ય રીતે કરવાના કારણથી (દા. ત. જામીનદારની લાયકીની ખાત્રી, વકીલે અયોગ્ય રીતે આપવાથી) વાદીને થએલ નુકસાનીની રકમ મળવા માટેના દાવાને આ રકમ લાગુ પડે છે. ૩૮/૭૦૬.

**§ ૩૫. જંગમ મિલકત સંબંધે નુકશાની બદલ દાવા.**

—વાદીનો વિશિષ્ટ માલ, ચોરીથી અથવા સાપરાધ ખોટો ઉપયોગ કરી પ્રતી.એ મેળવ્યો હોય તો આ રકમ લાગુ પડે છે. ૩૨/૫૬૨.

**§ ૪૨. વેચેલ માલની કીંમત બદલ,** એજ ધોરણઃ-૩૧/૫૭૯.

**§ ૫૧. પ્રતિવાદી તરફથી આપેલ રકમ માટે.**

વળી જુઓ "નુકશાની."

—હવાલો લેનાર સખસ ખરેખર રકમ ભરે ત્યારથી તેને money paid ના દાવાનું કારણ ઉત્પન થાય છે. ૩૭/૯૪; ૩૬/૬૭૭.

**§ ૫૨.** દિ. નિ. ક. ૭૩ (૨) પ્રમાણે **વરાડના દાવા** માટે, દરખાસ્ત કામે થયેલ હુકમથી, (હવે ફાળો લીધા તારીખથી,) મુદત ૩ વર્ષની છે. ૩૧/૨૮૯.

**§ ૬૯. જામીને મુખ્ય દેણદાર વિરૂદ્ધ કરવાના દાવા.**

—આવા દાવાઓને આ રકમ લાગુ પડે છે. ૩૭/૯૪.

§ ૭૩. **ચાલુ ખાતુ** છે કે નહીં તે ઠરાવવા **અરસ પરસ** આપ લે થઈ છે કે નહીં તે જોવાની જરૂર હોય છે. જે પક્ષકારો વચ્ચે આપ લે થઇ હોય તે પૈકી પ્રત્યેક ઈસમ બીજાને હીસાબ આપવા માટે બંધાએલો હોય; એવા પ્રકારના ખાતા ઉપરના દાવાઓનેજ આ રકમ લાગુ પડે છે. ૩૯/૬૧૭; ૩૧/૫૭૯.

—જે જે ઠેકાણે ખાતુ લખી રાખેલું હોય તે દરેક પ્રસંગે, કરેલ દાવાઓ ખાતા ઉપરની ફરીયાદો કહી શકાય નહીં. તેથી કરજ તરીકે આપવામાં આવેલ રકમનું ખાતુ લખી રાખ્યું હોય તોપણ તેને આ રકમ લાગુ પડતી નથી. ૩૧/૫૭૯.

"જમા", "વસુલ", "ઉધાર", એ શબ્દોના અર્થ બતાવ્યા. ૩૧/૫૭૯.

§ ૭૯. મુળથીજ નિરર્થક હોય તેવો **દસ્તાવેજ રદ્દ કરાવવા સારૂ** દાવો લાવવાની જરૂરજ નથી. ૩૩. પુ. ૬૦.

§ ૮૩. **મોંબદલો જતો રહે ત્યારે કરવાના દાવા.**

—દાવો કરવાનો હક ક્યારે પ્રાપ્ત થયો છે તે જે તે કામની હકીકત ઉપરથી નક્કી કરવાનું હોય છે. ૩૧/૪૧૨.

—વાદી ભાગીદાર નથી એમ આખરનો ફેંસલો થાય ત્યારથીજ ભાગીદારી માટે આપેલ રૂપીયા પરત લેવા કારણ ઉપસ્થિત થાય છે. ૩૩. પુ. ૧૦૧.

—**અ** ને આપવા માટે કાંઇ રકમ **બ** ને આપી હોય અને તે **અ** ને ફરીથી આપવાનો ઠરાવ થાય તેથી **બ** પાસેથી આપેલ રકમ પરત મેળવવાના દાવાને **અ** ના લાભમાં ઠરાવ થાય ત્યારથી દાવાનું કારણ ઉત્પન થાય છે. વિવાદમાં ઠરાવ કાયમ રહે તો વિવાદના ઠરાવની તારીખથી દાવાનું કારણ ઉત્પન થતું નથી. ૩૯/૪૮.

—મોંબદલો નષ્ટ થયાના કારણે ખરીદદાર વેચાણના પૈસા પાછા લેવા દાવો કરે ત્યારે, તેના કબજામાંથી મીલકત ગયાથી આ રકમ પ્રમાણે દાવાનું કારણ ઉત્પન્ન થાય છે. ૩૧/૪૧૦.

§. ૯૨. **પંચાયતી** ચાલુ હોય ત્યાં સુધી ગમે તે વખતે પંચાયતી

બંધ થયું છે એમ ઠરાવી લેવા અને હીસાબ માગવા દાવો કરી શકાય. તેવા દાવાઓને આ રકમ લાગુ નથી. ૩૧/૫૫૪.

—જે કામ માટે પંત્યાળુ કર્યું હોય તે કામનો અંત આવે અગર તે કામ કરવાનું બંધ થાય તેની સાથેજ પંત્યાળુ બંધ થાય છે. ૩૮/૪૪૦.

§ ૯૮. "અમુક મુદતમાં **કૅાલના નાણા** નહીં ભરવામાં આવે તો વ્યાજ લેવામાં આવશે" એવી નોટીસ આપ્યાથી તે મુદત સુધી દાવાનું કારણ ઉત્પન થતું નથી એમ ગણાય નહીં. ૩૯/૮૧૮. (૩૭/૫.)

**§ ૯૯. કરારનો વિશિષ્ટ રીતે અમલ કરાવવાનો દાવો.**

—પ્રતીવાદી, આવતી કાલે દસ્તાવેજ કરી આપીશ એમ કહ્યા છતાં, કરી ન આપે, અને એવું વર્તન કરે કે જેથી દસ્તાવેજ કરી આપવા તે તે તૈયાર નથી એમ જણાય, તો ત્યારથી મુદત શરૂ થાય છે. ૩૪/૫૦૧

§ **૧૦૪. દત્તક રદ કરાવી લેવું,** એ સ્થાવરનો કબજો મેળવવાનું હુકમનામું મેળવવા અવશ્યનું હોય ત્યારે દત્તક રદ કરાવી લેવાને મુદતનો બાધ હોય તો કબજો મેળવવાના દાવાને પણ બાધ આવે છે. ૩૩. પુ. ૧૨૩. વળી જુઓ, ક. ૫.

**§ ૧૦૬. જે માટે મુદત ઠરાવી નથી તે.**

વળી જુઓ, ક. ૨૯; § ૧૧, ૧૨૮, ૧૩૧.

—પ્રથમ કરેલ દાવાના ઠરાવમાં ન્યાયાધિશીએ, બીજો દાવો લાવવા છુટ છે એવો અભિપ્રાય દર્શાવ્યો હોય તેથી તે ઠરાવની તારીખથી મુદત ગણી શકાય નહિ. ૩૮/૮૯૮.

—મૈયત મતાદારનો વારસ ઠરાવી લેવા અગર અમુક મતુ પ્રતીવાદીનું નસ્તાં અમારૂં છે, એમ સ્થાપન કરી લેવાના દાવાને આ રકમ લાગુ પડે છે. ૩૧/૬૨૨.

—એક સહ ભાગીદારના નામે વતન ચાલતું હોય અને તે સરકારમાંથી વતનની રકમ લે ત્યારે તેની અને બાકીના ભાગીદારો વચ્ચે એ સંબંધમાં સ્પષ્ટ અગર ગર્ભીત કરારના અભાવે તેણે બાકીના ભાગીદારોના આડતીયા તરીકે રકમ લીધી છે એમ કહેવાય નહિ; અને તેથી

તેની પાસેથી પોતાનો હીસ્સો મેળવવા માટે બાકીના ભાગીદારોએ કરવાના દાવાને આ રકમ લાગુ પડે છે. ૭૫/૨૬.

—હકકનો ઈન્કાર કરવાથી વાદીને એક વખત દાવાનું કારણ ઉત્પન્ન થઈ ગયું હોય તો, ફરીથી નોટીસ આપી બીજી વાર પ્રથમ કરેલ ઈન્કારની પુનરૂક્તિ કરાવવાથી નવું કારણ ઉત્પન્ન થતું નથી. ૪૦/૩૭૨. વળી જૂઓ, ૩૯/૮૧૮.

—બીનામી વેચાણ રાખેલી મીલકત પોતાના હુકમનામાની બજાવણીમાં વેચાણ થવાને પાત્ર છે એવું ઠરાવી લેવાના દાવામાં તે મીલકત હુકમનામાવાળુ લહેણું વસુલ કરવાના કામે ઉપયોગમાં આવશે નહિ એવો યોગ્ય ભય હુકમનામાવાળાના મનમાં ઉત્પન્ન થાય ત્યારેજ દાવાનું કારણ ઉત્પન્ન થાય છે. વેચાણની તારીખથી ઉત્પન્ન થતું નથી. ૩૯/૩૨૨.

—પ્રતિવાદીને સુધરાઈ તરફથી બાંધકામ કરવા પરવાનગી મળે ત્યારથી વાદીને માલકી ઠરાવવાના દાવાનું કારણ ઉપસ્થિત થતું નથી. પ્રતિવાદી ખરેખર બાંધકામ કરે ત્યારેજ ઉત્પન્ન થાય છે. ૩૪/૩૪૭.

—વેચાણના કરારનો વિશેષ રીતે અમલ કરાવ્યા પછી જમીનમાં પ્રતિવાદીએ પાડેલ ખાડા પુરાવી પૂર્વ સ્થિતિમાં મૂકવા કે નુકશાની માટે દાવો કરવા દાવાનું કારણ જમીન કબજે લીધા તારીખથી ઉત્પન્ન થાય છે. ૩૯/૮૯૧. (૩૭/૭૨૭. ૨૬.)

—હવાલો લેનારના quia timet ના દાવાને, હવાલો લીધા તારીખથી દાવાનું કારણ ઉત્પન્ન થાય છે. ૩૬/૬૭૭. જુઓ § ૫૧.

—કબજેદારને સલામીની ભરવી પડેલી રકમ વાંટાદાર પાસેથી વસુલ કરવાના દાવાને, વાંટાદારની જાત વિરૂદ્ધ માગણી હોય તો આ રકમ લાગુ પડે છે અને મિલકત વિરૂદ્ધ માગણી હોય તો § ૧૧૫. લાગુ પડે છે. ૩૯/૩૪૩.

—મિ. સ્વ. નિ. ક. ૯૬ પ્રમાણે, ગીરોદારને ગીરો મીલકતનો કબજો મળે નહિ ત્યારે નાણાં માટેના દાવાને, આ રકમ લાગુ પડે છે.

§ ૧૩૧ લાગુ નથી. કબજો આપવામાં આવ્યો નહિ ત્યારથી દાવાનું કારણ ઉત્પન્ન થાય છે. ૪૦/૫૭૯.

—વળી તારણ નષ્ટ થયાના સબબથી બીજું તારણ અથવા ગીરોની રકમ મળવાનો દાવો તારણ નષ્ટ થયાની તારીખથી કરવો જોઈએ. ૩૩/૫૪૭.

§ ૧૦૭. **મૃત્યુપત્ર** કર્યા વગર મરણ પામેલા સખસની સ્થાવર કે જંગમ મીલકતની વહેંચણીનો દાવો, તેની વિધવાના મરણ પછી, ૧૨ વર્ષ અંદર કરવો જોઇએ. ૩૧/૪૩૦.

—મૃત્યુપત્ર કરનારથી ઉતરેલી મીલકત અને તેના વધારા તરીકે વધેલી સ્થાવર જંગમ મીલકતનો ભાગ મળવાના દાવાને મુદત ૧૨ વર્ષ છે. ૩૭/૭૬૧.

—અમુક બનાવ બને ત્યારે હીસ્સો આપવા પાત્ર થતો હોય તો તે બનાવ બન્યા તારીખથી દાવાનું કારણ ઉત્પન્ન થાય છે. ૩૭/૭૬૧.

## §. ૧૨૧. ન વહેંચાએલ મિલકતનો ભાગ મળવા સહભાગીનો દાવો.

—પોતાને બાતલ કર્યો છે એવી, વાદીને ખબર કોઈ પણ રીતે પડી હોય તો બસ છે. માગણી થઈ ના પાડવાની જરૂર નથી. ૩૩. પુ. ૧૧૬.

—"જંગમ મીલકત"–એજ ધોરણ–૩૧/૩૮૪.

—અવિભક્ત કુટુંબના અંગભૂત તરીકેનો સબંધ બંધ પડયાપછી પોતાનો ભાગ જુદો પડાવી લેવાના દાવાને §. ૧૨૮ લાગુ પડે છે. ૩૬/૬૫.

## §. ૧૨૫. બોજાનું નાણું મિલકતથી વસુલ લેવા વિષે.

વળી જુઓ § ૧૦૬.

જુનું ધોરણ:—આડગીરોનાં નાણાં આપવા પાત્ર થાય ત્યારથી ૧૨ વર્ષમાં દાવો કરવો જોઈએ. ૩૨/૫૦૬. હવે જુઓ §. ૧૩૧.

§. ૧૨૬. જુનું ધોરણ, "ખરીદ" અર્થ:–૩૧/૪૨૧; ૩૩/૩૪૮.

## §. ૧૨૮. સ્થાવર મિલકતનો કબજો લેવા ઇતર દાવા.

વળી જુઓ વિરૂદ્ધ કબજો; તથા § ૧૧, ૧૦૬, ૧૧૧.

—માલકી હક્કે સ્થાવર મીલકત કબજે લેવાના દાવાને આ રકમ લાગુ પડે છે. ૩૩/૧૪૧.

—સરકારે વળતર નિયમ પ્રમાણે જમીનનો કબજો લીધો ન હોય પણ અન્ય રીતે લીધો હોય, અને તેથી જમીનના માલીકે જમીન કબજે લેવા કરેલ દાવાને આ રકમ લાગુ પડે છે. ૩૫/૬૨.

—મૈયત સખસની મીલકત એક ભાગદારના કબજામાં હોય તેમાંથી પોતાનો ભાગ મળવા માટેના દાવાને આ રકમ લાગુ થાય છે. એક ભાગદારનો કબજો બીજા ભાગીદારથી વિરોધપૂર્વક થાય ત્યારથીજ દાવાનું કારણ ઉત્પન્ન થયાનું ગણવું જોઇએ. ૩૮/૨૮૬.

—મૈયત મુસલમાનના વારસો મૈયતની મીલકત વહેંચી ન લેતાં સમાઇક રાખવાનું કબુલ કરે, તો તેઓ સમાઇક માલીકની સ્થિતિમાં રહે છે. એવે પ્રસંગે કોઇ ભાગદારને બાતલ કરવામાં આવે, અગર તેનો હકક ઇન્કાર કરવામાં આવે ત્યારે દાવાનું કારણ ઉત્પન્ન થાય છે અને તેને આ રકમ લાગુ પડે છે. ૩૮/૫૮.

—સ્થાવર મિલકતમાંના પોતાના હિત સંબંધનો કબજો લેવા દાવો હોય અને તેમાં પરિણામિક દાદ તરીકે તાકીદ હુકમ આપવાનો હોય એવા દાવાને § ૧૦૬ લાગુ નહિ કરતાં આ રકમ લાગુ કરવી જોઇએ. ૩૧/૪૭૬.

—પંચના નિવેડાની રૂઇએ સ્થાવર મીલકત કબજે લેવાના દાવાને આ રકમ લાગુ થાય છે; અને જંગમ માટે દાવો કરવાનો હક્ક પ્રાપ્ત થાય ત્યારથી § ૧૦૬ પ્રમાણે દાવો કરવો જોઇએ. ૩૧/૪૩૪.

—સામાઇક ભાગદારો, Tenents-in-Common, એમની વચ્ચે વિરૂદ્ધ કબજાના પ્રશ્નનો નિર્ણય 16. C. W. N. 849–852 =30. C. L. J. 512–514 માં બતાવેલ ધોરણે કરવો જોઇએ. ૩૫/૫૨૩–૫૩૩.

—અવિભક્ત મિલકતનો ભાગ જુદો કરી લેવાના દાવાને § ૧૧૧. પણ લાગુ કરી શકાય. ૩૩/૧૪૧.

§ ૧૩૧. ગીરો રાખનારે કરવાના દાવા.

વળી જુઓ, § ૧૦૬, ૧૧૫.

—કબજાગીરોના વ્યવહારમાં ગીરોદારને કબજો મળ્યો ન હોય અને કબજો લેવા મુદત ગઈ હોય છતાં મીલકત વેચવા માટેના દાવાને આ રકમ લાગુ પડે છે. ૩૩/૭૮ હુજુર. (૩૩/૭૬).

§ ૧૩૯. બજાવણીની દરખાસ્તો. વળી જુઓ દિ. નિ. ક. ૫૦.

પરરાજ્યના હુકમનામાની બજાવણી, જુઓ ક. ૧૪ (૨).

—ઘણા પ્રતીવાદીઓ વિરૂદ્ધ હુકમનામું થયું હોય અને તેઓ પૈકી કેટલાક પક્ષકારોએ અંશતઃ વિવાદ કરેલો હોય ત્યારે પણ બાકીના પ્રતીવાદીઓ વિરૂદ્ધ હુકમનામાની બજાવણી કરવાની મુદત વિવાદ ન્યાયાધિશીના આખરના હુકમનામાની તારીખથીજ ચાલુ થાય છે. ૩૬/૨૦; ૩૪/૧૯૫.

—હુકમનામાની રકમ, પ્રથમ અમુક મીલકતથી વસુલ કરવી અને ખુટે તો દેણુદારથી વસુલ કરવી એવા હુકમનામાના પ્રસંગે તે મીલકતથી પુરી રકમ વસુલ થતી નથી એમ જણાય તે તારીખથી દેણુદારની જાત કે બીજી મિલકત વિરૂદ્ધ બજાવણી દરખાસ્ત બાર વર્ષની અંદર આપવામાં આવે તો તે મુદત અંદર છે. ૩૯/૨૧૦. (ગીરો મીલકત.) (૩૭/૭૩૩. ૨૬) ૪૦/૬૩૮. (સહીઆરા બાબળ).

—બજાવણીમાં પક્ષકારો કરારદાદ કરે અને તેમાં હપ્તા ભરવાની તારીખો ઠરાવી હોય તો તે તે તારીખોથી ૧૨ વર્ષની મુદત ગણાય. ૪૦/૧૧૩૨; ૩૬/૮૪૬.

—દરખાસ્ત દાખલ કરવામાં આવે ત્યારે જો તે મુદત અંદર હોય તો પાછળથી થયેલ કાયદાથી હક્ક કે જવાબદારીમાં ફેર પડતો નથી. ૩૬/૮૪૬.

§ ૧૪૭. દિ. નિ. પરિ. ૨૧ § ૯૭ પ્રમાણે અરજને આ રકમ લાગુ પડે છે. ૩૪/૮૮.

§ ૧૫૪. **તપાસણી અરજ,** વરિષ્ઠ ન્યાયા.માં જુઓ § ૧૬૧.

§ ૧૫૫. „ હુજુરને, જુનું ધોરણુ, ૩૩ પુ. ૧૧૦. ૩૯/૮૫૧.

§ ૧૫૮. **પ્રતિવાદીના વારસને દાખલ કરવાની પેટા અરજી** આ રકમથી ઠરેલ મુદતમાં આપવી જોઈએ. ૩૧/૧૨૦.

§ ૧૫૯. **હુમ્મા** માટે અરજ ઉપર હુકમ, ઠરેલ મુદત પછી થાય, તેથી અરજ મુદત બહાર ગણાય નહિ. ૩૪/૫૩૪.

§ ૧૬૦. **લીલામનાં ખરીદદારે મિલકત કબજે લેવા વિષે.** એજ ધોરણુ. ૩૪/૮૪.

§ ૧૬૨. **જે અરજ વિષે મુદત ઠરાવી નથી તે.**

દિ. નિ. ક. ૧૩૬, (૪૯) પ્રમાણે પૂર્વસ્થિતી પ્રાપ્ત કરાવવા માટે કરેલ અરજને આ રકમ લાગુ પડે છે. ૩૪/૧૪૮.

—સ્ટાંપ નિબંધ ક. ૬૧ મુજબ અરજને § ૧૫૪ લાગુ પડતી નથી, પણ આ રકમ લાગુ થાય છે. ૩૬/૨૦૩.

**મુદ્દા,** જુઓ દિ. નિ. પરિ. ૧૪.

**મુદ્દામાલ,** જુઓ ફો. કા. ચ. રિ. નિ. ક. ૫૯૨ થી ૬૦૧,

**મુલકી ઠરાવની ખબર,** જુઓ જમીન મહેસુલ નિયમ ક. ૨૩૯.

„ રાહે બજાવણી. જુઓ દિ. નિ. ક. ૬૮.

## મુસલમાની સરેહ.

૧. બક્ષિસ.
૨. મહેર.
૩. વકફ.
૪. વારસો.
૫. સગીર અને વાલી.
૬. સફીલ હક્ક.
૭. હિબા–બીલ–ઈવાઝ.

### ૧. બક્ષિસ.

હિબા–બીલ–ઈવાઝનો વ્યવહાર, બદલામાં બક્ષીસ આપવામાં આવે ત્યારે પુરો થાય છે. ૩૩. પુ. ૨૦૫.

—બક્ષિસ મોઢાની સરતોથી પણ થઈ શકે છે. કબજો ઔપચારીક કે પ્રત્યક્ષ સોંપવો જોઇએ. ૩૩. પુ. ૨૦૫.

૨. મહેર. બદલ મીલકત આપવાથી હિબાબીલ ઇવાઝ–બક્ષીસ થાય છે. લેખની જરૂર નથી. ૩૩/૨૩૧.

૩. વકફ.

—વકફની મિલકતની માલકી સંસ્થાની છે; મુતવલ્લી કે વહીવટ કરનારની નહિ. ૩૯/૬૫૭.

—મુતવલ્લી–મુજાવરને પીરના નામની દેવસ્થાન ધર્માદાય પસાયતા જમીનની ચેલાઓમાં વહેંચણી કરવા અધીકાર નથી. ૩૭/૬૦૬.

—પોતાના પછી મુતવલ્લી કીંવા મુજાવર નીમવાનો તેમને અધીકાર છે પણ તે મરણોન્મુખ અવસ્થામાં વાપરવાનો છે. ૩૭/૬૦૬.

૪. વારસો.

—મુસલમાન મૈયત થાય કે તુરતજ તેનો વારસો ઊતરે છે; તેનું દેવું કે દફન ખર્ચ આપતાં સુધી અટકતો નથી. ૩૪/૬૦૪; ૩૯/૩૮૨.

—વહીવટ કર્તા તરીકે એક વારસે મૈયતની મીલકતની મૈયતના દેવા માટે કરેલ વ્યવસ્થાથી બાકીના સહ વારસોને લાભ થયો હોય તોજ તે બધાને બંધનકારક છે. પુખ્ત ઉમરના સહ વારસના લગ્ન માટે વહીવટ કર્તાએ એની સંમતી વગર ગીરોનો વ્યવહાર કર્યો હોય તો તે તેને બંધનકારક નથી. ૩૪/૬૦૪.

—મરનારની મીલકત ઉપર મરણક્રીયા ખર્ચનો તથા મહેર વિ. જેનો બોજો રહે છે તે, મીલકતની વહેંચણી કરતાં પહેલાં ચુકવવા જોઇએ. (તેમ કરવાના બે માર્ગ બતાવ્યા) ૩૬/૩૧૭.

—કબજેદાર વારસને બીજાઓનો હિસ્સો વેચવા અધીકાર નથી. ૩૯/૪૭૯.

—વારસો વચ્ચે વહેંચણીનો દાવો, જુઓ મુદત નિબંધ § ૧૨૮.

—મરનારના મરણ પછી વારસને, મીલકત સ્વત્વાર્પણ કરવાનો

હક્ક છે. વારસ પાસેથી શુદ્ધ બુદ્ધિથી અવેજ આપી રાખેલી મીલકત, મરનારના દેવા માટે જવાબદાર નથી. ૩૯/૬૮૨.

**૫. સગીર અને વાલી.**

—સગીરના વાસ્તવીક વાલીને ફક્ત સગીરના હીત માટે સ્વત્વાર્પણ કરવા અધીકાર છે. વાસ્તવીક વાલીએ કરેલાં કૃત્યો રદ, બાતલ નથી, પણ મોકુફ ગણાય છે; સગીર સજ્ઞાન થયે રદ કરાવે અગર મંજુર કરે. ૩૨/૪૮૪.

**૬. સફીલ હક્ક.** વળી જુઓ, ન્યાયા. લાગત નિ. ક. ૨૧.
તથા હિન્દુ અવિભક્ત કુટુંબ નિ. ક. ૪૧.

સફીલ હક્કનું તત્વ આ રાજ્યને લાગુ છે. ૩૧/૩૨૫; ૩૩/૫૯૨.

—એવા દાવાને મિ. સ્વ. નિ. ક. ૬૩ લાગુ પડે છે. ૩૧/૩૨૫.

—વેચાણ તથા અદલાબદલીના પ્રસંગે આ હક્ક ઉત્પન્ન થાય છે. ૩૧/૩૨૫.

—વેચાણ પૂર્ણ થવા નોંધણીની આવશ્યક્તા છે. પક્ષકારોનો ઇરાદો મહત્વનો નથી. ૪૦/૧૦૭૮ (૩૮/૫૪૯ રદ.).

—વાદીએ ત્રણ માગણીઓ કર્યાનું સાબીત કરવું જોઈએ. ૩૨/૪૦૪.

—તલબ ઇ ઇશાદ માટે બે સાહેદોની જરૂર છે. ૩૩/૫૯૨.

—ખરીદદારે આપેલી કીંમત તેને મળી શકે; બજાર ભાવની કીંમત નહિ. ૩૩/૧.

—કોર્ટે કીંમત ઠરાવવાનાં ધોરણો બતાવ્યાં. ૩૩/૧.

—ખરીદદાર પાસેથી મીલકત જાય, તેથી મુળ માલીક જવાબદાર નથી. ૩૩/૧.

—વેચાણ આપનારને પક્ષકાર કરવા જરૂર નથી; છતાં કરવામાં આવે તો તેને ખર્ચ અપાવવું જોઇએ. ૩૨/૪૦૪.

**મુળ ગિરાસની જમીન,** જુઓ "અમરેલી પ્રાંત મુળ ગીરાસ."

**મુળ ગિરાસ સંરક્ષણ નિબંધ. ક. ૨૧–૨૩.** જમીનના હક્ક સરકારે ખરીદી લેવાથી ગીરાસીયા તથા લેણદારો વચ્ચે વેચાણ કીંમતની

વહેંચણ સંબંધી તકરાર બાબત પ્રાંત ન્યાયાધિશીમાં વિવાદ ચાલે; લેણદારોની સામસામી તકરારો બાબત ન ચાલે. ૪૦/૨૦૫.

**મૃત્યુપત્ર.** વળી જુઓ સ્ટાંપ નિબંધ ક. ૩ (ત).

**૧. અર્થ,** વળી જુઓ દસ્તાવેજનો અર્થ.

—દરેક વાક્ય તથા શબ્દનો અમલ થાય તેવો અર્થ કરવો જોઈએ. ૩૭/૪૨૪.

—નિવિષ્ટ હક્ક મળ્યાનું માન્યું. ૩૭/૪૨૪.

—"વારસ" જુઓ શબ્દોના અથ.

—"અમુક આપવું," એટલે પૂર્ણ હક્કથી આપવું એમ અર્થ થાય. ૩૧/૧૯૪.

—સ્ત્રીના નામથી રૂપીઆ જમે મુકવા ઠરાવ્યું હોય તો સ્ત્રીને પૂર્ણ માલકી મળે છે. ૩૧/૧૯૪.

—મરનારની સ્થિતીમાં પોતે છીએ એમ માની, મૃત્યુપત્રનો અર્થ અને અમલ કરવાનો છે. ૩૧/૧૯૪.

—મૃત્યુપત્ર કરનારનો ઉદ્દેશ ગેરકાયદે ન હોય તો તે પાર પાડવો જોઈએ. ૩૩. પુ. ૨૭૧.

—મૃત્યુપત્રથી જેની વ્યવસ્થા કરેલ ન હોય તે મિલકત કાયદેસર વારસને ઊતરે છે. ૩૩. પુ. ૪૫૭.

—વારસાઈથી મળનાર મિલ્કતમાં, હિન્દુ સ્ત્રીને, મર્યાદિત સ્વામિત્વ આપવાનું હોય છે: અને એ તત્વ દરેક હિન્દુ જાણે છે. ૩૩. પુ. ૨૭૧.

—પુરૂષ વર્ગ માટે નિબંધ રાખ્યો હોય તેનો અમલ મૃત્યુપત્ર કરનારના મરણ વખતે માલકી સંપ્રાપ્ત થવાના પ્રસંગે કરવાનો છે. પણ એકવાર માલકી પ્રાપ્ત થઈ ગયા પછી, નિબંધનો અમલ થઇ શકે નહિ. ૩૩. પુ. ૪૫૭.

—મિલકત મોઘમ રીતે બતાવી હોય તો પણ તે તમામ મિલકત ટ્રસ્ટીઓને મળે છે. ૩૭/૩૧૫.

૨. **પ્રમાણ પત્ર** પરરાજ્યની ન્યાયાધિશીએ આપેલું, આ રાજ્યમાં માન્ય છે. ૪૦/૭૨૭.

૩. **સાબીતી,** જુઓ પુરાવા એકટ ક. ૪૧, ૯૧ (૨). તથા દિ. નિ. ક. ૧૧૦ નં. ૩

—સાબીતીનાં ધોરણો સવીસ્તર બતાવ્યાં. ૩૬/૮૦૮.

—અંતઃકાળના વખતે કરેલ મૃત્યુપત્ર સંશયથી જોવું જોઈએ, સંશય માટે કારણ નથી, અને મરનારે સમજીને શુદ્ધિમાં કર્યું છે, તેમ તેના ઊપર આધાર રાખનારે બતાવવું જોઇએ. ૩૧/૧૪૩.

૪. **મૃત્યુપત્ર ચલાવનાર** ઘણા પૈકી એકને, ગીરો મુકવા અધિકાર નથી. ગીરો, બીજાઓ વિરૂદ્ધ ટાળવા જોગ છે. ૩૨/૨૩૭.

—ઊપરના પ્રસંગે ગીરોદાર, કબજા માટે દાવો કરે તો તેને તેજ દાવામાં વ્યાજ સહ રકમ પાછી મળી શકે. વળી ગીરો મુકનારનું અપ્રમાણીકપણું ન હોય તો તે જવાબદાર નથી. ૩૨/૨૩૭.

**મેહેસુલ** ની રકમ બાબત દાવો, જુઓ દિ. નિ. ક. ૮૨. ધ.

**મૈયત.** એણે કરેલો મજકુર, જુઓ પુરાવા એકટ ક. ૩૨.

—વારસો. જુઓ મુસલમાની સરેહ તથા હિન્દુ વારસા નિબંધ.

—વિરૂદ્ધ હુકમનામું. જુઓ દિ. નિ. ક. ૫૨.

**મોતીની** છીપોનો ઈજારો. જુઓ જમીન મહેસુલ નિ. ક. ૭૮.

**મોરી.** જુઓ પડોશ હક્ક નિબંધ. ક. ૧૫.

**મોલેસલામ ગીરાસીયા,** જુઓ હિન્દુ ધર્મશાસ્ત્ર. સામાન્ય.

**મોંબદલો**=અવેજ જુઓ (૧) અવેજ (૨) રાજ કરાર નીબંધ ક. ૨૬. (૩) મિ. સ્વ. નિ. ક. ૬૪–૬૬ તથા (૪). મુદત નિબંધ § ૮૩. (૫) લ્હેણદાર અને દેણદાર; (૬) વેચાણ.

=ખાતાનો, મુલકીમાં, જુઓ જમીન મહેસુલ નિબંધ ક. ૫૪.

**મોંઢાની કબુલત,** આરોપીની, જુઓ ફો. કા. ચ. રિ. નિ. ક.૬૭

**મોંઢાનો પુરાવો,** જુઓ પુરાવા એકટ ક. ૯૧–૯૨.

**મંજુરી,** જુઓ (૧.) ફો. કા. ચ. રિ. ની. ક. ૧૭૯. (૨.) સરકાર તરફથી નિમણુંક સંરક્ષણ નિબંધ ક. ૬. (૩.) દિવાની નિયમ ક. ૨૮ થી ૩૫. (૪.) ગામ નોકરો સંબંધી નિયમ.

**મંડળ,** જુઓ રિવાજ (વેપારી)

—નો દાવો, જુઓ દિ. નિ. પરિ. ૧ § ૮.

**મંત્રીમંડળ,** નામદાર, જુઓ સામાન્ય કલમોનો નીબંધ ક. ૨૨.

—નો હુકમ ન્યાયાધિશોને કેટલે અંશે બંધન કર્તા છે? જુઓ સરકારી કામ સારૂ જમીન લેવાનો નિબંધ. (સામાન્ય.)

**મંદીર,** જુઓ સાર્વજનીક સંસ્થા.

**યજમાનવૃતી,** જુઓ મિ. સ્વ. નિ. ક. ૫૨.

**યાંત્રિક વાહન,** જુઓ, વાહન નિબંધ

**યુક્ત પરિણામ,** Quantam Meruit:—

(૧) ઈમારતો વિ. બાંધવાના કરારના સંબંધમાં, (૨) મુખ્ય અને આડતીઆ વચ્ચે, તથા (૩) બીજાના માટે કોઈએ કાંઈ કામ કર્યું હોય, અગર નોકરી કરી હોય, તે બાબતમાં, આ તત્વનો ઉપયોગ સામાન્યતઃ કરવામાં આવે છે. ૩૬/૩૦૯.

—જામીનદાર અને લહેણદાર વચ્ચે આ તત્વનો ઉપયોગ થઈ શકે નહિ. ૩૬/૩૦૯.

—જ્યારે કોઈ વિશિષ્ટ કરારથી ચોક્કસ રકમ માટે અમુક કામ કરવાનું ઠરાવ્યું હોય, ત્યારે તે કામ પુરૂં થયે તે રકમ આપવી જોઈએ. કામ પુરૂં ન થાય તો તે રકમ અગર તેનો કાંઈ ભાગ અપાવી શકાય નહિ. ૩૬/૩૦૯.

**રસ્તા** ઉપર પાણી નાખવું, જુઓ સુધરાઈ નિબંધ ક. ૧૨૮.

**રસ્તાનો હક્ક,** જુઓ પડોશ હક્ક નિબંધ ક. ૧૩, ૨૨

**રહીશ,** જુઓ દિ. નિ. ક. ૨૭.

**રાજનિતી** વિરૂદ્ધ કરાર, જુઓ રાજ. કરાર નિ. ક. ૨૬.

# રાજમાન્ય કરારનો નિબંધ.

ક. ૩. आ निबंध सर्वांशे संपूर्ण नथी. ૩૬/૫૯૩.

**ક. ૪. (ङ) મ્હોંબદલો, અવેજ,** જુઓ ક. ૨૬.

**ક. ૧૯. કપટ.** જે હકીકત જાહેર કરવાની જે વખતે જરૂર ન હોય તે વખતે તે જાહેર કરી ન હોય તેથી કપટ થતું નથી. ૩૯/૪૭૯.

—કોઈ દસ્તાવેજ (દા. ત. ફારગતી)નો અમલ કરવાનો નથી એમ તે કરતી વખતેજ પક્ષકારો વચ્ચે ઠર્યું હોય તો તેનો અમલ કરી શકાય નહિ. તે અમલમાં મુકવાનો પ્રયત્ન "કપટ" છે. ૩૭/૭૬૧.

**ક. ૨૩, ૨૪, ૨૫, ચૂક, હકીકતની તથા કાયદાની.**

—પક્ષકારોએ ઉઘાડી આંખે તોડજોડ કરી, કાંઈ પૈસાની રકમ એકે બીજાને આપી હોય તો, કપટ, દબાણ કે ગેરસમજુત વિગેરે બનાવના અભાવે, બન્ને પક્ષકારોની હકીકતની ભૂલ હોય તોજ, આપેલ નાણા એક પાસેથી બીજાને અપાવી શકાય. પરંતુ જ્યારે ભૂલ કાયદાની હોય તો ઉપર જણાવેલા પ્રસંગે પૈસા પાછા આપવાનો હુકમ કરી શકાય નહિ. ૩૮/૧૬૮.

**ક. ૨૬. કાયદેસર મ્હોંબદલો.** વળી જુઓ ક. ૩૧

કંઈ કૃત્ય કે કંઈ તકરાર કરવાનું બંધ કે મોકુફ રાખવું એ વાત કોઈપણ કરાર માટે કાયદેસર મ્હોંબદલો છે. ૩૭/૪૪૯.

—જે માણસે તકરાર ઉઠાવેલી હોય તેની તે તકરાર ન્યાયાધિશોએ પરીણામે માન્ય રાખી કે નામંજુર કરી તેના ઉપર એવા કરારને મોંબદલાવાળો કરાર ગણવો કે નહિ એ વાત અવલંબીને રહેતી નથી; પણ એવે પ્રસંગે જે દાવો કરવામાં આવ્યો હતો અગર તકરાર ઉઠાવવામાં આવી હતી, તે વાસ્તવીક છે એમ શુદ્ધ બુદ્ધિથી, દાવો કે તકરાર કરનાર માનતો હતો કે કેમ એટલુંજ જોવાનું હોય છે. ૩૭/૪૪૯.

—પ્રતિવાદીને અટકમાં ન લેવો તે જામીન થવા માટે અવેજ છે. ૪૦/૫૬૮.

—દાવા—મીલકત સબંધે વેચાણનો વ્યવહાર, અનીતિ અગર રાજ્યનિતિ વિરૂદ્ધ હોય ત્યારેજ કાયદા વિરૂદ્ધ કહી શકાય. ત્રાહિત કબજેદાર વિરૂદ્ધ દાવો કરી મીલકત કબજે લેવાની હોય તેટલાજ ઉપરથી તે વેચાણનો વ્યવહાર ગેરકાયદે ઠરતો નથી. ૩૫/૫૯૮.

—કોઈ કાયદાથી કાંઈ કૃત્યની મનાઈ કરવામાં આવી હોય તોજ તે કૃત્ય સબંધી કરાર રદ બાતલ ગણાય. પણ પટ્ટાની શરતમાં કે બીજી રીતે મનાઈ હોય તેથી તે રદ ગણાય નહિ. ૩૩. પુ. ૪૬૫.

—સરકારી નોકર પરવાનગી વગર જમીન વેચાણ રાખે, તો તે કરાર નિરર્થક છે. ૩૩. પુ. ૨૪૦.

—લહેણાપેટે નોકરી કરવાની શરત હોય તેટલાજ ઉપરથી સદર કરાર નિરર્થક છે એમ માની શકાય નહી. ૩૯/૧૦૧.

—ફોજદારી ફરીયાદ કરવાની ધમકી આપીને લેણદાર દેણદાર પાસેથી જામીનવાળું ખાતુ અગર જામીન વગરનું ખાતુ પડાવી લે તો, અવેજ ગેરકાયદે ઠરતો નથી. પરંતુ ફરીયાદ ન કરવાનું વચન આપીને જામીન સાથેનું ખાતુ પડાવી લેવામાં આવે ત્યારે, તે ખાતુ જામીનદાર પુરતુ નિરર્થક છે. ૩૯/૬૭૨.

—ન્યાયાધિશની પરવાનગી વગર માંડી વાળી શકાય નહી એવા (દા. ત. મહાવ્યથાના) ગુન્હાઓની માંડવાળ, મોબદલો લઈને કરવાનો કરાર નીરર્થક અને રદ છે. પરંતુ દિવાની ન્યાયાધિશાથી વસુલ થઇ શકે એવું પોતાને થયેલું માત્ર નુકશાન લેવાનો કરાર કર્યો હોય તો તે કાયદેસર ગણાય. ૩૨/૫૦૦.

**દ્રષ્ટાંત,** ચ ફક્ત દિકરીના લગ્ન કરાવવા માટે પૈસા આપવાનો કરાર અનીતિનો ગણી શકાય નહિ. પણ કરારવાળા લગ્નથી દિકરીના સંસાર–સુખને ભારે હાની થવાનો સંભવ હતો, અગર કરાર પ્રમાણે લેવાની રકમ પક્ષકારની સ્થીતિ ઉપર નજર રાખતાં ઘણીજ ભારે હતી, એવી હકીકત સાબીત થાય તોજ તે કરાર અનિતિનો ગણી શકાય. ૩૮/૭૫૨. ૩૩/૪૯૫.

**ક. ૨૮ (૩) મુદત નિબંધથી રદ થયેલ કરજ આપવાનું વચન.** વળી જુઓ લહેણદાર અને દેણદાર.

"તમારા દેવા કાઢયા છે. તમો હમારા ખાતે લેણા કાઢશો ×××× ભૂલચુક લેવી દેવી." એ શબ્દોથી પ્રતિવાદીએ વાદીની લેણી નીકળતી રકમ આપવાનું વચન આપેલું ગણવું જોઇએ. ૩૭/૧૯૭.

**ક. ૨૯. લગ્ન પ્રતિબંધક કરાર,** સગીરના લગ્નની ફારગતિ આપી પૈસા લેવાનો, તેના વાલીએ કરેલ કરાર કાયદેસર નથી. ૩૨/૧૪૨.

**ક. ૩૦. ધંધાનો પ્રતિબંધ.** જુઓ ન્યાત.

**ક. ૩૧. કાયદા મુજબ કામ ચલાવવામાં પ્રતિબંધ.**

—અમુક એક બીના બને તોજ દાવાનું કારણ ઉત્પન્ન થયેલું ગણવું, એમ પક્ષકારો ઠરાવે તો તે ગેરકાયદા નથી; પરંતુ તકરારોનો નિર્ણય કરાવવા ન્યાયાધિશીમાં જવુંજ નહી, એવો કરાર કરે તો તે કરાર નિરર્થક છે. ૩૪/૫૮૮.

—પંત્યાળુ બંધ પડયા પછી હીસાબ લેવાનો દાવો કોઈ પણ ભાગીદાર લાવી શકે છે. એ પ્રમાણે દાવો લાવવાનો હક્ક ઉત્પન્ન થયા પછી, પક્ષકારો, "અમુક દાવાનો નીકાલ થયા બાદ પંત્યાળાનો હિસાબ સમજીશું" એવો કરાર કરે તો તે નિરર્થક છે. ૪૦/૭૬.

—"ન્યાયાધિશી"નો અર્થ "આ રાજ્યની ન્યાયાધિશી" એવો કરવાનો છે. આ રાજ્યની તમામ ન્યાયાધિશીઓમાં દાવો લાવવાનો પ્રતિબંધ હોય તોજ કરાર નિરથક ગણવાનું ધોરણ આ રાજ્યમાં માન્ય રાખેલું છે. (ઈન્ડીઅન કોનટ્રેકટ એકટ ક. ૨૮ નું ધોરણ અત્રે માન્ય નથી). ૩૭/૬૧૪.

**ક. ૩૩. હોડના** વ્યવહારમાં મુખ્ય ત્રણ તત્વો છે; (૧) કરાર થયો તે વખતે માલ આપવા લેવાનો ઈરાદો નસ્તાં માત્ર ભાવમાં વધઘટ થાય તે આપવા લેવાનો ઉદ્દેશ હોવો જોઈએ. (૨) બંન્ને પક્ષનો તેવો સામાન્ય ઈરાદો હોવો જોઇએ. (૩) તેમનો સામાન્ય ઈરાદો શું હતો તે કરાર લેખી થયો હોય તોપણ લેખની ભાષા ઉપરથીજ નક્કી કરવાનો નથી; પણ લેખની ભાષા અને બીજી પરીસ્થિતિ પણ વિચારમાં લેવી જોઈએ. ૩૧/૪૧.

**ક. ૪૫. કરારના પક્ષકારોની ફરજ,** જુઓ ક. ૬૯.

**ક. ૫૭. સંયુક્ત વચન આપનારાઓ પૈકી કોઈપણ એકની તે પુરૂ પાડવાની ફરજ.**

—ક. ૨૫૫ થી દરેક પાંતીદાર તેના સહ પાંતીદારોનો આડ-

તીઓ છે, અને તેણે કરેલા દેવાની જવાબદારી બધા પાંતીદારો ઉપર પડતી હોવાથી આ કલમ પ્રમાણે તે પૈકી ગમે તે એક ઉપર દાવો ચાલી શકે. ૩૩. પુ. ૧૦૧.

**ક. ૫૮. ફાળો** આપવાની જવાબદારી, તથા મેળવવાના હક્ક સંબંધી ધોરણો બતાવ્યા. ૩૭/૮૪૪.

—સંયુક્ત જવાબદારી વાળાઓ પૈકી એક જણ તેમના દેવાની રકમ આપે એટલાજ ઉપરથી બીજાઓ પાસેથી ભાગ માગવાને તેને હક્ક છે. ૩૧/૬૩૯.

—બે પ્રતિવાદીઓ પૈકી એક, હુકમનામાની રકમ ભરીદે તો, તેને બીજા પાસેથી મુળ દાવાના ખર્ચની તથા રકમ વસુલ થતાં સુધીની મુદતના વ્યાજની અડધી રકમ પણ મેળવવા હક્ક છે. ૩૮/૮૨૭.
—રકમ ભરીદે ત્યારે અને તે તારીખે આ હક્ક ઉત્પન્ન થાય છે.૩૭/૮૪૪.

—કેટલાક સહકુટુંબીઓએ દેવાનો તોડ કરી, લેણદારોને જે રકમો વાસ્તવિક આપેલી હોય, તેનોજ ભાગ વ્હેંચણ વખતે, તેમને, બીજા કુટુંબીઓ પાસેથી, તેમના ભાગ પ્રમાણે, મળી શકે; (મુળ દેવું ગમે તેટલું હોય તોપણ) ૩૩/૨૭૪.

—પરહદની કોર્ટના હુકમનામાની આ રાજ્યમાં બજાવણી દરખાસ્ત આપવામાં આવે, અને તે સંબંધમાં આ રાજ્યમાં નાણું અદા કરવાની જવાબદારી સંયુક્ત રીતે લેવામાં આવે ત્યારે ફાળો આપવાની બાબતમાં પરહદની કોર્ટના એકતરફી હુકમનામાની બજાવણીના ધોરણો લાગુ પડતા નથી. ૩૭/૮૪૪.

—પંત્યાળાનુ દેવું, એક ભાગીદારે પોતાની ખુશીથી આપ્યું હોય તો પણ પંત્યાળાનો હીસાબ થવાની વાટ ન જોતાં બીજા ભાગીદારો પાસેથી વરાડ પડતો હીસ્સો તે માગી શકે છે. ૩૧/૬૩૯.

—પરંતુ આપેલી રકમ પંત્યાળા પૈકીની હોય તો તેનો એવો દાવો ચાલી શકે નહિ. ૩૧/૬૩૯.

**ક. ૬૬. હુકમનામુ (કરારદાદનુ) થયું હોય તો તેથી કરારમાંના કાળની શરતના** અવસ્યપણા સંબંધે કાંઇ ફેર પડતો નથી. ૩૧/૫૧૯.

**ક. ૬૯. પરસ્પર વચનો પૂરા કરવા બાબત.**

—વેચાણ લીધેલી મીલકતનો કબજો લેવા વેચાણ લેનાર દાવો કરે અને તેમાં એવું સાબીત થાય કે સ્વત્વાર્પણ વખતે આપવાનો મ્હોંબદલો આપ્યો નહતો, તો મ્હોંબદલો આપીને કબજો લેવો, એવુ હુકમનામું કરી શકાય. ૩૩/૬૪૯.

**ક. ૭૨, ૭૩, ૭૪ આપેલા પૈસા કેવી રીતે મજરે લેવા.**

નવો વ્યાજ નિબંધ અમલમાં આવ્યો ત્યારથી, ક. ૭૨ પ્રમાણે વસુલની રકમ મુદ્દલ કે વ્યાજ પૈકી ગમે તે પેટે જમે કરવા લ્હેણદારને અધિકાર છે. ૩૨/૩૯૩.

—રકમ વસુલ આપતી વખતેજ જણાવવું જોઈએ કે તે અમુક કરજ માટે આપેલી છે. તે પ્રમાણે કરવામાં ન આવે તો લેણદાર ગમે તે કરજની પેટે મજરે લઈ શકે છે અને આ હક્ક, લેણાનો દાવો કરેલ હોય તેમાં જુબાની આપતી વખતે પણ અમલમાં મુકી શકે છે. ૩૫/૧૯૯.

—કામની હકીકત ઉપરથી ઠરાવ્યું કે, વસુલ આપેલ રકમ પ્રથમ વ્યાજ પેટે લેવાનો લ્હેણદારને હક્ક છે. ૩૪/૧૪૮.

**ક. ૭૫. જે કરાર બદલ્યો હોય તે પૂરો કરવા જરૂર નથી.**

—બીજો કરાર અવશ્ય નોંધાવવાના સ્વરૂપનો છતાં નોંધેલો ન હોય તો તેથી પ્રથમના કરાર ઉપર કાંઇ અસર થતી નથી. નવો કરાર અમલમાં લાવી શકાય તેવો હોય તોજ મુળ કરાર રદ્દ થાય છે. ૩૧/૫૨૯.

**ક. ૭૬. વચન લેનાર વચન પુરૂ કરવાની મુદત વધારી શકે** છે તે, વચન આપનારની માગણી કે સંમતી હોય તોજ તેમ કરી શકે છે; કારણુ તેમ કરવાથી દાવાનું કારણુ શરૂ થવાની મુદત બદલાય છે. તેથી વચન લેનાર એકલો પોતાના લાભને ખાતર મુદત વધારી, દાવાનું કારણુ બદલી શકે નહિ. ૩૯/૮૧૮.

**ક. ૭૮. નિરર્થક કરારની રૂઇએ ફાયદો થયેલ સખસની ફરજ.**
—કરારના એક પક્ષકારે બીજાને આપેલ નાણા વસુલ અપાવવા કે નહિ તેનો નિર્ણય કરવામાં આ કલમ, વિશેષ ન્યાય નિબંધ ક. ૩૮, ૪૧, તથા જુમ્મા નિબંધ ક. ૧૦૪ માં બતાવેલા ધોરણો વિચારમાં લેવા જોઈએ ૪૦/૩૮૩.

—જે કરાર ઉઘાડી રીતે કાયદા વિરૂદ્ધ હોય, અને કરારના પક્ષકારો તે જાણતા હોય, અગર જે કરાર કોઈ નિબંધ નિયમ વિરૂદ્ધ હોય, ત્યાં આ કલમ લાગુ નથી. ૪૦/૩૮૩.

—સગીરના નાણાથી સ્થાવર મિલકત વેચાતી લેવાનો વાલીનો કરાર કાયદેસર નહિ હોવાથી, સગીરને તે બંધનકારક નથી; અને જ્યારે તેનો અમલ થઇ શકે નહિ ત્યારે **બાનાના પૈસા** પાછાં મળી શકે છે. ૩૮/૬૮૮.

—વેચાણ રાખનાર કરારનો ભંગ કરે ત્યારે બાના તરીકે આપેલ રકમ તે પાછી લઇ શકે કે કેમ, તે બન્ને પક્ષના ઇરાદા ઉપર અવલંબીને રહે છે. બાનું એમ નામ પાડી પૈસા આપ્યા હોય તેટલા ઉપરથી ઇરાદાનુ અનુમાન થઇ શકે નહિ. ૩૮/૭૫૮.

—બાનાની રકમ વેચાણના અવેજના અંશ તરીકે આપેલી નહતી તેવો પુરાવો હોય, તો બાનાની રકમ પરત નહિ આપવા લેવાનો ઇરાદો ઠરે. ૩૮/૭૫૮.

—વેચાણ રાખનાર કરારનો ભંગ કરે તો તેને બાનાની રકમ પરત મળે નહિ. ૩૮/૭૫૮.

**ક. ૮૧. કરાર કરવા નાલાયક હોય એવા સખસને** જરૂરી વસ્તુ પુરી પાડવામાં આવે તો, તે સંબંધે જવાબદારી કેવળ તેની મિલકત ઉપરજ છે. ૩૩/૬૩૭.

**ક. ૮૨. એકે આપવાના પૈસા બીજો આપે તેના હક્ક.**
વળી જુઓ જમીન મહેસુલ નિબંધ ક. ૧૦૧.

—પરરાજ્યથી નિમાયેલ નાદારના વસુલદાર પાસેથી કોઇ ત્રાહીત,

અવેજ આપી, નાદારની આ રાજ્યમાંની મિલકત ખરીદે તેને આ કલમ પ્રમાણે, તેણે વસુલદારને આપેલ અવેજ પ્રતિવાદી પાસેથી માગવા હક્ક નથી. ૩૯/૭૩૨.

—અવિભક્ત હિન્દુ કુટુંબની ક. ૧૩માં સમાવેશ થતો ન હોય તેવો ખર્ચ કોઇ સ્ત્રીએ કર્યો હોય તો તેણીને તે ખર્ચ આ કલમના આધારે સસરાના સહભાગી પાસેથી મળી શકે નહિ. ૩૩/૫૪૨.

**ક. ૮૩. મફત ન કરેલા કૃત્યથી લાભ લેનારની ફરજ.**

—વાદી પ્રતિવાદીએ સં. ૧૯૮૦ માં જે નફો આવ્યો તે વહેંચી લઇ પંત્યાળો વેપાર બંધ કર્યો. તે સાલનો આયપત વેરો સરકારે વાદી પાસેથી વસુલ કર્યો. પ્રતીવાદીના ભાગની આપવી પડેલ વેરાની રકમ લેવા વાદી દાવો કરી શકે. ૪૦/૧૦૮૮.

**ક. ૮૬–૮૭. કરાર તોડવાથી જેને નુકશાન થયું હોય તેને તે મેળવવાનો હક છે.** ૩૨/૩૦૭.

—જો કરાર તોડવામાં ન આવ્યો હોત તો, કરાર કરાવી લેનારને, વ્યાજબી રીતે જેટલો ફાયદો થયો હોત, તેટલો ફાયદો તેને બદલા તરિકે અપાવી શકાય. ૩૪/૨૧૨. ૩૨/૩૦૭. ૩૯/૬૫૩.

માલીક, માહુઆત પાસેથી પટાની શરત વિરૂદ્ધ જમીન લઇ લે તો કબજો કાઢી લીધાથી તેને જે નુકશાન થાય તે માલીક પાસેથી મળી શકે છે. કબજો કાઢી લેવામાં ન આવ્યો હોત તો ગણોતીયો જે સ્થીતીમાં હોત તે સ્થીતીમાં તેને મુકવા જેટલી રકમ નુકશાની તરીકે માલીક પાસેથી તેને અપાવવી જોઇએ. ૩૯/૬૫૩.

—स्थावर मिलकत वेचवानो करार, વેચનાર ગમે તે કારણથી તોડે, તોપણ તેણે નુકશાની આપવી જોઈએ. તેનું અપ્રમાણીકપણું હતું કે નહિ તે વાત ગેરલગતી છે. ૩૩/૬૫૯.

—વેચાણ આપેલી મીલકતને કાંઇ હરકત ઉભી થાય તો બધી જવાબદારી વેચાણ આપનારે પોતાને માથે રાખેલી હોય તો, જેટલી મીલકત વેચાણ રાખનારના કબજામાંથી જાય તે માટે વેચનાર જવા-

બહાર છે. જે તારીખે કબજો જાય તે તારીખની કીંમતના ધોરણે નુકશાની અપાવવી જોઇએ. ૩૬/૪૦૫.

ત્રાહીત ઇસમે વેચાણવાળી મીલકત બાબત કરેલ દાવામાં વેચાણ રાખનારનું ત્રણ કોર્ટોનું ખર્ચ વેચાણ આપનાર પાસેથી નુકશાની તરીકે મળી શકે. ૩૯/૪૦૫.

—વળી તેવી જમીન ઉપર કરેલ બાંધકામ કાઢી નંખાવવાથી જે નુકશાન થાય તે પણ મળે. ૩૯/૪૦૫.

નુકશાનીની રકમ ઉપર વ્યાજ, જુઓ વ્યાજ નિ. ક. ૫ ક.

## ક. ૮૮. ગુન્હેગારીની રકમ.

વળી જુઓ દિ. નિ. ક. ૧૪૩; પરિ. ૨૩ § ક.

—લેણી નીકળતી રકમમાંથી અમુક ઠરાવેલી રકમ ઠરાવેલી મુદતમાં આપવામાં આવશે તો બાકીની રકમ છુટ મુકવામાં આવશે, એવો કરાર લેણદારે કર્યો હોય અને તે કરાર પ્રમાણે ઠરાવેલી મુદત અંદર ઠરાવેલી રકમ આપવામાં ન આવે, પણ તે પૈકી કેટલીક રકમ આપવામાં આવે, તો દંડ તરીકે છુટ મુકેલી રકમ વસુલ કરી લેવાનો પ્રશ્નજ ઉત્પન્ન થતો નથી. ૩૨/૫૪૩.

—રૂ. ૫૪ લઈ, ઠરાવેલી મીતીએ તે વ્યાજસહ આપવામાં કસુર થાય તો રૂ. ૭૫ વ્યાજસહ આપવાની શરત ગુન્હેગારીની છે. ૩૪/૨૧૨.

—નુકશાનીની રકમ કરારમાં ઠરાવેલી હોય ત્યારે, તે રકમ ગુન્હેગારી કે નુકશાની તરીકે હોય તોપણ, કમી રકમ અપાવવાનું સબળ કારણ હોય તો વ્યાજબી લાગે એટલી રકમ ન્યાયાધિશ કમી કરી શકે છે. ૩૪/૨૧૨.

—તે વખતે "કરાર કરતી વખતે કરાર કરી લેનારનું હિત કરારમાં ઠરાવેલી શરત કરી પોતાનું રક્ષણ કરવા સરખુ નહતું કે કેમ, અગર હતું તો તે ઠરાવેલી રકમ તે હિતના પ્રમાણમાં વ્યાજબી છે કે કેમ" તેનો વિચાર કરવો જોઈએ. ૩૪/૨૧૨.

વ્યાજનો દર ગેરવ્યાજબી કે સખતાઇનો ગણાય એવો ભારે હોય ત્યારે તે કમી કરવાની દાદ ન્યાયાધિશી અપાવી શકે છે. ૩૪/૨૧૨.

—કરારદાદ ઉપરથી થયેલું હુકમનામુ એક જાતનો કરારજ છે. તેમાં જો ગુન્હેગારીના સ્વરૂપની શરત હોય તો બજવણી ન્યાયા. એ સંબંધે વિચાર કરી તેવી શરતનો અમલ કરવા ના પાડી શકે. ૩૫/૬.

—જો વાસ્તવીકરીતે (substantially) કરારદાદનું પાલન કરેલું હોય તો બસ છે. ૪૦/૧૦૫૧; ૪૦/૧૧૪૧.

—પડેલ હપ્તાની મુદત વધારવા કરેલ અરજ નામંજુર થયેથી તૂર્ત રકમ ભરી દીધી હોય તો, વાસ્તવીક રીતે પાલન કર્યું ગણાય. ૪૦/૧૦૫૧.

—કરારદાદથી થયેલા હુકમનામામાં, "××હપ્તા પ્રમાણે પ્રતિવાદી રૂપિઆ ન આપે અગર કોઇપણ હપતો પડે અગર પુરેપુરા પૈસા ન ભરે તો દાવાના રૂપીઆ ખર્ચે સહ પ્રતિવાદી પાસેથી લેવા××"ની શરત ગુન્હેગારીના સ્વરૂપની નથી. ૩૫/૬; ૩૩. પુ. ૩૨૩.

—હપ્તા વખતસર ભરવામાં ન આવે તો, છૂટ મુકેલી રકમ લેવા વાદીને કરારદાદથી હક્ક આપેલો હોય તો તે ગુન્હેગારીની શરત છે કે કેમ, અગર તે પ્રમાણે છુટ મુકેલી રકમનું વાદીનું પ્રતિવાદી પાસે ખરેખર લ્હેણું નિકળતું હતું કે કેમ, તે નક્કી કરવા માટે બજાવણી કામમાં પુરાવો લઇ શકાય. પરંતુ જો પ્રતિવાદીએ, છુટ મુકેલી રકમ વાદીની લ્હેણી પડે છે એમ દાવાના કામમાં કબુલ કરેલું હોય તો પુરાવો લઇ શકાય નહિ. ૩૯/૩૦૧;

ખુલાસો:—જુનું ધોરણ, ૩૪/૨૧૨.

ક. ૯૨. ૨૬. જુઓ સેલ ઓફ ગુડ્સ્ એકટ ક. ૪ (૧),

ક. ૧૧૨. " " " " ક. ૫૪ (૨),

**ક. ૧૪૭. ચાલુ જામીનગીરી રદ કરવા બાબત.**

—આ કલમ, લેણદાર અને જામીનદાર વચ્ચે જે કરાર થયો હોય તેના માટે છે. ન્યાયાધિશીમાં જામીનદારે લખી આપેલ ખર્ચના જામીન કદબાને આ કલમ લાગુ નથી. ૩૮/૯૫.

### ક. ૧૪૯. જામીનની જવાબદારી.

—દેણદાર પાસેથી શાહુકાર કોઈ કારણથી નાણું વસુલ કરી શકે એમ ન હોય, તો પણ જામીન ઉપર જવાબદારી પડી શકે. પરંતુ જ્યાં મુખ્ય દેણદાર વિરૂદ્ધ લ્હેણુંજ સાબીત ન થાય ત્યાં, જામીન, દાવાવાળો લેખ કબુલ કરે તો પણ તેના ઉપર જવાબદારી નાખી શકાય નહિ. ૩૩/૨૬૭.

### ક. ૧૫૦. શરતોમાં ફેરફાર થવાથી જામીન છૂટો થાય છે.

—હુકમનામાની રકમ હપ્તાબંધીથી વસુલ લેવાનું ઠરાવવામાં આવે તેટલાજ ઉપરથી જમાનીદારની જવાબદારી નષ્ટ થતી નથી. ૩૯/૭૮૫.

—જામીનદાર વિરૂદ્ધ બજાવણી શરૂ થઇ ગયા પછી બજાવણીનું કામ મુલત્વી રહ્યાથી મુળ પ્રતિવાદીને મુદત આપી હતી તેવું મનાય નહિ, અને તેથી જામીનદાર મુક્ત થતો નથી. ૪૦/૫૬૮.

### ક. ૧૫૧. દેણદાર મોકળો થાય ત્યારે જામીન મુક્ત થાય છે.

—હુકમનામાના લેણદારે, હુકમનામાવાળુ લેણું, પાલ્યપાલક ખાતામાં નોંધાવેલું નહિ હોવાથી, તેની જવાબદારીમાંથી મુખ્ય દેણદાર મોકળો થાય ત્યારે એ હુકમનામાની જવાબદારીમાંથી જામીનદાર પણ છૂટો થાય છે. ૩૪/૩૫૪.

### ક. ૧૫૨, ૧૫૩, ૧૫૪. જામીન છૂટો થવા બાબત.

—હુકમનામુ થયા પછી, પ્રતીવાદી હપ્તા મળવા અરજ કરે ત્યારે, કલમ ૧૫૨નુ ધોરણ લાગુ કરી શકાય નહિ ૩૯/૭૩.

—પક્ષકારો વચ્ચે કરાર થઈ લેણદાર દેણદાર અને જમાનદાર એવો સબંધ ઉત્પન્ન થયો હોય ત્યાં આ કલમોનુ ધોરણ લાગુ કરી શકાય. સદરહુ કરાર ઉપરથી લેણદાર દાવો કરે, અને દેણદાર અને જામીન ઉપર હુકમનામું થાય ત્યારે હુકમનામા પહેલાનો સંબંધ હુકમનામાથી નષ્ટ થાય છે; અને તેથી લેણદારના સંબંધમાં દેણદાર અને જમીનદાર એવો સંબંધ રહેતો નથી અને તેઓ બન્ને દેણદાર તરીકે જવાબદાર છે. પણ જ્યાં એવો સંબંધ હુકમનામાથી કાયમ રાખેલો

હોય તો, જામીનના સંબંધમાં જે ધોરણો છે તે હુકમનામા પછી પણ લાગુ કરી શકાય. ૩૨/૪૬૫.

ક. ૧૫૮. જામીન રૂપીઆ ભરી દે ત્યારે લેણદારના દેણદાર ઉપરના તમામ હક્કો જામીનદારને પ્રાપ્ત થાય છે. સાનગીરોનું હુકમનામુ હોય તો જામીનદારને લેણદારના સાનગીરોના હક્ક મળે છે; પરંતુ સાનવાળી મિલકતથી દાદ મળવા તે દાવો કરે નહી, પણ માત્ર પૈસા લેવા દાવો કરે ત્યારે આ કલમથી તેને જે લાભ મળત તે, પોતાના કૃત્યથી તે ગુમાવે છે. ૪૦/૭૩૪.

—કોઈ શાહુકાર પાસેથી નાણાં લઈ પ્રથમનું ગીરો છોડાવ્યું હોય અને તે મિલકત, એક વર્ષ પછી તે શાહુકારને ગીરો આપી હોય, તો તે પ્રથમના ગીરોદારની જગ્યાએ આવી તેને બીજા ગીરોદાર કરતાં શ્રેષ્ટતા મળે છે એમ કહેવાય નહિ. ૩૨/૩૬૩.

—એવે પ્રસંગે ગીરો હક્ક નષ્ટ કરવામાં આવ્યો છે, કે તે શાહુકારના લાભ માટે જીવતો રાખવામાં આવ્યો છે, તેનો નિર્ણય પક્ષકારોનો ઈરાદો અને નાણાં આપતી વખતના સંજોગો ઉપર રહે છે. ૩૨/૩૬૩.

—એવો ઇરાદો કયારે મનાય તેના ધોરણો બતાવ્યા. ૩૨/૩૬૩.

વળી જુઓ શુદ્ધ ન્યાય.

ક. ૧૭૦. **નિક્ષેપાની જવાબદારી.** જુઓ રેલ્વે એક્ટ ક. ૭૨.

ક. ૧૭૪. **શરાફો વિગેરેનો "લીઅન."** જુઓ ક. ૧૯૬.

ક. ૧૭૭ થી ૧૮૩. **નિક્ષેપીની જવાબદારી.**

—આગનો વીમો ઉતરાવવાની વિક્ષેપીની ફરજ તથા માલના માલીકના હક્ક સંબંધી ધોરણો બતાવ્યા. ૩૨/૫૬૨.

—પીલાવવા આપેલ રૂની ગાંસડીઓ જીનમાં પડી રહી હોય અને તે લઈ જવા માલીકને સૂચના આપ્યા પછી અકસ્માત બની જાય, તો તે માટે જીનવાળો જવાબદાર નથી. ૩૨/૫૬૨.

## પ્રકરણ. ૧૨.

### ક. ૧૯૬ થી ૨૪૨. આડત.

વળી જુઓ યુક્ત પરિણામ.

**ક. ૧૯૬. એજન્ટ.** डेल क्रेडेर एजन्ट, એટલે વેચાણનો કરાર પુરો પાડવા માટે તેમજ વેચાણના કીંમતના નાણા માટે મુખ્યને જામીન તરીકે જવાબદાર હોય એવો આડતીઓ. ૩૨/૩૦૭.

—કોઈ ઇસમે બીજા ઇસમને માલ વેચવા આપ્યો હોય ત્યારે તેમની વચ્ચે મુખ્ય અને આડતીઆનો સંબંધ ઉત્પન્ન થાય છે. માલ લેનારે માલ આપનારને માલના તારણ ઉપર કાંઇક રકમ ધીરી હોય તેથી તે સંબંધમાં ફેર પડતો નથી. ૩૫/૧૨૫.

—એવી રીતે રકમ ધીરવાથી એવા આડતીયાને માલ અટકાવી રાખવા સાધારણ હક્ક (Lien) મળે છે. ૩૫/૧૨૫.

**ક. ૨૦૪–૨૩૬. આડતીઆના કપટનું પરિણામ.**

—આડતીયા સાથે ત્રાહીતે શુદ્ધ બુદ્ધિથી વ્યવહાર કર્યો હોય, અને તે સંબંધમાં મુખ્યની જવાબદારીનો પ્રશ્ન ઉત્પન્ન થાય ત્યારે આડતીયાનો બાહ્યદર્શિ અખત્યાર શું હતો તે નક્કી કરવું જોઈએ; અને તે નક્કી કર્યા પછી જો તે કૃત્ય આડતીયાના બાહ્યદર્શિ અખત્યારમાં આવતું હોય તો મુખ્ય, ત્રાહીતને જવાબદાર થાય છે; પછી ભલે તે કૃત્ય મુખ્યના હિત માટે કરેલું ન હોય. એવી સ્થિતિમાં આડતીયાનું કપટ એ મુખ્યનુંજ કપટ ગણાય. ૩૧/૪૦૩.

**ક. ૨૧૧ થી ૨૧૫. બહાલી.**

—આડતીયાના કહેવાથી કોઈ સખસ મુખ્યને માલ મોકલે, અને મુખ્યે તે માલ સ્વીકાર્યો હોય, ત્યારે તે માલ અમુક સખસને ત્યાંથી આવેલો છે એવું પ્રથમથીજ તેના જાણવામાં હોય, તો તે માલના પૈસા માલ મોકલનારને આપવા માટે મુખ્ય જવાબદાર છે. ૪૦/૪૫૮.

—સરકાર વિરૂદ્ધ ઠરાવ થયો હોય એવા કામમાં સરકારી વકીલ, સુબા અગર ન્યાયમંત્રી, એમના હુકમથી વિવાદ દાખલ કરી શકે.

પરંતુ તેવો હુકમ મેળવ્યા વગર વિવાદ દાખલ કર્યો હોય અને સરકારી વકીલના કૃત્યને સુધા અગર ન્યાયમંત્રી વિવાદ ચાલતા બહાલી આપે તો તેથી અનધિકારે કરેલ વિવાદ કાયદેસર થતો નથી. ૩૩/૩૭૯.

—મુખત્યાર પત્ર રદ કર્યા પછી તથા ત્રાહીતને નુકશાન થાય તેવી રીતે બહાલી આપી શકાય નહિ. ૩૪/૩૭૨.

**ક. ૨૧૯. આડતમાં આડતીઆનો હિત સંબંધ હોવો.**

Factor:—मुख्यने माल उपर पैसा धीरवा.

—આવા વ્યવહારમાં માલ વેચી રકમ વસુલ કરવાની શરત હોય છે; તોપણ ફેક્ટર—આડતીયાએ અનિયમીત મુદત સુધી બેસી રહેવાનું નથી. ૩૫/૧૨૫.

—मार्जीन માગવા ફેક્ટરને અધિકાર છે. જો મુખ્ય ન આપે અગર બીજી ગોઠવણ ન કરે તો માલ વેચી નાખવા તેને અધિકાર છે. ૩૨/૧૭૧; ૩૫/૧૨૫.

—ફેક્ટરને મુખ્યની સંમતિ વગર માલ વેચવા અધિકાર નથી. વગર અધીકારે માલ વેચવાથી, નુકશાની માટે તે જવાબદાર થાય છે. નુકશાન થયાનું, મુખ્ય સાબીત ન કરે તો માત્ર "નામની" નુકશાની મળે છે. ૩૫/૧૨૫.

—તેવો અધિકાર હોય ત્યારે તે સંબંધને નુકશાન પહોંચે તેવી રીતે, મુખ્ય આડત સમાપ્ત કરી શકતો નથી. ૩૫/૧૨૫.

**ક. ૨૨૧.** કોઈ સખસને કેટલીક દુરસ્તી કરવા રાખ્યો હોય, અને કેટલીક શરતો પુરી કર્યા પછી તેને તે મિલકતનો પટ્ટો મળવાનો હોય અને તેવી સ્થિતિમાં તેણે કેટલુંક ખર્ચ કર્યું હોય, તોપણ આ કલમ લાગુ પડતી નથી. ૩૩. પુ. ૧૩૬.

**ક. ૨૩૬.** જુઓ ક. ૨૦૪.

**ક. ૨૩૯. આડતીઆની જાત જવાબદારી તથા હક્ક.**

—કરારનો ભંગ થયા પછી, બીજો ઇસમ મુખ્ય હતો અને પોતે આડતીયો હતો, એમ કહેવાથી નુકશાની માટેની જવાબદારીમાંથી મુક્ત થઇ શકાતું નથી. ૩૪/૬૬,

**ક. ૨૪૩. પંત્યાળું.**

**ખુલાસો. ૧.** કોઈ સખસ માત્ર ધીરેલા નાણાના વ્યાજ તરીકે પંત્યાળાના નફામાં ભાગ લેતો હોય તેટલા ઉપરથી તેને પાંતીદાર ગણી શકાય નહિ. ૩૧/૨૧૯.

**ક. ૨૪૫. પાંતીદારની જવાબદારી.** વળી જુઓ, ક. ૨૫૫.

—પંત્યાળાનો, આગેવાન વહીવટ કરનાર પોતાને નામે લેવડ દેવડ કરે તો પણ તે માટે સઘળા પાંતીદારો ઉપર દાવો કરી શકાય. ૩૩.પુ.૧૮૨.

—પંત્યાળુ ચાલુ છતાં, તેના કામ માટે કરેલ દેવા બાબત ભાગીદારોએ પાડી આપેલ ખાતાનો હીસાબ કરી, પંત્યાળું બંધ થયા પછી એક ભાગીદારે, પંત્યાળાના ફાયદા માટે નવું ખાતું પાડી આપ્યું હોય તો તે વ્યવહાર પંત્યાળાને બંધનકારક છે. ૩૧/૬૩૯.

**ક. ૨૪૬. પાંતીદારના મરણથી પંત્યાળું ભાંગતું નથી,**

—નિબંધ પહેલાના પંત્યાળાને આ કલમ લાગુ નથી. ૩૨/૫૦૩.

**ક. ૨૫૫. સહપાંતીદારને જવાબદાર કરવાનો અધિકાર.**

વળી જુઓ. ક. ૫૭. તથા ૨૪૫.

—પંત્યાળાનું કામ કરનાર પાંતીદાર, દરેક પાંતીદારનો આડતીઓ છે અને તેને આડતીયાના સામાન્ય અધિકાર છે. ૩૩. પુ. ૧૮૨.

—દરેક ભાગીદારે કરેલ, ધંધો ચલાવવાને લગતું સાધારણ કામ, તમામ ભાગીદારોને બંધનકારક છે. ૩૩. પુ. ૧૮૨.

—લ્હેણદાર પોતાની લ્હેણી રકમ બીજાને નામે કરી આપે અને દેણદાર પેઢીનો એક ભાગીદાર તેમ કરવા કબુલ કરે, તો તેથી બધા ભાગીદાર બંધાય છે. ૩૩. પુ. ૧૮૨.

—પંત્યાળુ તુટયા પછી અને હીસાબ લેવાનો દાવો મુદત બહાર ગયા પછી, એક ભાગીદારે પંત્યાળાનું કાંઈ લ્હેણું વસુલ કર્યું હોય તો તેમાંથી ભાગ માગવા બીજા ભાગીદારને હક્ક નથી. ૩૨/૫૦૩.

**ક. ૨૫૬ થી ૨૬૨. પંત્યાળું ભાંગવા વિષે.** વળી જુઓ ક. ૫૮.

—ક. ૨૫૭ પ્રમાણે, ચાલતે પંત્યાળે હિસાબ લેવાના દાવામાં

પરિણામિક અગર બીજી કોઇ દાદ માગવાની આવશ્યકતા નથી. ૩૯/૭૪૧.

—પંત્યાળી મિલકત પૈકી એકનો હીસ્સો મળવા કોઇ ભાગીદાર બીજા વિરૂદ્ધ દાવો કરી શકે નહિ. પંત્યાળુ આટોપવાનો દાવો કરવો જોઇએ. ૩૨/૫૦૩.

क. २६१. કોઈ પેઢીના નામમાં ફેરફાર થાય તેથી ભાગીદારો બદલાઈ ગયા છે એવું અનુમાન કોઈ દાવકો સખસ કાઢી શકે નહિ. ૩૧/૪૧.

—पंत्यालु मांग्या बाबत खबर, અગર તેમાંથી પોતે જુદા થયા બાબત સુચના આપવામાં આવી ન હોય ત્યાં સુધી ત્રાહીતનાહક્ક ઉપર કાંઈ અસર થતી નથી. ૩૩. પુ. ૧૮૨. ૪૧/૩૯.

ભાગીદારો એક સંપથી ચાલતા હતા કે નહિ, તે પ્રશ્ન પણ ત્રાહીત સંબંધે મહત્વનો નથી. ૩૩. પુ. ૧૮૨.

**રાજસત્તાને અંગે કરેલ કૃત્ય.**

—પોતાની પ્રજાની મિલકત સંબંધે કરેલ હુકમનો સમાવેશ આવા કૃત્યમાં થતો નથી. ૩૨/૧૯૩.

—આવા કૃત્ય બદલ દિવાની ન્યાયાધીશીને દાવો સાંભળવા હકુમત નથી. ૩૨/૧૯૩.

—સદર અદાલતે ખાતાને ઠરાવ કરવા અધિકાર આપ્યો હોય તેથી દિવાની ન્યાયાધિશીની હકુમત બાતલ થતી નથી. ૪૦/૯૨૦.

—વતનની નોકરી સંબંધે આપવાના નાણા બાબત સેટલમેન્ટ ખાતાનો ઠરાવ હોય અને પક્ષકારોનો કરાર પણ હોય, ત્યાં આવા ખાનગી કરાર ઉપરથી દાવો સાંભળવા દિવાની કોર્ટની હકુમત જતી રહેતી નથી. ખાતાનો ઠરાવ રાજ–કૃત્ય નથી. ૪૦/૯૨૦.

—વળતર સંબંધે કરેલ ઠરાવ ના. દિવાબે સાહેબ કર્યો હોય, તો પણ તે સંબંધે દાવો સાંભળવામાં ન્યાયાધિશીને હકુમત છે. ૩૩/૪૧૭; ૩૬/૯૦.

**રાજીનામું**, જુઓ દિ. નિ. પરિ. ૨૩ § ૧.

**રિવાજ.** વળી જુઓ. (૧) દિ. નિ. ક. ૧૧૦. (નં. ૩, ૫, ૭.)
(૨) મિ. સ્વ. નિ. પ્રકરણ ૫ (ગીરો સામાન્ય) (૩) હિન્દુ અવિભક્ત કુટુંબ નિ. ક. ૧૩.

**વેપારી રિવાજ,** બંધનકારક થવા તે સ્થાપિત થયેલો હોવો જોઇએ. ૩૮/૬૬; ૩૨/૩૦૭.

—તે લાંબા વખતથી ચાલતો આવેલો, સર્વની જાણમાં સારી રીતે આવેલો, વ્યાજબી અને ચોક્કસ હોવો જોઈએ. ૩૨/૩૦૭.

—કોઈ एसोसीएशन કે મંડળ પાસે, કરારના પક્ષકારોએ કોઈ વાર ઠરાવ કરાવ્યો હોય તેથી તે મંડળને, તેમના માટે ઠરાવ કરવાનો રિવાજ ઉત્પન્ન થતો નથી. ૩૨/૩૦૭.

—મંડળના ઠરાવમાં ભાગ નહિ લેનાર ત્રાહિત સખસોને તે બંધનકારક ગણાય નહિ. ૩૨/૩૦૭.

**રિસીવર,** જુઓ દિ. નિ. પરિ. ૩૮ તથા નાદારદેણદાર નિ. ક, ૫૫–૫૮.

**રૂકાર,** જુઓ, ફો. કા. ચ. રિ. નિ. ક. ૧૭૯–૧૮૧.

**રૂઢી,** જુઓ હિન્દુ અવિભક્ત કુટુંબ નિ. ક. ૧૩. તથા રિવાજ.

**રૂશવત,** જુઓ ફો. નિ. ક. ૯૮.

## રેલ્વે એકટ.

### સામાન્ય.

—कोन्फरन्स एसोसीएशन ના નિયમ ભાગ, ૨. ક. ૨૯, ૮૧. વધારે લીધેલ ભાડુ પરત મળવા બદલ માલ સોંપનાર કંપની ઉપર દાવો ચાલવા હરકત નથી. ૩૬/૨૩૪.

### ક. ૭૨. રેલ્વેની જવાબદારી.

दावानुं कारण ક્યાં ?, જુઓ દિ. નિ. ક. ૨૭ ग.

—કંપનીની अयोग्य ઢોલના કારણે વાદીનો માલ બગડી જાય, તો વાદીને થએલી નુકશાની માટે કંપનિ જવાબદાર છે. ૩૮/૫૧૫.

—क्ये रस्ते माल रवाना करवो તે સ્પષ્ટ રીતે બતાવેલું નહોય, ત્યારે જે રસ્તેથી માલ હમેશ જતો હોય તે રસ્તેથી માલ લઇ જવો

જોઇએ. તેમ ન કરતાં બીજા માર્ગથી, રેલવે માલ લઈ જાય, તો માલને થએલ નુકશાન બદલ કંપની જવાબદાર છે. ૩૪/૫૦૮.

**રીસ્કનોટ "બી"**થી માલ મોકલ્યો હોય ત્યારે, મોકલેલ દાગીના ખોવાયા છે અગર ખરેખર ગુમ થયા છે એમ પ્રથમ પ્રતીવાદી રેલ્વેએ સાબીત કરવું જોઇએ; ત્યારપછી વાદીએ રેલવે કુંપનીની ઈરાદાપુર્વકની કસુર અગર તેના નોકરોની ચોરી કે ગેરકાળજી સાબીત કરવી જોઈએ; અને તેમ સાબીત થાય તો ખોવાએલા દાગીનાની કીંમત આપવા કંપની જવાબદાર થાય છે. ૩૧/૬૦૫.

—રેલ્વે અગર તેના નોકરોના ગેરવર્તનથી માલ બગડયો હતો તેમ સાબીત થયા સિવાય નુકશાની મળી શકે નહીં. ૪૦/૫૬૦.

—વાદીને ઓછા દાગીના આપેલા છે એમ પ્રતીવાદી કંપની તરફથી કબુલ કરવામાં આવે એટલાજ ઉપરથી તે દાગીના ખોવાયા છે એમ સાબીત માની શકાય નહીં. ૩૧/૬૦૫.

—ડબાના બારણાં બંધ કર્યા છતાં, તેમાં વરસાદનું પાણી જઇ શકે એવા ખામીવાળા તે હતા એવું જાણ્યા છતાં માલ ભર્યો હોય, અથવા સહેજ તપાસ કરતાં જોઈ શકાય એવી ખામી હોય તે જોયા વગર જો માલ ભરવામાં આવ્યો હોય, તો રેલ્વેની ભારે ગફલત અગર નિષ્કાલજી થઇ છે એમ કહી શકાય. ૪૦/૫૬૦.

**રિસ્કનોટ ફોર્મ "એચ."**માં अपहरण શબ્દ વાપર્યો છે તે, ફોજદારી નિબંધમાં ચોરી અને અપહરણની જે વ્યાખ્યાઓ આપેલી છે તેજ અર્થમાં છે. ૩૮/૫૧૫.

—માલ ચાલતી ગાડીએ ચોરાયો હોય, એટલાજ કારણથી તે માલનું 'અપહરણ" થતું નથી. ૩૮/૫૧૫.

—રેલ્વેની નિષ્કાળજીથી માલ ચોરીએ ગયાનું સાબીત થાય, તો રેલ્વે નુકશાની આપવા જવાબદાર થાય છે. ૩૮/૫૧૫.

**ક. ૭૭. સૂચના.** વળી જુઓ "સૂચના".

—ઓછા સોંપેલ માલની નુકશાની મળવા માટે દાવો કરતા

અગાઉ સૂચના આપવાની જરૂર છે. ૩૮/૨૬૬.

ક. ૮૦. આડતીયા તરીકે વિશીષ્ટ કરાર સાબીત કરવામાં આવે નહીં તે પ્રસંગે બુકીંગ રેલ્વે સિવાય બીજી રેલ્વેઓની નુકશાની માટે જવાબદારી ઉત્પન્ન થતી નથી. ૪૦/૨૧૭.

—બુકીંગ રેલ્વે સિવાય જે બીજી રેલ્વે ઉપર થઇને માલ જાય તે, તથા ડેસ્ટીનેશન રેલ્વે કંપનીઓ, બુકીંગ રેલ્વે સાથે તેમની આડત વિષે વિશીષ્ઠ કરારના અભાવે, બુકીંગ રેલ્વેના આડતીયા તરીકે કામ કરે છે, એમ કહી શકાય નહીં. ૪૦/૨૧૭.

**લગ્ન.** જુઓ (૧) ઓરત કબજા નિબંધ. (૨) ધણી અને ઓરત. (૩) ફોજદારી નિબંધ ક. ૪૯૮ (૪) રાજ. કરાર નિબંધ ક. ૨૬, ૨૯ (૫) હિન્દુ માબાપ અને પુત્રો વિષે નિબંધ. ક. ૯. (૬) હિન્દુ લગ્ન નિબંધ.

**લવાદ.** જુઓ પંચથી નીવેડો.

**લ્હેણદાર અને દેણદાર.**

**કર્જ**, જુઓ નીચે નં. ૧.
**ખાતુ**, „ „ નં. ૨.
**જમાખર્ચ**, „ „ નં. ૩.
જામીન—જુઓ રાજ. કરાર નિબંધ ક. ૧૪૭ થી ૧૫૮.
જંગમ તારણ, જુઓ જંગમ મિલકત.
**બાકી**, જુઓ નીચે નં. ૪.
મુદત, જુઓ મુદત નિ. ક. ૧૦, ૨૪, ૨૫.
**વ્યાજ**, જુઓ નીચે નં. ૫.
હિસાબ, પાછલો, જોવા બાબત—જુઓ દિ. નિ. પરિ. ૧૮ §. ૧૫

**૧. કર્જ**:—મુદત બહારનું આપવા વચન, જુઓ રાજ.કરાર નિ. ક. ૨૮ (૩).

—કર્જ કર્યાથીજ જવાબદારી પડે છે. વિરૂદ્ધ કહેનારે તેનું કહેવું સાબીત કરવું જોઇએ. ૩૫/૧૨૫; (૩૩/૧૭૧.)

—કર્જ તારણવાળું કે તારણ વીનાનું હોય તોપણ બંનેમાં જાત જવાબદારી છેજ. ૩૯/૨૮૧; ૩૫/૧૨૫.

**૨. ખાતુ:**—પરરાજ્યમાંની મિલકતના વેચાણના અવેજ બાબત દાવો જુઓ દિ. નિ. ક. ૨૩ તથા ક. ૨૭ ग.

—વેચાણના અવેજનું ખાતું પાડી આપ્યું હોય, પરંતુ વેચનારનો બજારમાં વેચવા લાયક હક્ક ન હોવાથી મ્હોંબદલો રદ્દ થાય તો ખાતા ઉપરથી દાવો ન ચાલે. ૪૦/૪૮૪.

**૩. જમાખર્ચ:**—નાણાં લેનાર **अ** એ આપનાર **ब** ના ખાતામાં રકમ ઉધારી હોય તેટલાજ ઉપરથી **ब** એ નાણાં આપ્યા ગણાય નહિ; પરંતુ **ब** નું **अ** ને ત્યાં કાંઈ લ્હેણાનું ખાતુ હોય તે લ્હેણામાં એ આપવાની રકમ મજરે લેવાનું **अ, ब,** વચ્ચે નક્કી થઈ, જો જમાખર્ચ થયો હોય તો **अ** એ **ब** ને નાણાં આપ્યાં કહેવાય. ૩૬/૬૯૭.

**૪. બાકી:**—મુદત અંદરના પાછલા લ્હેણાનો હિસાબ કરી બાકી પાડી આપવાથી તે લ્હેણું આપવાનું ગર્ભીત વચન થાય છે; અને દાવાનું નવું કારણ બને છે. ૩૪/૩૨૫; ૩૪/૨૬૯; ૩૨/૨૦૪.

—મુદત બહારના લ્હેણા બદલ જુઓ રાજ–કરાર નિ. ક. ૨૮(૩)

—લ્હેણાનો હિસાબ કરી જુદી જુદી પાડી આપવી, જુઓ "દાવાનું કારણ"

**૫. વ્યાજ.** વ્યાજ આપવાનું વચન, એ મુદ્દલ આપવાનું ગર્ભિત વચન ગણાય છે. ૩૨/૨૦૪; ૩૪/૩૨૫.

—"અમુક દરથી વ્યાજ ચઢે" એવું લખી આપવું, તે વ્યાજ આપવાનું વચન છે. ૩૨/૨૦૪; ૩૪/૩૨૫.

—નુકશાનીની રકમ ઉપર, જુઓ વ્યાજ નિ. ક. ૫. क

વળી જુઓ મુદત નિ. ક. ૨૫.

**લ્હેણાનું વેચાણ,** જુઓ મિ. સ્વ. નિ. ક. ૧૭૩ થી ૧૮૧.

**લાંચ,** જુઓ ફો. નિ. ક. ૯૮.

**લિકવીડેટર,** જુઓ કંપની નિબંધ; સામાન્ય, ક. ૧૮૮, ૧૯૪, ૨૪૨.

**લીલામ,** જુઓ દિ. નિ. પરિ. ૨૧. §. ૬૪ થી ૯૧.
**લેઉઆ પાટીદાર,** જુઓ ન્યાત.
**લખનો અર્થ,** જુઓ દસ્તાવેજનો અર્થ.
**લેખનો દુય્યમ પુરાવો,** જુઓ પુરાવા એકટ ક. ૯૧ થી ૯૫ તથા દસ્તા. નોધણી નિબંધ ક. ૫૩.
**લેખી વચન,** મુદત બહાર ગયેલ લ્હેણું આપવાનું જુઓ, રાજ. કરાર નિબંધ. ક. ૨૮ (૩).
**લોકલ સેસ,** જુઓ જમીન મહેસુલ નિ. ક. ૭૮.
**લોકોપકારક મંડળ વિષે નિબંધ. ક. ૧૧.** દંડ વસુલ કરવા દાવોજ કરવો જોઈએ. ૩૬/૪૮૦; (૩૪/૨૪૭.)
**વકીલ.** વળી જુઓ મુદત નિબંધ. §. ૨૭.

...દાવાનું વેચાણ રાખવું, જુઓ મિ. સ્વ. નિ. ક. ૧૮૨.

...ન્યાયાધિશી અને, જુઓ પદ્ધતિ.

...ભૂલ, મુદત વધારવી, જુઓ મુદત. નિ. ક. ૮.

...સરકારી, જુઓ ન્યાયમંત્રી કચેરીનો નિયમ. ક. ૩૦.

**વકીલ અને અસીલ,** પક્ષકાર વતી અરજ કરવા વકીલ આડતીઓ ગણાય છે. ૩૬/૨૦૩.

—વકીલના અધિકાર બાબત તકરાર લેવા સામા પક્ષને હક્ક છે. ૩૩/૩૭૯.

—વકીલની કબુલત, હકીકત સબંધે, ઉઘડ રીતે ખોટી ન હોય તો અસીલને બંધનકારક છે. ૩૩/૬૨૦.

—વકીલે કાંઇ કાયદેસર તકરાર ઉઠાવી ન હોય તો તેથી અસીલ બંધાતો નથી. ૩૮/૧૫૬.

—સંયુક્ત વિવાદના કામે એકજ વકીલે કામ ચલાવવું જોઈએ. ૩૫/૫૨૩.

—વકીલે સામાન્યતઃ વિરુદ્ધ પક્ષ તરફે રોકાવું ન જોઈએ. પ્રથમના અસીલે ખાસ માહીતી આપી હોય તો વકીલને તેમ કરતા અટકાવી શકાય. ખાસ માહીતી શું હતી તે ઉઘાડી પાડવા અસીલને

ફરજ પાડવી ન જોઈએ. મુળના અસીલને નુકશાન થવાનો સંભવ છે કે કેમ તે જોવાનું છે. સામા તરફે રોકાતાં પહેલાં મુળનો અસીલ પોતાને રોકવા માગે છે કે કેમ; તે વકીલે નક્કી કરી લેવું જોઈએ. ૩૩/૫૧૬.

**—વકીલો સબંધિ નિબંધ, ક. ૧૫. અસીલનું મરણ,** જુઓ ફોજદારી નિ. ક. ૮૨, ૫૭૪.

**ક. ૨૭.** જુઓ પરિ. ૪.

**ક. ૩૫ (૧).** પ્રતીવાદીઓનું હિત વ બચાવ એકજ ન હોય તો જુદો જુદો खर्च આકારવો કાયદેસર છે, ૩૬/૫૪૯; ૩૭/૨૬૮.

**ક. ૩૫ (૨).** જુદા જુદા પ્રતીવાદીઓનો ઉત્તર પક્ષ એકજ હોય તો ખર્ચ एकज खर्च અપાવવો જોઇએ. ૩૭/૭૫૫: ૩૭/૪૭૭.

**ક. ૪૮.** વકીલના મરણ પછી તેમના વારસને દસ્તુરીની રકમ દરખાસ્ત રાહે મેળવવાના હક બાબતઃ—જુનું ધોરણ. ૩૧/૪૯૫.

**પરિ. ૪ § ૭.** દરખાસ્ત બજાવણીના કામો સંબંધે વિવાદોના પ્રસંગે આ રકમ લાગુ પડે છે. ૪૦/૧૧૬૮.

**વગર નોંધેલો લેખ,** જુઓ દસ્તાવેજ નોંધણી નિબંધ ક.૨૦, ૫૩

**વગર હક્કના કબજેદાર,** વિરૂદ્ધ ફક્ત નુકશાની લેવા દાવો કર્યો હોય તો દરમ્યાન ઊત્પન્ન તેજ દાવામાં ન મળે. ૩૭/૨૨૧.

—નું દુરસ્તી ખર્ચ, જુઓ મિ. સ્વ. નિ. ક. ૧૧૯.

વળી જુઓ, "કબજો લેવા દાવો" તથાં "વિરૂદ્ધ કબજો".

**વચન,** જુઓ (૧) રાજ.કરાર નિ. ક. ૨૮ (૩).
(૨) લ્હેણુદાર અને દેણુદાર (ખાતુ).

**વજાવટ,** જુઓ દિ. નિ. ક. ૧૩૬. તથા પરિ. ૨૧ § ૧૮.

**વળતર,** જુઓ (૧) ફો. કા. ચ. રિ. નિ. ક. ૩૮૬; ૫૯૭;
(૨) સરકારી તથા સાર્વજનિક કામે જમીન લેવાનો નિબંધ.

**વડિલવંશ.** જુઓ ગામ નોકરો સંબંધી નિયમ.

**વડિલોનું દેવું.** જુઓ હિન્દુ મા બાપ તથા પુત્રો સબંધે નિબંધ ક. ૧૮.

ત્થા હિન્દુ વડીલાર્જીત કરજ પતાવવાનો નિયમ.

**વડોદરાના ચ્હા કોફી નિયમ,** વળી જુઓ સુધરાઇ નિબંધ ક. ૪૮.
ક. ૬. જ્યાં મિઠાઈ માત્ર તૈયાર કરી વેચાણ કરવામાં આવતી હોય પણ ત્યાં કોઈ તે ખાતું ન હોય, તોપણ તેનો આ કલમમાં સમાવેશ થાય છે. ૩૩/૪૬૩.

ક. ૧૭. નિયમ કરવા અધિકાર ન હતો તથા દુકાન ક. ૬ માં આવતી નથી તેવી તકરાર લઈ શકાય નહિ. ૩૩/૪૬૩.

**વડોદરા શહેર સુધારણા વિષે નિબંધ,**

અધ્યક્ષ:—જુઓ દિ. નિ. ક. ૨. ક.

—જમીન લેવાના ઠરાવ વિરૂદ્ધ, દ્વેષબુદ્ધિ, કપટ કે તેવાજ કારણો શિવાય દાવો ન ચાલે. ૩૪/૪૩૯.

ક. ૨૯. (૧). ખાનગી માલકીની જમીનમાં કરેલું કામ કાઢી નંખાવવા તથા ભવિષ્યમાં, ટ્રસ્ટ કાંઈ કૃત્ય કરે નહિ એવી તાકીદ આપવા માટે કરેલ દાવાને આ કલમ પ્રમાણે સૂચનાની જરૂર છે. ૩૬/૬૪૪.

**વતન,** જુઓ (૧) દિવાની નિયમ ક. ૩૦–૩૫. (૨) મુદત નિબંધ. §. ૧૦૬.

(૨) રાજસત્તાને અંગે કરેલ કૃત્ય.

—નોકરીના બદલમાં કે મુલકી કામ માટે આપેલ વતન, વતનદારના મરણ પછી કોને આપવું તે કેવળ સરકાર મરજીની વાત છે. તે સંબંધે દિવાની દાવો ન ચાલે. ૩૩ પુ. ૨૧૪.

—ગેરવ્યાજબી સમજુતથી હુજુરથી સનંદ મેળવી છે તેથી તે રદ્દ કરાવવા હુજુર મંજુરી સિવાય દાવો ન ચાલે. ૩૩ પુ. ૨૧૪.

**વતન નિયમ ક. ૩૮.,** જુઓ દિ નિ. ક. ૫૨.

**વર્ગફેર,** જુઓ દિ. નિ. ક. ૩૦; ફો. કા. ચ. રિ. નિ. ક, ૨૮૪

**વર્તન** સબંધે પુરાવો, જુઓ પુરાવા એક્ટ ક. ૯૨.

**વર્તનહામીનું ખત,** જુઓ સ્ટાંપ નિબંધ. §. ૪૧.

**વરસાદનું પાણી** જવાનો હક્ક, જુઓ પડોશ હક્ક તથા નિબંધ ક. ૭.

**सामान्य तत्वो:—**

—અંશતઃ વહેંચણ થયા પછી વહેંચણીના દાવામાં બાકીની તમામ मिलकत દાખલ કરવાની જરૂર છે. ૩૭/૧૮૯.

—વ્હેંચણ કરવામાં પક્ષકારોની ગેરસોય અને અડચણ વિચારમાં લેવી જોઈએ. ૩૩/૨૭૪.

—દરેક સ્થાવર મિલકતના કકડા કરવાજ જોઇએ તેવું નથી ભાગ પ્રમાણે હીસ્સો આપવો જોઈએ. ૩૩/૨૭૪.

—કોઇ સહભાગીના ખરીદદારને તેણે વેચાણ રાખેલ મીલકત મળે તેમ, બનતા સુધી વ્હેંચણ કરવી જોઇએ. ૩૩/૨૭૪.

—દરમ્યાન ઉત્પન્ન ભાડા ઉપર દાવા તારીખથી અપાવ્યું. ૩૮/૭૨૬-૭૪૩.

—દાવા પહેલાં ૩ વર્ષની દરમ્યાન ઉત્પન્ન અપાવાય નહિ. ૪૦/૩૨૦.

—પ્રતીવાદીનો સામો દાવો આગળ ચાલી શકે નહિ. ૩૬/૫૪૯; ૩૫/૫૩.

—વહેંચણીના દાવામાં બધા પક્ષકારો વાદી રૂપ છે; તેથી વાદી અને પ્રતિવાદી (તેની મા) એકત્ર વિવાદ કરી શકે. ૩૮/૭૨૬.

ફરી દાવો વ્હેંચણીના દાવામાં પ્રાથમિક હુકમનામામાં ભાગ નક્કી કર્યો ન હોય તો ચાલે; પરંતુ કર્યો હોય તો ન ચાલે. ૩૩/૪૮૦.

**૩. પંત્યાળું.**

—બધાની સંમતીથી થોડી મીલકત વગર વહેંચેલી રાખવામા આવે તો પંત્યાળું થાય છે. ૩૫/૧૧૦.

—પંત્યાળું આટોપવાનો દાવો નહિ પણ કુટુંબની મિલકતમાંથી ભાગ લેવાનો છે એમ કામની હકીકત ઉપરથી માન્યું. ૩૯/૨૬૬.

**૪. હિન્દુકુટુંબની,** જુઓ હિન્દુ અવિ. કુટુંબ નિ. ક. ૩૫થી૬૧.

**વળતદાણ,** જુઓ મિ. સ્વ. નિ. પ્રકરણ ૫ (ગીરો-સામાન્ય.)

**વળતર,** આરોપીને થયેલ દંડમાંથી, જુઓ ફો. કા. ચ. રી. નિ. ક. ૩૮૬, ૫૯૭.

...જમીનનું, જુઓ સરકારી......કામે જમીન લેવાનો નિબંધ.

**વાડાકાછાના નિયમ,** ૧૮૮૨ થી ૧૯૧૧ સુધી થયેલા નીયમોનું ટુંકામાં વિવેચન કર્યું. ૩૧/૬૫૦.

**વાયદા ચિઠ્ઠી,** જુઓ સ્ટાંપ નિબંધ ક. ૩ (૬).

**વારસ,** જુઓ (૧) દિ. નિ. ક. ૨. (ક), ૪૯. ૫૨; (૨) મિ. સ્વ. નિ. ક. ૧૦. (૩) મુદત નિબંધ. ક. ૧૬, §. ૧૫૮. (૪) મુસલમાની સરેહ. (૫) વકીલ નિબંધ. ક. ૪૮. (૬) શબ્દોના અર્થ. (૭) હિન્દુ અવિ. કુટુંબ નિ. ક. ૧૨. (૮) હિન્દુ માબાપ અને પુત્રો વિષે નિબંધ. ક. ૧૮. (૯) હિન્દુ વારસાનો નિબંધ.

**વારસાઇના દાખલા સંબંધી નિબંધ.**

વળી જુઓ પુરાવા એકટ ક. ૪૧, ૯૧ (૨). તથા મૃત્યુપત્ર.

ક. **૯–૧૦.** આ કલમો પ્રમાણે કામ ચલાવ્યું ન હોય તો ઠરાવ રદ થવા પાત્ર છે. ૩૫/૩૫૯.

ક. **૨૩.** કબુલતજવાબ આપનાર પણ **વિવાદ** કરી શકે છે. ૩૫/૩૫૯.

**વાલી,** જુઓ સગીર અને વાલી.

**વાહન નિયમ ક. ૮૫ ज્ઞ, નિબંધની ક. ૧૭(૩)** યાંત્રિક વાહનમાં પરવાનામાંની શરત કરતાં વધારે માણસ બેસાડવા તે ગુન્હો નથી ૪૦/૭૪

**વાંટો** જુઓ બાંહેધરી...; દિવાની નિયમ. ક. ૩૦, ૩૪.

**વિધવા.** જુઓ (૧) મુદત નિબંધ પરિ. § ૧૨૮. (૨) મુસલમાની-સરેહ. (૩) વિરૂદ્ધ કબજો. (૪) હિંન્દુ ધર્મશાસ્ત્ર.

**વિધાનો,** જુઓ દિ. નિ. પરિ. ક. ૭, ૮.

**વિભાગ ફોજદારી ન્યાયાધિશી,** જુઓ ફો. કા. ચ. રી. નિ. ક. ૫૦; ૨૫૬.

**વિમાની પોલીસી,** ઓર્ડીનરી અને ફ્લોટીંગ, એ બંન્નેના અર્થ બતાવ્યા. ૩૮/૫૭૩.

**વિમો** ઉતરાવવો, નિક્ષેપીએ, જુઓ રાજ.કરાર.નિ. ક. ૧૭૭**થી ૧૮૩.**

**વિરૂદ્ધ અનુમાન,** જુઓ દિવાની નિબંધ પરિ. ૧૬ §૧૦–૧૨.

**વિરૂદ્ધ કબજો,** વળી જુઓ, કબજો લેવા દાવો; મુદત નિ. § ૧૨૮. તથા વગરહક્કનો કબજેદાર.

**૧. "વિરૂદ્ધ કબજો" પ્રાપ્ત કરવાના ધોરણો.**

(૧) કબજા સંબંધે. (૨) મર્યાદિત હક્કનો.

(૩) કબજા જોડવા. (૪) પુરાવાનો બોજો.

**૨. "વિરૂદ્ધ કબજો" ક્યારે થતો નથી.**

**૩. વિરૂદ્ધ કબજો અટકાવવા બાબત.**

**૪. વિશેષ પ્રસંગો સંબંધે.**

(૧) ગીરો. (૪) સરકાર.
(૨) માલીક ભાડુઆત. (૫) સહભાગી.
(૩) સગીર. (૬) હિન્દુ વિધવા.

**૧. વિરૂદ્ધ કબજો પ્રાપ્ત કરવાના ધોરણો.**

**(१) कबजा संबंधेः—**

—કબજેદારનો કબજો પોતાના હક્કથી છે એમ અનુમાન કરવાનું છે. વિરૂદ્ધ કહેનારે ઉપર તેના કથનની સાબીતીનો બોજો છે. ૩૯/૯૬૭. ૩૨/૫૧૫.

—કબજો, કાયદેસર રીતેનો કબજો હોવાનું અનુમાન છે. ૩૮/૭૭૫.

—વગર હક્કના કબજેદારનો કબજો વિરોધપૂર્વક થવા માટે, કાંઈ પણ બીજા કૃત્યની અપેક્ષા રહેતી નથી. ૩૮/૮.

—તે નિશ્ચીત જગ્યાનો, આગવો, અને સતત, હોવો જોઇએ. ૩૩. પુ. ૨૬૩. ૩૧/૧૭૭.

—કબજાની શરૂઆત કેવા હકકે થઈ તે સાબીત ન થાય તો તે વિરોધપૂર્વક છે એમ મનાય. ૪૦/૯૧૪.

—કોઈ લેખના આધારે કબજો થયો હોય, તે લેખ અવ્યવહાર્ય હોય; અગર અવસ્ય નોંધણીને પ્રાપ્ત છતાં તે બીન નોંધાએલ હોય કે ગેરકાયદેસર હોય, તો થયેલ કબજો હક્ક વગરનો ગણાય. (લેખની તારીખથી) ૩૮/૪૮૨. ૩૫/૭૦; ૩૮/૨૨૧;

(૨) **मर्यादित हक्कथी** કબજો હોય તો તેટલોજ હક્ક મળે. ૩૪/૫૫૮; ૩૫/૭૦ (ગીરોદારનો); ૩૮/૭૧૯ (ખેડુતનો).

(૩) **कबजा जोडवानो** પ્રશ્ન સહભાગીદારોના કબજા સંબંધમાં ઉપસ્થિત થતો નથી. ૩૮/૭૭૫.

—મુળ માલીક અને તેના વારસ વકીલ વિરૂદ્ધ કબજે જોડી શકાય. ૩૨/૫૧૫.

(૪) **પુરાવાનો બોજો.** અમુક વખતથી કબજો વિરોધપૂર્વક થયો છે તે બતાવવાનો બોજો તેમ કહેનારના શીર છે. ૩૨/૨૮૬.

વળી જુઓ દસ્તા. નોંધણી નિબંધ. ક. ૫૩.

## ૨. વિરૂદ્ધ કબજો ક્યારે થતો નથી.

—કાયદેસર રીતે કબજો હોય તો, માલીકનો હક્ક કબજેદાર ઈન્કાર કરે નહિ, ત્યાં સુધી કબજો વિરોદ્ધપુર્વક થતો નથી ૩૮/૨૨૧; ૩૫/૫૯૮,

—permissive ( પરવાનગીવાળો ) કબજો હોય ( દા. ત. દત્ત-વિધાનની રૂઈએ) તો વિરૂદ્ધકબજો થતો નથી, ૩૩.પુ.૨૬૩.

—પરવાનગીવાળા કબજેદાર પાસેથી વેચાણ રાખનારનો કબજો વિરોધપૂર્વક થતો નથી. ૪૦/૯૮૫.

પાડોશીની ખુલ્લી જમીન ઉપર ઢોર બાંધવા, કે એવા બીજા ઉપયોગથી, કબજો વિરોધપૂર્વક થતો નથી. ૩૯/૯૬૭–૯૭૧–૯૭૩.

## ૩. વિરૂદ્ધ કબજો અટકાવવા બાબત.

—વાસ્તવિક માલીક મોઢેથી અગર બીજી રીતે તકરાર કરતો હોય તેટલાથી કબજાનું વિરૂદ્ધપણું અટકી શકે નહિ. ૩૮/૮.

—વિરૂદ્ધ કબજો અટકાવવા, કબજો મળવા દાવો કરવો જોઇએ; અગર કાયદેસર રીતે કબજો પાછો મેળવવો જોઈએ; અગર પોતાના થકી કબજેદારનો કબજો છે એમ કબુલત મેળવવી જોઈએ. ૩૮/૮.

## ૪. વિશેષ પ્રસંગો.

(૧) **गीरो संबंधे:—**

**(અ) मर्यादित हकनो विरुद्ध कबजो.**

—અનાધિકારી માણસે ગીરો છોડાવી ગીરો મિલકત કબજે લેવાથી, તેને ગિરોદારનો હક્ક મળે છે. ૩૪/૩૧૫.

—ત્રાહીતનો વિરૂદ્ધ કબજો ગીરોદાર સામેજ ફક્ત હોય તો તેથી તે ગીરોદાર બને છે. ૩૩/૪૩૯.

(આ) સંપૂર્ણ हक्कना विरुद्ध कबजो.

—ગીરોદાર સામેનો વિરૂદ્ધ કબજો ગીરો મુકનાર વિરૂદ્ધ પણ "વિરૂદ્ધ કબજો" થાય છેજ એમ નથી. ૩૩/૩૮૯; ૩૫/૧૯૨.

—ગીરોદારે (કે આડગીરોદારે) વેચાણ આપનારને પૂર્ણ માલીક તરીકે, તથા વેચાણ લેનારે તેને પૂર્ણ માલીક સમજી, વેચાણ વ્યવહાર કરેલો છે કે કેમ તે જોવાનું હોય છે. ૩૩/૩૪૮.

—ત્રાહીત, ગીરો મુકનાર વિરૂદ્ધ પણ, પોતાનો સ્વતંત્ર હક્ક બતાવે તો, ગીરો મુકનાર સામે તેનો વિરૂદ્ધ કબજો થાય છે. (સાબીતીનો બોજો ત્રાહીત ઉપર છે.) ૩૫/૧૯૨.

—વેચાણ રાખનારનો કબજો એ ગીરો મુકનારને સૂચના ગણાય છે. ૩૩/૩૪૮.

—ગીરોદાર કબજાનું સ્વરૂપ બદલે અને એ વાત ગીરો મુકનાર ચોક્કસ જાણતો હોય તો ગીરોદારનો વિરૂદ્ધ કબજો થાય છે. ૩૮/૨૨૧; ૩૧/૩૩૯.

—ગીરોદાર સાથે કાંઈપણ વ્યવહાર કરી ગીરોનું લ્હેણું ગીરો મુકનાર આપી દે, તો તે પછીથી ગીરોદારનો કબજો વિરૂદ્ધ કબજો થાય છે. ૩૮/૮; ૩૮/૨૨૧.

पुरावो—ગીરોદારને વિરૂદ્ધ કબજો બતાવવામાં પ્રતિબંધનો બાધ નડતો નથી. ૩૨/૨૮૬.

(૨) मालीक अने भाडुआत.

(અ) मर्यादित हक्कनो विरुद्ध कबजो:—

—કાયમના ભાડુઆત તરીકે વિરૂદ્ધ કબજાથી હક્ક માન્યો. ૪૦/૧૦૬.

(આ) संपूर्ण हक्कनो विरुद्ध कबजो:—

—ભાડુઆતનો કબજો, એ માલીકનો કબજો છે. ૩૯/૮૪૨.

—ભાડુઆતે ભાડુ નહિ આપેલું હોય તેટલાથીજ તેનો વિરૂદ્ધ કબજો થતો નથી. ૩૯/૮૪૨.

—તેનો વિરૂદ્ધ કબજો થવા "આગવો કબજો" હોવો જોઈએ. ૩૯/૮૪૨.

—પટ્ટો સમાપ્ત થયાની તારીખ બતાવી હોય તો ત્યારથી વિરૂદ્ધ કબજો થાય છે. ૩૯/૮૪૨; ૪૦/૯૧૪; ૪૦/૧૬૧.

—સાબીતીનો બોજો ખેડુત ઉપર છે. ૪૦/૯૧૪.

—ખેડુત પાસેથી વેચાણ રાખનારનો કબજો, ખેડુતના મરણ પછી, કબુલતના અભાવે, વિરોધપૂર્વક ગણાય. ૩૮/૭૧૯.

—કબજો લેવાના દાવા માટે મુદત ૧૨ વર્ષ છે. ૪૦/૧૬૧.

**(૩) સગીર વિરુદ્ધ,** વિરૂદ્ધ કબજો થઈ શકે. ૩૮/૮૦૫.

—સજ્ઞાન થયા પછી બાર વરસની અંદર તેણે ફરીયાદ આણેલી હોય તો તેના વિરૂદ્ધ, વિરૂદ્ધ કબજાની તકરાર ચાલે નહિ. ૩૮/૨૨૧.

—તેના સગાનો કબજો વિરોધપૂર્વક કબજો થતો નથી. ૩૫/૫૯૮.

**(૪) સરકાર સંબંધે:—**

—કાયદા વિરૂદ્ધ (વળતર નિયમ પ્રમાણે નહિ) સરકારનો કબજો થાય તો તે "વિરૂદ્ધ કબજો" છે. ૩૫/૬૨.

—સરકાર સામે વિરૂદ્ધ કબજો થઈ શકેજ નહિ તેવું નથી; પણ માત્ર ઘણો લાંબો કબજો બસ નથી. ૩૨/૫૧૫.

**(૫) સહભાગીદારો સંબંધે:—**

—સહભાગીદારો પૈકી એકનો કબજો બધા માટે છે. કોઇને કબજામાંથી બાતલ કર્યો નહોય ત્યાં સુધી તેના વિરૂદ્ધ, "વિરૂદ્ધ કબજો" થતો નથી. ૩૩/૪૮૦.

—કબજેદાર-ભાગીદારે પોતાનો સ્વતંત્ર માલકી હક્કે કબજો હોવાનું અને તેની બીજાને ખબર હોવાનું સાબીત કરવું જોઇએ. ૩૮/૨૮૬.

**(૬) હિન્દુ વિધવા સંબંધે:—**

—હિન્દુ વિધવાનો, તેના મૈયત ધણીની મીલકતનો કબજો, ઉત્તરાધિકારી સામે "વિરૂદ્ધ કબજો" નથી. ૩૭/૨૭૪.

—કુટુંબના સમાશ્રીત તરીકે ચાલુ છતાં, મિલકત પોતાની માલકીની છે એવું જાહેર કરવાથી "વિરૂદ્ધ કબજો" થતો નથી. ૪૦/૧૭૫.

—વારસ તરીકે વિધવાને ઉતરેલ મિલકતનો, વિધવા વિરૂદ્ધ કોઇનો વિરૂદ્ધ કબજો થાય તો તે ઉત્તરાધિકારીઓ સામે પણ વિરૂદ્ધ કબજો થાય છે. ૪૦/૧૧૦૯. [પણ હવે જુઓ નવો મુદત નિ. § ૧૨૮.]

—વિધવાએ કરેલ વેચાણના આધારે વેચાણ રાખનારનો કબજો વિધવાની હયાતીમાં વિરૂદ્ધ કબજો થતો નથી. (તેના મરણ બાદ થાય છે.) ૩૨/૨૮૬.

## વિવાદ.

જુઓ (૧) કંપની નિબંધ (સામાન્ય); ક. ૨૦૯.
(૨) જમીન મહેસુલ નિબંધ ક. ૨૩૯.
(૩) દિવાની નિબંધ ક. ૪૩, ૪૯, ૧૦૬ et seq. પરિ. ૩૯.
(૪) ન્યાયા. લાગત નિબંધ ક. ૪, ૨૨ તથા § ૧૧.
(૫) પદ્ધતિ.
(૬) ફો. કા. ચ. રિ. નિ. ક. ૪૧૯ થી ૪૪૦; પરિ. ૧૧.
(૭) મુદત નિબંધ ક. ૮, (૮) વકીલ. (૯) વહેંચણ.
(૧૦) વારસાઇના દાખલા સંબંધે નિબંધ ક. ૨૩.
(૧૧) હુજુર વિવાદ નિયમ.

### સામાન્ય તત્વો.

**विवादनो मार्ग,** એ હક્ક ઉત્પન્ન કરનાર કાયદો છે. વિવાદ—ન્યાયાધિશી બંધ કરવામાં આવે, અગર પાછળથી થયેલ કાયદાનો પશ્ચાતદર્શી અમલ કરવાનો હોય તે શિવાયના પ્રસંગે, દાવા તારીખે જેટલા વિવાદ કરવા છુટ હોય તે કાયમ રહે છે. ૪૦/૪૧૪.

**विवाद कोण करी शके:—**

વિવાદી (૧) પક્ષકાર અગર તેનો વારસવકીલ હોવો જોઈએ;
(૨) દાવામાં તેનો હીત સંબંધ હોવો જોઈએ;
(૩) હુકમનામાથી તેને નુકશાન થતું હોવું જોઈએ. ૩૭/૩૪૨.

—હકુમત વગર કરેલ ઠરાવ ઊપર, હકુમતમાં કરેલ ઠરાવ

પ્રમાણે, વિવાદ ચાલે. ૩૭/૪૬૩.

**વિવાદીઓ વચ્ચેની તકરાર,** એક વિવાદી બીજા સામે તેજ વિવાદમાં તકરાર ઉઠાવી શકે નહિ ૪૦/૩૨૦.

**વિવાહ**ના કરારનો ભંગ, જુઓ રાજ. કરાર નિ. ક. ૨૬.

**વિશ્વાસઘાત**નો ગુન્હો, જુઓ ફો. નિ. ક. ૪૧૧.

**વિશિષ્ટ કાયદો,** જુઓ કાયદાનો અર્થ.

**વિશિષ્ટ પંચાયત**—અધ્યક્ષ, જુઓ દિ. નિ. ક. ૨ (ઢ)

—ચુંટણી, જુઓ ગામ પંચાયત સંબંધી નિયમ. ક. ૧૬.

—ઠરાવ, સરકારી ખાતાનો ઠરાવ ગણાય નહિ. ૩૬/૨૭૫.

—બાંધકામ અટકાવવું, જુઓ જમિન મ્હેસુલ નિ. ક. ૨૬૯.

—વિરુદ્ધ દાવો સાંભળવા મહાલ ન્યાયા.ને અધિકાર છે. ૩૬/૨૭૫.

**વિશિષ્ટ પંચાયત નિબંધ ક. ૫૮.** નવા નિબંધ પહેલાંના (વસોના) ચહા કોફીના નિયમ અમલમાં રહેતા નથી. ૨૯/૫૮૯.

**વિશિષ્ટ હક્ક.** જુઓ હક્ક.

## વિશેષ ન્યાયનો કાયદો.

ક. ૯. જુઓ કબજા ન્યાયાધિશી નિ. ક. ૫. તથા ફો. નિ. ક. ૩૩૮.

**ક. ૧૪. કરારનો મોટો ભાગ વિશેષ રીતે પુરો કરાવવો.**

—જેટલો ભાગ વેચનાર વેચવા સમર્થ હોય તેટલો લઇ બાકીના ભાગ માટે તેની પાસેથી નુકશાની લેવા ખરીદદારને હક્ક છે. ૩૩/૩૦૩.

**ક. ૧૮. અપૂર્ણ હક્કવાળા પાસેથી વેચાણ લેનારના હક્કો.**

—કોઇ સહભાગીદારે સમાઇક મિલકત પોતાની માલીકીની જણાવી વેચાણ આપેલી હોય તો ક. ૧૮ નો લાભ વેચાણ રાખનારને અપાવી શકાય; પરંતુ જ્યાં વેચાણ આપનાર બધી મિલકત નહિ, પણ ફક્ત પોતાનો તે મિલકતનો ભાગજ વેચાણ આપે ત્યારે ક. ૧૮. લાગુ પાડી શકાય નહિ. એવે પ્રસંગે વાદીને પ્રતિવાદી સાથે સમાઇક કબજો અપાવવો જોઈએ. ૩૯/૯૯૩.

**ક. ૨૦. નુકશાનીની શરતથી બાધ નડતો નથી.**

—સ્થાવર મિલકત વેચાણ આપવા લેવાના કરારનો ભંગ ગમે તે પક્ષકારની કસુરથી થાય, તો અરસપરસ અમુક નુકશાની આપવાની શરત હોય તોપણ તેથી કરારનો વિશેષ રીતે અમલ કરાવવાનો હક્ક નષ્ટ થતો નથી. ૩૩. પુ. ૪૭૫.

**ક. ૨૪. અંગત બાધ.**

—(b). જુઓ રાજ. કરાર. નિ. ક. ૬૯. (૩૩/૬૪૯.)

—પોતે પુરો કરવાનો કરારનો ભાગ પુરો કર્યા વિના પ્રતિવાદીને તેનો ભાગ પુરો કરવા વાદી ફરજ પાડી શકે નહિ. ૩૬/૩૨૩.

**ક. ૨૫. વેચાણના કરારનો અમલ કરાવવા વિષે.**

—વેચાણના કરારનો વિશેષ રીતે અમલ કરાવવાના દાવામાં વાદી–વેચાણ–આપનારે વેચાણવાળી મિલકતમાં પોતાનો બજારમાં વેચાય એવો હક્ક હતો એ વાત સાબીત કરવી જોઇએ. ૪૦/૪૮૪.

**ક. ૨૭. કોની વિરૂદ્ધ કરારનો અમલ કરાવી શકાય.**

—(c). કરાર કરનાર, કરારવાળી મિલકત ઉપર હક્ક ધરાવનાર હોવો જોઇએ એટલુંજ નહિ પણ તેને બીજા સખસનો હક્ક નાબુદ

કરવાનો કાયદેસર હક્ક હોવો જોઈએ. ૩૯/૭૩૨.

—પરરાજ્યે નીમેલ રિસીવરને તેવો હક્ક નથી. ૩૯/૭૩૨.

**ક. ૩૫. કરાર ક્યારે રદ્દ કરી શકાય.**

(e). વેચાણુનો વિશેષ રીતે અમલ કરવાના દાવામાં, હુકમનામામાં જણાવેલી પુરેપુરી રકમ, વાદી મુદત અંદર ન ભરે તો, વેચાણુ લેખ ફરી લેવાની તેની બજાવણી દરખાસ્ત ચાલી શકે નહિ. ૩૯/૭૯૪.

**ક. ૩૫, ૩૬.** જે કરાર રાજમાન્ય હોય અને અમલમાં આવ્યો હોય, પરંતુ તે ટાળવાનો હક્ક માત્ર, પક્ષકારો પૈકી એકને હોય ત્યારે ૪થું પ્રકરણ લાગુ પડે છે. ૩૧/૯૧.

—વેચનારને પુર્ણ માલીકી હક્ક નસ્તાં તે હક્કથી તેણે વેચાણુ કર્યું હોય અને વાસ્તવીક તેનો હક્ક માત્ર ગીરોદાર તરીકેજ હોય, તો રાજ. કરાર નિબંધ ક. ૨૩ નો લાભ વેચનારને મળી શકે નહિ; અર્થાત, આ ક. ૩૫ કે ૩૬ પણ લાગુ પડે નહિ. ૩૧/૯૧.

**ક. ૩૮. ૪૧. શુદ્ધ ન્યાયે વર્તવા ફરજ પાડવા વિષે.**

—આ કલમોના ધોરણો, કાયદાએ મના કરેલા અગર રાજનીતિ વિરૂદ્ધ હોવાના કારણે જે નિરર્થક ગણાતા હોય તેવા કરારના પ્રસંગે લાગુ પડતા નથી. તે ex turpi causa...ના તત્વ વિરૂદ્ધ નથી. ૪૦/૩૮૩. વળી જુઓ રાજ.કરાર નિબંધ. ક. ૭૮.

**ક. ૩૯. દસ્તાવેજો રદ્દ કરવા વિષે.**

—થયેલી વહેંચણીથી વાદીને ભવિષ્યમાં નુકશાન થવાનો સંભવ હોય તો વહેંચણીપત્ર, તેને બંધનકારક નથી તેમ ઠરાવી લેવા તેને દાવાનું કારણ ઉત્પન્ન થાય છે. ૩૪/૪૫૫.

**ક. ૪૧.** જુઓ ક. ૩૮.

**ક. ૪૨. જ્ઞાપન કરવા વિષે.**

વળી જુઓ હિન્દુ મિલકતની વ્યવસ્થા સંબંધી નિ. ક. ૧૬.

—અના કબજાની જમીનનો માલીક બને ઠરાવી, પ્રતિવાદી, તે જમીન બાબત બ પાસેથી વેચાણુ લેખ કરાવી, તેને નોંધાવી લે,

ત્યારે તેટલાજ ઉપરથી આ તે પોતે માલીક છે એમ ઠરાવી લેવા માટે. દાવો કરવાનું કારણ ઉત્પન્ન થાય છે. તેથી, પ્રતિવાદી તેથી પણ આગળ વધી એવા લેખને આધારે મુલકીમાં પોતાની માલકીનો દાખલો રખાવે ત્યારે પણ અને પોતાનો હક્ક ઠરાવી લેવા માટે દાવાનું કારણ ઉત્પન્ન થયું નથી એમ કહેવાય નહિ. ૩૪/૨૪૦.

**પરીણામિક** દાદ અમુક પ્રકારનીજ માગવી જોઈએ તેવું નથી; કોઇ પણ પ્રકારની દાદ માગી હોય તો બસ છે. માગેલી દાદ પરીણામિક દાદ ગણી શકાય કે નહિ તેટલુંજ જોવાનું છે. ૩૯/૨૫૭.

—ગીરોદાર વાદીની પોતાની પાછળના ગીરોદારની સામે કેવળ હક્ક સ્થાપનની ફરીયાદ ચાલી શકે નહિ. ૩૫/૫૦૯.

—વાદીએ નવેસર વહેંચણી કરવા માગણી ન કરતાં ફક્ત થયેલી વહેંચણી રદ કરવા માગણી કરી હોય તો, માગવી જોઇતી પરિણામિક દાદ ન માગ્યાના કારણથી તેનો દાવો ચાલવા હરકત છે. ૩૪/૪૫૫.

—એવી દાદ મળવા માગણી દાખલ કરી દાવા અરજી સુધારવા પરવાનગી, વિવાદમાં પણ આપી શકાય. ૩૪/૪૫૫.

—માત્ર હક્ક ઠરાવવા ઉપરાંત, કબજો વિગેરે લેવાની બીજી કાંઈ વિશેષ દાદ માગી શકાતી ન હોય ત્યારે, તેવી વિશેષ માગણી કર્યા વગર માત્ર હક્ક ઠરાવવાનો દાવો ચાલી શકે. ૩૪/૩૧૫.

—બક્ષીસ પત્રની શરતોનો અમલ થઇ શકતો નથી તેથી તે રદ બાતલ થવાથી પ્રતિવાદીને કાંઈ હક્ક મળી શકતો નથી એવું જ્ઞાપન કરાવી લેવાના દાવામાં બક્ષીસપત્ર રદ કરાવી લેવા જરૂર નથી. તે લેખ રદ કરાવી લીધા શિવાય હક્ક સ્થાપનનો દાવો ચાલી શકે છે કે નહિ તે, દાવાના સ્વરૂપ ઉપરથી ઠરાવવાનું છે. ૩૩. પુ. ૬૦.

વળી જુઓ રાજ.કરાર નિબંધ ક. ૨૫૭.

### ક. ૪૨–૫૪. જ્ઞાપન અને તાકીદ મળવા બાબત.

—ત્રાહીત ઇસમો પોતાની જ્ઞાતિના છે તથા તેમને જમણ આપવાનો પોતાને હક્ક છે, તેમ જ્ઞાપન કરવાનો દાવો ચાલે નહિ; તેમજ

એવા હક્કને જ્ઞાતિના અન્ય ઇસમો હરકત કરે નહિ એવો કાયમનો તાકીદ હુકમ આપી શકાય નહિ. ૩૨/૧૪૯.

પ્રતીવાદી પોતાની જમીનમાં દિવાલ બાંધી તેમાં જાળી, બારણાં, મુકી તે વાટે હવા અજવાળું વાદીની જમીન ઉપરથી લેવાનું શરૂ કરે તો તે અટકાવવાનો માર્ગ વાદીના જ હાથમાં હોવાથી કોઇ પ્રકારનું જ્ઞાપન કરી શકાય નહિ કે પ્રતિ.ને તાકીદ આપી શકાય નહિ.૪૦/૨૬૮.

—વાદી–સહભાગીદારના ભાગને અસર ન થાય તેવી રીતે ગીરોદારે બીજા સહભાગીદાર વિરૂદ્ધના સાનના હુકમનામાની બજાવણી કરવી એવું ઠરાવી લેવા દાવો ચાલે નહિ. (કારણ, એવા હુકમનામાની બજાવણીમાં હુકમનામાના દેણદારનો જે હક્ક હિત સંબંધ હોય છે તેજ હરરાજ કરવામાં આવે છે; અને તેથી કાયમની તાકીદ આપવાનો પ્રસંગજ ઉત્પન્ન થતો નથી.) ૩૨/૩૮.

## ક. ૪૫. સાર્વજનિક ફરજો અમલમાં લાવવા વિષે.

—ચુંટણીના કામમાં પ્રાંત ન્યાયાધિશીએ પોતાનો અધિકાર વાપરવા ના પાડી હોય ત્યાં તે વાપરવા, વિશેષ ન્યાયના કાયદા પ્રમાણે વરિષ્ટ ન્યાયાધિશી હુકમ કરી શકે. ૩૧/૫૨૭.

## ક. ૫૪–૫૫. કાયમની તાકીદ વિષે.

વળી જુઓ ક. ૪૨ તથા પડોશ હક્ક નિ. ક. ૩૫.

—જ્યાં તાકીદનો અમલ થઇ શકે તેમ ન હોય ત્યાં તાકીદનો હુકમ આપવો યોગ્ય નથી; એવે પ્રસંગે વાદીને કાંઈ દાદ મેળવવાનો હક્ક પહોંચતો હોય તો તે માત્ર નુકશાની મેળવવાનો છે. ૩૨/૧૯૩.

—પ્રતિવાદીની જવાબદારી કે ફરજ, કરાર ઉપરથી કે બીજી રીતે ઉત્પન્ન થયેલ હોય, તોપણ કાયમનો તાકીદ હુકમ આપવાના સંબંધમાં સ્થૂળ ધોરણો તો ઘણા ભાગે તેના તેજ અને સરખા છે ૩૮/૮૧૦

—તે ધોરણો માટે જુઓ ૩૮/૮૧૦–૮૨૩ *et seq.*

—બીજાની મિલકત છે એમ જાણ્યા છતાં, પ્રતિવાદી તે મિલકત ઉપર બાંધકામ કરે ત્યારે, એ પ્રમાણે કરેલું બાંધકામ કાઢી નાખવાનોજ હુકમ કરવો જોઇએ. એવા કામમાં ફક્ત નુકશાની આપવાથી ન્યાયનું થશે નહિ. ૩૭/૩૬૭.

—ઇમારત બાંધવામાં આવે તો તેની અમુક બાજુની દિવાલમાં જાળી બારી બારણા મોરી વિ. નાખવી કે કરવી નહિ એવો જ્યાં નિષેધાર્થી કરાર કરવામાં આવેલો હોય ત્યાં, કાયમની તાકીદ આપવી જોઇએ. ૩૮/૮૧૦

—પંત્યાળાનો કોઈ ભાગીદાર, બીજા વિરૂદ્ધ કાયમની તાકીદ મળવા દાવો કરે ત્યારે તેણે ચોખ્ખે હાથે કોર્ટમાં આવવું જોઈએ; અને તેનું વર્તન તેમના ઠરેલ કરાર વિરૂદ્ધ હોવું ન જોઈએ. ૩૧/૩૧૪.

—કોઈ સહભાગી બીજા સહભાગીઓનો હક્ક નષ્ટ કરવાના ઇરાદાથી, કે વિરૂદ્ધ હક્ક સાબીત કરવાના ઇરાદાથી, અગર તેઓને બાતલ કરવાના ઇરાદાથી, બાંધ કામ કરે તો તે કાઢી નંખાવવું જોઈએ. ૩૧/૪૭૬. ૩૨/૯૪. ૩૯/૪૧૫.

—પરંતુ જ્યાં બીજા ભાગીદારોએ સંમતિ આપી હોય અગર તેમના દેખતાં બાંધકામ થયું હોય છતાં તેમણે અટકાવ કર્યો ન હોય અગર દાવો કરવામાં વિલંબ કર્યો હોય, વિગેરે કારણોથી બાંધકામ તોડી પાડવાનો હુકમ કરવાની ન્યાયાધિશી ના પાડી શકે. ૩૯/૪૧૫

**ક. ૫૬. તાકીદ આપવા કયારે ના પાડવી.**

—જ્યાં કરારના ભંગથી થતા નુકશાનનો બદલો પૈસાથી આપી શકાય એવુ હોય ત્યાં કરાર વિશેષરીતે પુરો કરાવી શકાય નહિ. ૩૧/૩૧૪

**વેચાણ.** અવેજનું ખાતુ—જુઓ લ્હેણુદાર અને દેણુદાર નં. ૨.

......કરાર. જુઓ (૧) મિ. સ્વ. નિ. ક. ૬૫ (૩).

(૨) મુસલમાની સરેહ—સફીલ હક્ક.

(૩) હિન્દુ અવિ. કુટુંબ નિ. ક. ૨૦—૨૧—૨૨.

......જંગમનું, જુઓ સેલ ઓફ ગુડ્સ્ એક્ટ ક. ૪ (૧); ૫૪ (૨).
......દાવાનું, જુઓ મિ. સ્વ. નિ. ક. ૧૭૩–૧૮૧.
......ન્યાયાધિશીથી, જુઓ દિ. નિ. પરિ. ૨૧ § ૬૪ et seq.
......નુકશાની, જુઓ રાજ. કરાર નિ. ક. ૮૬–૮૭.
......પાર્ટ પરફોર્મન્સથી, જુઓ "પાર્ટ પરફોર્મન્સ."
......પુરાવો, જુઓ પુરાવા એક્ટ ક. ૩૫ (e); ૯૨.
......**માલકીની હામી,** જુઓ નીચે નં. ૧.
......**લેખનો અર્થ,** વેચાણ કે ગીરો, જુઓ નીચે નં. ૨.
......વિશેષ રીતે અમલ, જુઓ વિશેષન્યાય નિ. ક. ૨૪–૨૫–૩૮.
......સ્ટેમ્પ, જુઓ સ્ટામ્પ નિ. ક. ૩ (न); §. ૪૯.
......સ્થાવરનું, જુઓ મિ. સ્વ. નિ. ક. ૧૪, ૧૮ ,૫૩, ૬૫ et seq.

**૧. માલકીની હામી** ખાનગી વેચાણમાં હોય છે. ૪૦/૨૪૨.
—વસુલદારના વેચાણમાં પણ હોય છે. ૩૨/૪૧૭.
—કોર્ટથી થતા વેચાણ માટે, જુઓ દિ. નિ. પરિ. ૨૧ § ૬૬.

**૨. લેખનો અર્થ–વેચાણ કે ગીરો.**

—વેચેલી મિલકત પાછી આપવાનો કરાર અને વેચાણનો વ્યવહાર એકજ વખતે થાય તે પ્રસંગે તે દસ્તાવેજો ઉપરથી (૧)ગીરોનો વ્યવહાર થયો છે કે (૨) સંપુર્ણ વેચાણ અને મીલકત પાછી આપવાનો સ્વતંત્ર કરાર થયો છે, એ પ્રશ્નનો નિર્ણય, એ લેખોનો અર્થ અને તે વખતના સંજોગોનો વિચાર કરી કરવાનો છે. ૩૭/૮૨૫.

નીચેની હકીકત નીકળી આવે તો પક્ષકારોનો ઇરાદો વેચાણનો નહિ પણ ગીરોનો વ્યવહાર કરવાનો હતો એવું ઠરાવી શકાય:—

(૧) વેચાણની રકમને દેવા તરીકે ગણવામાં આવી છે, (૨) તે રકમ ઉપર વ્યાજ લેવાનો કરાર કર્યો છે, (૩) જમીન વેચાણ આપનારના કબજામાં રહી છે, (૪) જમીનની ખરી કીંમત કરતાં ઓછી કીંમતે તે વેચાણ આપેલી છે, (૫) સાંથની રકમ વ્યાજ જેટલી ઠરાવી છે, વિગેરે. ૩૭/૮૨૫.

# વ્યાજનો નિબંધ.

ક. ૨. (૨) "ચાલુ મુકદમો" એમાં બજાવણીનો સમાવેશ થાય છે. ૩૨/૩૯૩.

ક. ૩. જુઓ રાજ. કરાર નિ. ક. ૭૨. (૩૨/૩૯૩.)

**ક. ૪. વ્યાજ કેટલું અપાવવું.**

—મુદત બહાર ગયેલ લ્હેણાનું વ્યાજ મળી શકે નહિ.૪૦/૮૬૩.

**ક. ૫. કરાર ન હોય તો વ્યાજ ક્યારથી અને કેટલું અપાવવું.**

(૧) (ઘ) પ્રમાણે વ્યાજ અપાવ્યું. ૩૭/૮૮૯.

(૨) (ङ) વાદીના પૈસા પ્રતિવાદી પાસે વગર હક્કથી પડી રહ્યા હોય તે તારીખથી વ્યાજ અપાવવું જોઇએ. ૩૧/૬૩૦.

—કોઇને ભાગીદાર તરીકે માન્ય રાખવામાં ન આવે તો તેની પાસેથી લીધેલ રકમ ઉપર, નુકશાન તરીકે પણ, વ્યાજ મળી શકે. ૩૩. પુ. ૧૦૧.

—નુકશાનીની રકમ ઉપર વ્યાજ અપાવવું કે નહીં તે ન્યાયાધિશાની મુખત્યારીની વાત છે. ૩૩/૬૫૯.

—જોકે પુરાવા એકટ ક. ૯૨ પ્રમાણે, વ્યાજ બાબત લેખમાં ઉલ્લેખ ન હોય તો મોઢાનો કરાર સાબીત કરી શકાય નહીં; તોપણ આ રકમ પ્રમાણે વ્યાજ અપાવી શકાય. ૩૭/૨૫૭.

—राज. करार નિ. ક. ૭૨–૭૩–૭૪. વસુલ આપ્યાની તારીખથી લહેણદાર અમુક લેણા પેટે વસુલ લીધાનું નક્કી કરે તે તારીખ સુધીનું લેણદારને વ્યાજ મળે. ૩૫/૧૯૯.

**ક. ૬. કયા પ્રસંગે વ્યાજ અપાવવું નહિ.**

—આડતીઆએ પુરા પાડેલ માલની કીંમતના દાવાને આ કલમ લાગુ પડતી નથી. ૩૭/૮૮૯.

**ક. ૭. વ્યાજ આકારવાની રીત.**

—चालु व्याज હુકમનામાથી અપાવ્યું હોય તેથી चक्रवृद्धि व्याज અપાવ્યું છે એમ ગણાય નહિ. ૪૦/૪૦૩.

**ક. ૮. દામ દુપ્પટ વિષે ઠરાવ.**

—જ્યારે પક્ષકારની સંમતીથી હીસાબ થઈ બાકી નક્કી થઈ હોય ત્યારે આ નિયમ લાગુ પડે છે. ૩૧/૫૨૯.

—ગીરોના વ્યવહારમાં જ્યાં છેવટ હીસાબ થવાનો હોય તેને આ નિયમ લાગુ નથી. ૩૧/૫૨૯. ૪૦/૧૫.

—ગીરોના દાવામાં દામ દુપ્પટનું ધોરણ બતાવ્યું. ૪૦/૧૫.

—સાનગીરોના વ્યહવારને આ ધોરણ લાગુ છે. ૪૦/૪૮૦.

—હુકમનામાથી અપાવેલ રકમને આ નિયમ લાગુ પડે છે. ૪૦/૪૦૩, ૪૦/૫૭૩. (૩૧/૫૬૦)

—તેને મુદ્દલ રકમ ગણવી જોઈએ. ૪૦/૫૭૩.

**શબ્દો.** અંગ્રેજી શબ્દો માટે, જુઓ પરિશિષ્ટ.

—"અરસપરસ", સ્વત્વાર્પણ કરવું: અર્થ બતાવ્યો. ૩૭/૧૭૦.

—"દાવામાં", (જામીન કદબામાં), એમાં બજાવણીનો સમાવેશ થાય છે. ૩૮/૯૫.

—"નકરૂં", જુઓ ૩૯/૨૨૩; ૩૯/૩૪૩.

—"વારસ",=માલીક. વિધવાની બાબતમાં પણ સામાન્યતઃ તેજ અર્થ છે. ૩૩. પુ. ૨૭૧.

—"સલામી", જુઓ ૩૯/૩૪૩; ૩૯/૨૨૩.

"સ્થાવર મિલકતમાંનો, અગર સ્થાવર મિલકત ઉપરનો હક્ક સંબંધ" એના બે અર્થ થાય છે. (૧) અંશતઃ માલકી હક્ક; (૨) પરોક્ષ હક્ક. ૩૧/૧૭૭.

—"હરકત હેલો" જુઓ મિ. સ્વ. નિ. પ્રકરણ. ૫ ગીરો નં.૧

ઈતર શબ્દો માટે જુઓ જે તે વિષય નીચે.

**શિક્ષણીય મનુષ્યવધ.** જુઓ ફો. નિ. ક. ૨૮૧થી૨૯૦.

**શિક્ષા.** જુઓ ફોજદારી ફરિયાદ.

**શુદ્ધ ન્યાય.** જુઓ (૧) દિ. નિ. ક. ૧૪૩. (૨) મિ. સ્વ. નિ. ક. ૬૬. (૩) મૃત્યુપત્ર ચલાવનાર. (૪) પાર્ટ પરફોર્મન્સ. (૫) વિશેષ ન્યાય નિબંધ.

—કોઈ હક્ક છોડી દઈ, અમુક લાભ લીધા પછી, તેજ હક્ક અન્વયે ફરી લાભ માગી શકાય નહિ. ૩૮/૬૩.

—કાયદાના સ્પષ્ટ ઠરાવનો ભંગ થતો હોય ત્યાં આ તત્વ લાગુ પડતું નથી. ૩૬/૫૧૫–૫૨૧.

Subrogation:—વળી જુઓ રાજ. કરાર. નિબંધ ક. ૧૫૮.

—દેણદારના કહેવાથી તેનું લ્હેણું પતાવનારને લ્હેણદારના હક્ક સંપ્રાપ્ત થાય છે. ૩૪/૬૦૪.

**શૅર, શૅરહોલ્ડર.** જુઓ કંપની નિબંધ, (સામાન્ય); ક. ૨૧; §. ૨૬.

**સખ્તાઇનો કરાર.** જુઓ રાજ.કરાર નિ. ક. ૮૮.

**સગીર**...જરૂરી વસ્તુ પુરી પાડવી. જુઓ રાજ.કરાર નિ. ક. ૮૧.

...નાદાર ઠરાવવો, જુઓ નાદાર દેણદાર નિ. ક. ૯–૧૦.

...પક્ષકાર, દાવામાં, જુઓ દિ. નિ. પરિ. ૩૧.

...મુદત, જુઓ મુદત નિ. ક. ૯–૧૦, ૨૪; § ૩૩.

..."મુદ્દામાલ", જુઓ ફો, કા. ચ. રિ. નિ. ક. ૫૯૨.

...લગ્ન સબંધે કરાર, જુઓ રાજ.કરાર નિ. ક. ૨૬–૨૯.

...વાલીએ નાણાં રોકવા બાબત, જુઓ જુમ્મા નિ. ક. ૨૯.

...વાલીપણા સબંધે, જુઓ સજ્ઞાનપણાની ઉમર અને પાલ્ય પાલક નિબંધ; હિંન્દુ માબાપ તથા પુત્રો વિષે. નિ. ક. ૬.

**વાલીનું સ્વત્વાર્પણ,** વળી જુઓ (૧) મુદત નિ. § ૩૩. (૨) મુસલમાની સરેહ; (૩) હિન્દુ ધર્મશાસ્ત્ર.

—સ્વત્વાર્પણ સગીરના હિત માટે કરેલ હોવાનું સાબીત થાય તો બસ છે. જરૂરીઆત કારણો હોવાનું સાબીત કરવાની જરૂરીયાત નથી. ૩૬/૨૩૧.

—જરૂરીયાત કારણો, જુઓ હિન્દુ અવિ. કુટુંબ નિ. ક. ૨૦,૨૧.

...વિરૂદ્ધ કબજો, જુઓ "વિરૂદ્ધ કબજો."

...સગીરાવસ્થામાં ચાલેલ કામ રદ કરવા બાબત જુઓ દિ. નિ.

પરિ. ૩૧. (સામાન્ય)

**સફીલ હક્ક,** જુઓ મુસલમાની સરેહ.

**સબ્રોગેશન,** જુઓ (૧) મિ: સ્વ. નિ. ક. ૮૩. (૨) રાજ. કરાર નિ. ક. ૧૫૮. (૩) શુદ્ધ ન્યાય.

**સટ્ટો,** જુઓ રાજ.કરાર નિબંધ ક. ૩૩.

**સમાઇક દિવાલ** બીજાની સંમતી (સ્પષ્ટ કે ગર્ભીત)થી એક સહ માલીકે ઊંચી કરવા છતાં તેની માલકી સમાઇકજ રહે છે. ૪૦/૯૫૧.

વળી જુઓ પડોશ હક્ક નિ. ક. ૧૫.

**સમાઇક-માલીક; —મિલકત.** જુઓ (૧) સહભાગીદાર (૨) પડોશ હકક, (૩) વહેંચણી, (૪) વિશેષ ન્યાયનો કાયદો. ક. ૫૫.

—ઘરોની વહેંચણી કર્યા છતાં છુટી જમીનની વહેંચણી કરી ન હોય તો પ્રથમના હક્ક જારી રહે છે ૩૨/૬૯.

વધુ માટે જુઓ પડોશ હક નિ. ક. ૧૩ (૨)

**સરકાર.** અગ્રહકક જુઓ (૧) જમીન મહેસુલ નિબંધ. ક. ૧૫૦ (૨) તગાવી નિયમ ક. ૫૧.

—મુદત, જુઓ મુદત નિ. § ૧૧.

—પક્ષકાર કરવા, જુઓ દિ. નિ. પરિ. ૧. § ૧૦.

—વિરૂદ્ધ કબજો, જુઓ "વિરૂદ્ધ કબજો."

—વિરૂદ્ધ દાવો, જુઓ દિ. નિ. ક. ૮૦ થી ૯૪; તથા પરિ. ૨૭.

**સરકાર જપ્તી,** નિમણોક સંરક્ષણ નિબંધ લાગુ ન હોય ત્યાં, કોનું કોનું લ્હેણું છે તે જાણવા વહીવટદાર જાહેરનામું કાઢે તેમાં અમુક મુદતમાં લ્હેણા જાહેર કરવામાં નહિ આવે તો રદ્દ કરવામાં આવશે એમ લખવા તેમને અધિકાર નથી; અને લ્હેણું જાહેર કર્યું ન હોય તો પણ તે રદ્દ થતું નથી. ૩૩. પુ. ૨૧૨.

**સરકાર તરફથી ચલાવેલ નિમણોક સંરક્ષણ નિબંધ.**

વળી જુઓ સરકાર જપ્તી.

ક. ૨. આ કલમમાં ઈનામદારના ખેડ હક્કનો સમાવેશ થતો નથી; તેથી પરવાનગીની જરૂર નથી. ૩૦/૬૦૮.

ક. હરકોઈ વાંટાનો, તથા ઇનામી જમીનના ટુકડાઓનો સમાવેશ થતો નથી. ઇનામી (આખા) ગામોને લાગુ છે. ૩૩.પુ.૨૯.

ક. ૫. નિબંધ પહેલાંના સ્વત્વાર્પણ, મુદતમાં જાહેર નહિ કરેલા છતાં, દિવાની ન્યાયાધિશીએ તો, પક્ષકારો વચ્ચે, બંધનકારક ગણવાનાં છે. "સરકાર" એ શબ્દમાં ન્યાયાધિશીનો સમાવેશ થતો નથી. ૪૦/૭૮૩.

ક. ૬. હજુરથી ઠરે તે શરતો પ્રમાણે બજાવણી કરવાની શરતે દાવો કરવાની પરવાનગી આપેલી અને હુકમનામું થયા પછી હજુરે સરતો ઠરાવી. ઠરાવ્યું કેઃ—હુકમનામું દુરસ્ત કરાવી લીધા શીવાય બજાવણી થઇ શકે. ૩૩. પુ. ૩૩૨; ૩૩/૬૭૫.

—મંજુરી શિવાય, બજાવણીમાં, ઈનામી ગામ જપ્તીમાં લઇ શકાય નહિ. ૩૩/૬૯૩.

—મંજુરી શિવાય દરખાસ્ત દાખલ કરવા કે ચલાવવા ન્યાયાધિશીને હકુમત નથી. ૩૫/૧૮૬.

—આસામીની રકમ જપ્ત કરવા પરવાનગીની જરૂર છે. ૩૫/૧૮૬.

—આ કલમનો અમલ પશ્ચાતદર્શિ કરવાનો છે; પણ એક વખત પરવાનગી મેળવી હોય તો ફરી મેળવવાની જરૂર નથી. ૩૭/૪૯૩.

**સરકાર ધારો.** જુઓ (૧) કબજો લેવા દાવો. (૨) મિ. સ્વ. નિ. ક. ૧૦૦–૧૬૫. (૩) જમીન મહેસુલ નિબંધ ક. ૧૦૧.

**સરકાર વહીવટ હેઠળની ખાનગી મિલકત સંબંધી નિબંધ.**

ક. ૩. (નિયમ. ક. ૪.), ખેડુત પાસેથી દાણ કેટલું લેવું, કબજો કાઢી લેવો, કાયમનો ખેડુત છે કે કેમ, વિગેરે બાબતો ઠરાવવા સરસુબા સાહેબને અધિકાર નથી; છતાં તેઓ તે સંબંધે કાંઇ ઠરાવ કરે તો પણ તે રદ કરાવી લેવા જરૂર નથી. વળી તેઓ જમીન હરરાજીમાં કાઢે તો ખેડુત હક્ક સ્થાપતનો દાવો કરી શકે. ૩૭/૨૯૩.

# સરકારી તથા સાર્વજનિક કામ સારૂ જમીન લેવા સંબંધી નિબંધ.

**સામાન્ય:**—વળી જુઓ મુદત નિબંધ ક. ૮, ૧૭; દિવાની નિબંધ ક. ૧૬.

નામદાર મંત્રી મંડળે ઉપનિયમથી ઠરાવેલ ધોરણ, તેના વાસ્તવિકપણા સંબંધે, વિરૂદ્ધ મજબુત કારણોના અભાવે ન્યાયાધિશોએ સ્વિકારવું જોઇએ. ૩૯/૮૦૭.

—વળતર અધિકારીનો ઠરાવ, સરકાર કયારે રદ્દ કરાવી શકે તે બતાવ્યું. ૩૬/૯૦.

મિલકત સરકારી હોય તો વળતરથી લેવાનો પ્રસંગજ ઉત્પન્ન થતો નથી. ૩૧/૫૦૦.

**ક. ૨ (૨) (૩). ચાલુ કામો**ની કામ ચલાવવાની રીત તથા વિવાદ વિગેરે સંબંધી તમામ તજવીજ નવીન કાયદા પ્રમાણે કરવી જોઇએ. ૩૮/૪૪૬.

**ક. ૩. ખ.** જુઓ ક. ૨૭ (૧).

**ક. ૪ (૪)** દ્વેષબુદ્ધિ, કપટ અગર એવાજ બીજા કારણના અભાવે ઠરાવના સંબંધમાં દિવાની ન્યાયા.માં દાવો ચાલી શકે નહીં. ૩૯/૩૪૫.

**ક. ૯. (૪)** ક એજ ધોરણ:–૩૮/૭૨૪.

—ઠરાવ નિર્ણાયક પુરાવો છે; પણ સુધરાઇએ યોજના અધિકાર પુર્વક કરી નથી એમ ઠરાવી લેવાના દાવાને બાધ આવતો નથી. ૩૯/૩૪૫.

—સુધરાઇને, જમીન વળતર આપી લેવા કાયદાથી અધીકાર છે કે કેમ તે જોવા દિવાની કોર્ટને હકુમત છે. ૩૯/૩૪૫.

**ક. ૧૧ સૂચના પ્રસિદ્ધ કરવા વિષે.** વળી જુઓ ક. ૨૨.

—દર ચોરસ ફુટ માટે રૂા. ૧ પ્રમાણે, માગણી કરવી તે, રકમ નમુદ કરી, કરેલી ગણાય. ૩૯/૩૨૬.

**ક. ૧૩** રકમ ઠરાવવા માટે જમીનનું ક્ષેત્રફળ નક્કી કરવા વિ. અનુસંગીક બાબતો ઠરાવવા વહિવટદારને અધિકાર છે. ૩૩/૪૧.

ક. ૧૩ (૨) વળતર અધીકારીએ કાયદા વિરૂદ્ધ કરેલ કપાત ન્યાયાધિશી પરત અપાવી શકે ૩૩/૧૯૧, ૩૪/૫૬૭.

વળી જુઓ નિયમ ક. ૧૫.

ક. ૧૫. હિત સંબંધવાળા સખસોની દરમ્યાન, ક્ષેત્રફળ બાબત, કીમત બાબત, કે વહેંચણી બાબત, આવો ઠરાવ, નિર્ણયકારક નથી; તેથી ક. ૨૨ પ્રમાણે અરજ કરવા, અગર જુદો દાવો કરવા છુટ છે. ૩૬/૧૦૫.

ક. ૨૦-૨૧. ઇતર રીતે સરકાર કબજો લે, તો સર્વ સામાન્ય ધોરણ પ્રમાણે દાદ લેવા હરકત નથી. ૩૫/૬૨. જુઓ વિરૂદ્ધ કબજો.

ક. ૨૨ ન્યાયાધિશીને લખી મોકલવા વિષે.

—કરેલ અરજ રીતસર અગર યોગ્ય વખતમાં આવેલી ન હોય તો, તે અરજ મોકલવાનું કામ અને ન્યાયાધિશી કામ ચલાવે તો તે પણ, હકુમત વગરના છે. ૩૩/૩૨૬.

—અરજ પ્રાંત ન્યાયા.માં નહિ મોકલતાં, વહીવટદારે નામંજુર કરી હોય તો તપાસણી અરજ ચાલે. ૩૯/૨૭૯.

—ક. ૧૧ પ્રમાણે સૂચના બન્યા પછી રકમ નમુદ કરી વળતર મળવા માગણી કરી ન હોય, તો ક. ૨૨ પ્રમાણે કામ પ્રાંત ન્યાયા.માં મોકલવા માગણી કરી શકાય નહીં. ૩૯/૩૨૬; ૪૦/૨૫;

—તકરારી મિલકત ખાનગી સખસની છે કે સરકારની છે, એવો વાદ હોય ત્યાં તે સખસને દિવાની ન્યાયા.થી માલકી ઠરાવી લાવવા કહેવું જોઇએ. ૩૧/૫૦૦.

ક. ૨૨ (૩). વહિવટદારે રીતસર સૂચના આપી હોય ત્યારથીજ મુદત ગણાય; ઠરાવની ખબર ગમે તે રીતે પડી હોય તો પણ તેવી ખબર પડ્યા તારીખથી નહીં. ૩૮/૪૪૬.

ક. ૨૨. (૪) જુનું ધોરણઃ—૩૯/૨૭૯.

ક. ૨૪. (૩). ઘણા પૈકી એકની વધારે રકમ મળવા તકરાર હોય, તો તેના એક પુરતુંજ કામ પ્રાંતમાં મોકલી શકાય. તેના કૃત્યથી બીજાઓના લાભમાં હુકમ કરી શકાય નહીં. ૩૩/૪૧.

—પણ બધાના પ્રતિનિધી તરીકે તેની માગણી હોય તો એકંદર રકમ ઠરે તે અપાવી શકાય. ૩૭/૪૧.

## ક. ૨૭ (૧). વળતર ઠરાવવામાં ધ્યાનમાં લેવાની વાતો.

—કાયદાની સત્તા વાપરી મિલકત લીધી હોય ત્યારે, પૂર્ણ વળતર આપવું, એવો હેતુ છે. ૩૧/૩૭૫.

—"જમીન" એમાં જમીન અને તેમાંનો કુવો કે ઈમારત કે ઝાડનો સમાવેશ થતો હોવાથી જુદી જુદી કીંમતો ઠરાવવાની છે. ૩૩/૩૯૮.

—પાસેની જમીનનો માલીક, રાજીખુશીથી, જાહેર હરરાજીથી તે મિલકત વેચી જે રકમ ઉપજાવે તેનો તકરારી જમીનની કીંમત ઠરાવવા ઉપયોગ કરી શકાય. ૩૫/૫૦૩.

—માલીકને કોઈ પણ પ્રકારે નુકશાન ન થાય તે પ્રમાણે કીંમત ઠરાવવી જોઇએ. ૩૨/૧૯૯.

—બજાર ભાવની કીંમત ઠરાવવામાં एस्टीमेट લગતો પુરાવો હોઈ, પુરાવામાં ગ્રાહ્ય છે. ૩૨/૧૯૯.

बजार भावनी कींमत ઠરાવવાની ૩ રીતો બતાવી. ૩૫/૪૧૨.

—Potential Capacity ઉપર પણ ધ્યાન આપવું જોઇએ પણ તે બાબતનો કેવળ કાલ્પનીક તરંગ બાંધી વિચાર કરવાનો નથી. ૩૫/૪૧૨.

—જમીનનો માલીક ખાનગી રીતે વ્યવસ્થા કરી જે નફો તે મેળવી શકત, તે ધ્યાનમાં લઈ કીંમત નક્કી કરવી જોઇએ. ૩૧/૩૭૫.

—માલીક સંકડામણને લીધે નહીં, પણ આપખુશીથી વેચતો હોય અને ખરીદનાર કોઈ ખાસ કારણ નહીં પણ આપખુશીથી લેતો હોય તેવી વેચાણ કીંમતને બજાર ભાવની કીંમત ગણવી જોઇએ. ૩૫/૪૧૨.

—બજારભાવની કીંમત ઠરાવવામાં જમીનનો प्रकार ધ્યાનમાં લેવાની જરૂર છે. ૩૯/૮૦૭.

—વતનની જમીનની કીંમત ઠરાવવામાં, જાત ધર્માદાય બારખળી જમીનના વેચાણના દાખલા આધારભૂત ગણાય નહીં. ૩૯/૮૦૭.

—વતનની જમીનની કીંમત નક્કી કરવાનું ધોરણ બતાવ્યું. ૩૭/૬૭૯.

—વતનની જમીનનું સ્વરૂપ બતાવ્યું. ૩૯/૮૦૭.

—સરકારી જમીન કરતાં બારખલી જમીનની કીંમત વધારે હોય છે તેવું અનુમાન બરોબર નથી. ૩૬/૮૮.

—જાત ધર્માદાય બારખલી જમીનનું સ્વરૂપ બતાવ્યું. ૩૯/૮૦૭.

**મોખરોઃ**—દુકાન વાળા પ્રદેશમાં રસ્તા ઉપરનો ૪૦ ફીટ જેટલો ભાગ મોખરાનો ગણાય છે. ૩૧/૩૭૫.

—આવક આવી શકે તેવા, શહેરમાં આવેલ ઇમલાની કીંમત માટે, ભાડાની રકમ ઉપરથી, વળતર ઠરાવવું બરાબર થશે. ૩૧/૩૭૫.
—વળતર ઠરાવવામાં મીલકતનું ભાડુ વિચારમાં લઇ શકાય. ૪૦/૩૨૪.

—**ઇમલો.** જમીનની કીંમત પણ માલીકને મળવી જોઇએ; તેમાંથી વ્યાજના લાભની કપાત થવી જોઈએ; પણ જમીનની કીંમત વધતી જતી હોય તો કપાત કરવા જરૂર નથી. ૩૧/૩૭૫.

—આવા પ્રસંગે ભાડુ ગણવામાં કેટલી રકમોની કપાત થાય છે તે બતાવ્યું. ૩૧/૩૭૫.

Cubageના ધોરણ પ્રમાણેજ, માલીકે કીંમત લેવી જોઈએ તેવું નથી. જાહેરનામા વખતે તેવુંજ નવીન મકાન બાંધતાં જેટલું ખર્ચ થાય તેમાંથી મકાનની ઉમર અને જીંદગીના પ્રમાણમાં ચોગ્ય કપાત કરી કીંમત ઠરાવવાના ધોરણે, કેટલી કીંમત થાય છે તે બતાવવાનો માલીકને હકક છે. ૩૨/૧૯૯.

—મકાનના ધન ક્ષેત્રફળના ધોરણે કરેલ અંદાજી કીંમતમાં જમીનની અંદાજી કીંમત ઉમેરી વળતર ઠરાવવાથી ખરી કીંમતનો અડસટો થતો નથી. ૩૧/૩૭૫.

—સીમની, ખાતાની જમીનની બાબતમાં તે ઉપર ઘર બાંધવા માટે દંડ અને વધારે આકાર ભરવો પડે છે તે વાત કીંમત ઠરાવવાને લગતી હકીકત છે. (પ્રતીબંધ રૂપ નથી) ૩૫/૪૧૨.

ક. ૨૭ (૧) ક. જમીનનો કબજો સરકાર લે, તે તારીખ પછીનું

મિલકતનું ભાડુ, પટ્ટાની મુદત પુરી થઈ ન હોય તો પણ, માલીકને મળી શકે નહીં. ૪૦/૩૨૪.

ક. ૨૭ (૨) મરજી વિરૂદ્ધના પંદર ટકા ફક્ત બજાર ભાવની કીંમત ઉપરજ આપવાના છે; બીજી કોઈ પણ રકમ ઉપર નહીં. ૪૦/૩૨૪.

## ક. ૩૧. વહીવટદારે ઠરાવેલ રકમ કરતાં ઓછી ક્યારે અપાવવી નહી.

—વહિવટદાર રૂબરૂ હાજર થઈ માગણી નહીં કરવા પુરતો સબબ હતો એવી પ્રાંત ન્યાયાધિશીની ખાતરી કરે તો વધારે રકમ મળવાનો અરજ ચાલી શકે. ૪૦/૨૫.

—ક. ૧૧–૧૨ પ્રમાણે સૂચના યોગ્ય વખતે અપાએલ નહીં હોવાથી હીત સંબંધ વાળો વળતર અધીકારી પાસે માગણી કરવા ચુકે તો તેને વ્યાજબી કારણ ગણી ન્યાયા. વધારે રકમ અપાવી શકે છે. ૩૩/૬૯૮.

ક. ૩૧ (૧) ક. એજ ધોરણ. ૩૨/૧૯૯.

ક. ૩૨ (૨) ખર્ચ, જુનું ધોરણ:–૩૩/૧૯૧.

ક. ૩૨ (૩) વધારાની રકમ ઉપર વ્યાજ અપાવવા સંબંધમાં ક. ૩૮ લાગુ કરી શકાય નહીં. ૩૮/૪૪૬.

—મુખત્યારી વાપરવામાં ભારે ગેરશિસ્તપણું થયું હોય, તોજ વિવાદમાં દરમ્યાનગીરી થાય. ૩૬/૧૦૫.

ક. ૩૨ (૪) ઠરાવ હુકમનામું ગણાશે. ૩૩/૪૧.

ક. ૩૩. વહેંચણી, જુદા જુદા કહેવાતા હિત સંબંધ વાળાઓની વચ્ચે, કેવી રીતે કરવી તે ઠરાવવા વહિવટદારને અધિકાર છે. ૩૬/૧૦૫.

—ગીરો મિલકતના વળતરની રકમ ગીરો મુકનાર અને ગીરોદારને વહેંચી આપવા વહીવટદારને અધિકાર નથી. ૩૫/૫૮૪.

—ગીરોદાર અને ગીરો મુકનારનો સંબંધ ચાલુ હોય તો તે અવિભક્ત હીત–સંબંધ ચાલુ છે એમ ગણી રકમની વ્યવસ્થા કર-

વાની છે. ગીરોનો સંબંધ નષ્ટ કરવા અધિકાર નથી. ૩૩/૪૧.

—ગીરોદારના કબજામાંથી મિલકત લીધી હોય તો તેનેજ રકમ મળવા હક્ક છે. ૩૩/૪૧.

**ક. ૩૪. વહેંચણી બાબત તકરાર.**

હકીકત લખી જણાવીને, અગર તેમ કર્યા વગર પણ, રકમ મોકલવા વહિવટદાર મુખત્યાર છે. ૩૩/૪૧.

**ક. ૩૫. (૫)** પ્રાંત ન્યાયા.માં રકમ આવ્યા પછી ન્યાયા. મારફત નીકાલ કરાવી લીધો નહીં હોય તો હકક સ્થાપનનો દાવો કરી કરાવી શકાય. ૩૩/૪૧.

**ક. ૩૬.** " वेचवानो करार करवाने लायक न होय तेवा सख्स " માં વિધવા, સાર્વજનીક સંસ્થાના મહંત, વિગેરેનો સમાવેશ થાયછે. ૩૩/૪૦૪.

એવા મર્યાદીત હક્કવાળાને આપેલ રકમને પણ મુળ મિલકતનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે. ૩૩/૪૦૪.

—ગીરો મિલકત વળતરમાં લેવાથી તે રકમ ગીરોનું તારણ બને છે. ૩૩/૪૧.

**ક. ૩૮. વ્યાજ.** ૭ ટકા મુજબઃ—જુનું ધોરણ ૩૮/૪૪૬; ૩૬/૧૩.

—ક. ૩૮ પ્રમાણે વહીવટદારે ફરજ અદા કરવા પ્રાંત ન્યાયાધિશી ફરમાવી શકે છે. ૩૧/૩૮૬.

—વધારે રકમ અપાવવા પ્રાંત ન્યાયા. ઠરાવે ત્યારે માત્ર તે વધારાની રકમ ઉપરજ વ્યાજ અપાવી શકાય એમ નથી. ૩૧/૩૮૬.

—કબજો કાઢી લીધાથી જે ઉત્પન્ન કે ફાયદો મળતો બંધ થયો હોય તેટલી રકમ, વ્યાજના રૂપમાં, અપાવવી જોઇએ. ૩૮/૪૪૬.

—ક. ૩૮ નું વ્યાજ અપાવવાનું ધોરણ ફરજીયાત છે; જ્યારે ક, ૩૨ (૩) માં વધારાની રકમ ઉપર વ્યાજ અપાવવા બાબત મુખત્યારી રાખેલી છે. ૩૮/૪૪૬.

**ક. ૪૨–૪૩.** પંચાયતની માગણી ઉપરથી સુબા સાહેબ તરફથી જમીન લેવાનો ઠરાવ કરેલ હોય તો પંચાયતને જમીન લેવા અધિ-

કાર નથી તેમ ઠરાવી લેવાનો દાવો ચાલે નહીં. ૩૮/૭૨૪.

**ક. ૫૧. દિવાની નિબંધનું લાગુપણું.** જુનું ધોરણ, ૩૩/૬૨૫.

**નિયમ ક. ૪.** વળતર અધિકારી આગળ પક્ષકાર ન હોય તેવા ઇસમને **પક્ષકાર** કરવા કે ત્યાં ન કરેલ તકરાર કરવા દેવા પ્રાંત ન્યાયાધિશીને હકુમત નથી. ૩૩/૬૨૫.

[પણ હવે જુઓ ક. ૫૧ તથા દિ. નિ. પરિ. ૧ § ૧૦.]

**નિયમ ક. ૮.** વધારે રકમ માગનારે વધારે રકમ મળવી જોઇએ તે વાત સાબીત કરવી જોઈએ. ૩૫/૪૧૨.

—લેવાએલી જમીનની ખરેખર કીંમત શું છે, તે વાદીએ સાબીત કરવું જોઈએ. ૩૬/૮૮.

**નિયમ ક. ૧૫.** જુઓ ૩૩/૧૯૧.

**સરકારી નોકર.** જુઓ દિ. નિ. ક. ૨ ઢ; ફો. નિ. ક. ૩. છ. ૩૨૮; ૪૨૦. તથા ફો. કા. ચ. રિ. નિ. ક. ૧૯૨.

**સરકારી નોકરો સંબંધે નિયમ. ક. ૩૨.** પરવાનગી વગર જમીન વેચાણ રાખવી એ કાયદેસર નથી. ૩૩. પુ. ૨૪૦.

**ક. ૩૦૨.** "ધંધો અગર વેપાર" થાય છે કે કેમ તેનો નિર્ણય દરેક કામની હકીકત ઉપરથી કરવાનો છે. ૪૦/૮૮૫.

**ક. ૩૦૨–૩૦૬–૩૨૪.** નોકરે ધંધો અગર વેપાર કર્યો હોય તો તે ઉપરથી દાવો ન ચાલે. ૪૦/૮૮૫.

**ક. ૩૦૪–૩૦૫.** પેનશનર ને આ કલમો લાગુ નથી. ૩૮/૭૪૭.

**ક. ૩૦૬.** આ કલમનું ધોરણ, વતનદાર, મજમુંદાર વિગેરે પ્રત્યક્ષ નોકરીમાં દાખલ થનારને લાગુ નથી. ૪૦/૮૮૫.

**ક. ૫૩૦.** જુઓ ફો. કા. ચ. રિ. નિ. ક. ૧૯૨.

**સરદાર ન્યાયાધિશી સંબંધી નિયમ.** ક. ૧૨. જુઓ દિ. નિ. ક. ૧૧૧.

**સર્વે સેટલમેન્ટ.**

ખાતાની પરવાનગી જુઓ (૧) દિવાની નિયમ ક. ૨૮ થી ૩૫.

તથા (૨) સરકાર તરફથી ચલાવેલ નિમણોક સંરક્ષણ નિબંધ ક. ૬.

...લાગુ કરવું, જુઓ ઇનામદાર.

...સર્વે અધીકારીનો ઠરાવ. માલકી ઠરાવવા કરેલ દાવામાં તે ઠરાવ રદ્દ કરાવવા માગણી કરી શકાય નહિ; કારણ દિવાની ન્યાયા.થી જે ઠરાવ થાય તે ધોરણે સર્વે રેકર્ડમાં સુધારો કરવાનો હોય છે. ૩૯/૫૬૭.

—પણ સનદમાં સુધારો કરાવી આપવાની દાદ દિવાની દાવામાંજ માગવી જોઇએ. આ. ૫. ભાગ–૧ પૃષ્ટ ૧૨૭૬ તા. ૧૨–૧–૨૪.

**સલામીની રકમ.** જુઓ મુદત નિબંધ § ૧૦૬.

**સહઆરોપીની** કબુલત, જુઓ ફોજદારી ફરીયાદ. (કબુલત)

**સહકારી મંડળીઓ સંબંધી નિબંધ. ક. ૪૨. (૫)** નિબંધ મુજબ કરેલ ઠરાવની બજાવણી, દાવો જે ન્યાયાધિશીમાં થઈ શકત, તે ન્યાયાધિશીથી થઇ શકે. ૩૭/૨૦૯.

**સહભાગીદાર.** જુઓ (૧) કબજો લેવા દાવો. (૨) દિ. નિ. ક. ૪૯. (૩) પદ્ધતિ (ઠરાવ અને હુકમનામુ). (૪) મિ. સ્વ. નિ. ક. ૧૩૯. (પટ્ટો) (૩) મુદત નિ § ૧૦૬–૧૧૧. § ૧૨૮. (૫) રાજ. કરાર નિ. ક. ૫૮, (૬) વતન. (૭) વહેંચણી. (૮) વિરૂદ્ધ કબજો. (૯) વિશેષ ન્યાય નિ. ક. ૫૫. (૧૦) વ્યાજ નિ. ક. ૫. ક. (૧૧) સમાઇક દિવાલ. (૧૨) હિન્દુ અવિ. કુટુંબ નિબંધ.

—એકનો કબજો બધાનો કબજો ગણાય છે. ૩૩/૪૮૦.

—પોતાના ભાગની મિલકત કબજે મળવાના દાવામાં, વાદીના કબજામાં કાંઈ મિલકત ન હોય તોપણ સમાઇક કબજો મળવાની માગણી કરવાની આવસ્યકતા નથી. ૩૬/૭૧૭.

—સોગન ઊપર (સમાઈક હક્ક ઊપરથી કરેલ) દાવાનો નીકાલ કરવા એક ભાગીદાર–વાદી તજવીજ કરે, તે બીજાને બંધનકારક નથી. ૩૯/૫૦૦.

**સહી** જુઓ (૧) મુદત નિ. ક. ૬. (૨) સામાન્ય કલમોનો નિ. ક. ૩૧ (૩૩).

—ભણેલાએ પોતાની સહી બીજા પાસે કરાવી હોય, અગર તેમ કરવામાં તેની સંમતિ હોય, તો પણ ચાલે. ૪૦/૧.

**સજ્ઞાનપણાની ઊમ્મર અને પાલ્ય પાલક નિબંધ.**

**ક. ૧૫.** આ કલમના સંજોગોના અભાવે દિવાની ન્યાયાધિશી મિલકતનો વાલી નામી શકે નહિ. ૩૭/૮૫૭.

વળી જુઓ દિ. નિ. પરિ. ૩૧ (સામાન્ય).

**ક. ૨૫.** બાપ, ક. ૯ પ્રમાણે "નાલાયક" ન હોય તો સગીરનો વાલી નિમવા ન્યાયાધિશીને અધિકાર નથી. ૪૦/૧૦૬૧.

**ક. ૭૧–૭૪.** પાલ્ય વિરૂદ્ધનું હુકમનામું, ખાતામાં નોંધાવેલું ન હોય તો તેની બજાવણી ન ચાલે. ૩૪/૩૫૪,

**ક. ૭૫.** ભાડાની ચઢેલી રકમ, મહેસુલ નિબંધના ધોરણે વસુલ કરવા અધિકાર છે. ૩૮/૨૫૬.

**સ્વરૂપાંતર,** જુઓ દિવાની નિબંધ પરિ. ૬ § ૧૭.

**સ્વત્વાર્પણ,** જુઓ (૧) મિલકત સ્વત્વાર્પણ નિબંધ (૨) સંમતિ. (૩) હિન્દુ મિલકતની વ્યવસ્થા સંબંધી નિબંધ.

**સાટાનો કરાર,** જુઓ રાજ. કરાર નિબંધ. ક. ૨૬.

**સાનગીરો,** જુઓ મિ. સ્વ. નિ. ક. ૮૦,

**સાપરાધ પ્રવેશ,** જુઓ ફો. નિ. ક. ૪૫૦ થી ૪૬૫.

**સાપરાધ વિશ્વાસઘાત,** જુઓ ફો. નિ. ક. ૪૦૮ થી ૪૧૧.

**સાબીતીનો બોજો,** જુઓ પુરાવા ઍક્ટ ક. ૧૦૨ થી ક. ૧૦૬. તથા જે તે વિષય નીચે.

**સામલાતીની કબુલત.** જુઓ પુરાવા એક્ટ ક. ૩૦ તથા ૧૩૩.

**સામાન્ય કલમોનો નિબંધ. ક. ૧૧.** સ્પષ્ટ ફરમાનને અભાવે હક્ક ઊપર અસર થાય એમ નવીન કાયદાનો પશ્ચાતદર્શી અમલ કરવાનો નથી; પરંતુ કામ ચલાવવાની રીત વિષે નવીન કાયદા પ્રમાણે અમલ કરવાનો છે. ૩૫/૩૪૧.

ક. ૧૧ (૨) નવીન નિબંધ થયા છતાં, તે વિરૂદ્ધ ન હોય તેવા નિયમો,, વટહુકમો, નિમણુંકો વિગેરે કાયમ રહે છે. ૩૯/૫૮૯.
ક. ૧૫. (ખ) હકીકત ઉપરથી નાયબ દિવાન સા.ના હુકમનો આ કલમમાં સમાવેશ થાય છે તેમ ઠરાવ્યું. ૩૪/૪૩૯. વળી જુઓ દિવાન.
ક. ૨૨. "હજુર"માં મંત્રી મંડળનો સમાવેશ થાય છે. ૪૦/૫૧૨.
ક. ૩૧ (૩૩). વિશેષ ઠરાવના અભાવે, अभणनी सही તેણે બીજા પાસે કરાવેલી હોય, તો તે તેનીજ ગણાય. ૩૮/૩૭૧.

—તેની નિશાની હોય તોપણ ચાલે. ૩૦/૪૯૭.

વળી જુઓ, "સહી."

**સામી હકીકત.** જુઓ (૧) દિ. નિ. પરિ. ૩૯ § ૨૨ (૨) ન્યાયા લાગત નિબંધ ક. ૭. (૩) હુજુર વિવાદ.

**સામો દાવો** (૧) દિ. નિ. પરિ. ૮ § ૬ (૨) ન્હાના દાવા ન્યાયા. નિ. ક. ૮. (૩) વહેંચણીનો દાવો.

**સારી ચાલના જામીન.** જુઓ ફો. કા. ચ. રી. નિ. ક. ૫૦૨ થી.

**સાર્વજનિક સંસ્થા, સાર્વજનિક જુમ્મો,** જુઓ (૧) કાયદાનો અમલ (૨) દિ. નિ. ક. ૧૦૨-૧૦૩ (૩) ન્યા. લાગત નિબંધ ક. ૪૮. (૪) મિ. સ્વ. નિ. ક. ૧૬૬.

—જમીન अर्पण કરવામાં માત્ર અર્પણ કરવાનો ઇરાદો બસ થતો નથી; જમીન જુદી પાડવી જોઇએ, તથા તે ઊપરથી માલકી સ્પષ્ટપણે ઊઠાવી લેવી જોઇએ. ૩૭/૬૯૧.

संस्था सार्वजनीक છે के केम, તે જુમ્માના દસ્તાવેજની ભાષા, પક્ષકારોનું વર્તન, તથા વહીવટ ઊપરથી ઠરાવવાનું છે. ૩૬/૭૪૫.

—સરકાર તરફથી ચાલતી ખારખળી જમીન છોડી દેવાથી, સંસ્થા ખાનગી સંસ્થા થતી નથી. ૩૬/૯૭.

—જ્યાં શિષ્યનો હક્ક ઊત્પન્ન થવા લોકોની પસંદગી કે સંમતીની જરૂર હોય તે સાર્વજનિક સંસ્થા છે. ૩૩/૨૧૩.

—કેવી હકીકતો ઊપરથી સા. સં. માની તે માટે જુઓ ૩૬/૯૭.

—માલકી સંસ્થા રૂપી વ્યક્તીની છે; વહીવટ કરનારની નહિ. ૪૦/૬૬૭.

—કબીરપંથી મહંતો મીલકત સંપાદાન કરે છે તે સંસ્થા માટે છે. ૩૩/૨૧૩.

—કબીરપંથી ચેલાને ચાદર ઓરાઢવાથી તે મહંત થાય છે, અને તે નાતાથી વહીવટ કરવાનો હક્ક મળે છે. ૩૩/૨૧૩.

—લેખી કે પ્રત્યક્ષ પુરાવાના અભાવે વહીવટ ઊપરથી જુમ્મેદાર કે વહીવટ કરનારના હક્ક અને જવાબદારી ઠરાવવાં જોઈએ. ૩૩/૨૧૩.

—જુમ્મેદારોએ કરેલ સ્વત્વાર્પણને જરૂરીયાત કારણ હતું કે નહિ તે ન્યાયાધિશ જોઇ શકે છે, ૩૬/૭૪૫.

ત્રાહીત સખસને વૈયક્તિક હક્ક હોય તોજ સાર્વજનિક સંસ્થા સંબંધે તે દાવો કરી શકે; ૩૨/૫૨૪. ૩૬/૭૪૫,

—વૈયક્તિક હક્કના પ્રસંગો બતાવ્યા. ૩૬/૭૪૫.

—કેવળ દર્શન કે પ્રાર્થના કરવા જનારને સંસ્થાની મિલકત કબજે લેવા દાવો કરવા હક્ક નથી; પરંતુ દિ. નિ. ક. ૧૦૨ પ્રમાણે દાદ મળવા દાવો કરી શકાય. ૩૬/૭૪૫.

**સાર્વજનિક સંસ્થાનો નિબંધ.**

—સરકાર શિવાય ત્રાહીતની માલકીના નિર્ણય કરવા બાબત આ નિબંધ નથી. ૩૧/૧૭૭; ૩૪/૨૨૦.

ક. ૪. સાર્વજનિક સંસ્થા કોને કહેવાય, ભોગવટાની જરૂર ક્યારે નથી, ક્યારે છે, સંસ્થાને સાર્વજનીક ઠરાવવા માટે શું સાબીત કરવું જોઇએ. વિ. બતાવ્યું. ૩૯/૬૮૩.

—સંસ્થા ખાનગી માલકીની હોવાનું કહેનારે, તમામ ખર્ચ પોતાની ખાનગી મીલકતમાંથી થાય છે, તેમ સાબીત કરવું જોઇએ. ૩૬/૯૭.

**સાક્ષી.** જુઓ (૧) મુદતનો નિબંધ ક. ૬ (૨) દિ. નિ. પરિ. ૧૬; પરિ ૧૮.§૧૨. (૩) પુરાવા એક્ટ ક. ૬૮ થી ૭૦, ૧૨૦, ૧૪૫. (૪) સંમતી.

—લેખ ઉપરનો સાક્ષી, લખી લેનાર, લખી આપનાર, અને તેમાં હિત સબંધ ધરાવનાર સિવાય, ત્રાહીત ઇસમ હોવો જોઇએ. ૩૨/૧.

—અભણ ઇસમની સહી કરનાર તેનો સાક્ષી થઈ શકે નહિ. ૩૩/૬૩૭.

# સ્ટાંપ નિબંધ.

## સામાન્ય.

**લાગત ઠરાવવાના ધોરણ:—**

—આ રાજ્ય અંદરની અને બહારની મિલકતની વ્યવસ્થા કરેલી હોય ત્યારે કુલ કીમતની રકમ ઉપર લાગત પડે. ૩૭/૩૩૨.

—લેખમાં કીંમત લખેલી ન હોય અને રકમ કે કીમતના પ્રમાણમાં લાગત બેસતી હોય તો કીંમત નક્કી કરી શકાય કે નહીં, તે જે રકમ લાગુ પડતી હોય તેના શબ્દો ઉપરથી ઠરાવવાનું છે. ૩૯ સ્ટાં. ખુ. ૧૪; ૩૭/૮૯, ૩૭/૮૬૮.

—લેખમાં લખેલ કીંમત ઉપર લાગત લેવાની હોય અને કીંમત લખેલી ન હોય તો લાગત લઈ શકાય નહીં. ૩૯/સ્ટાં. ખુ. ૧૪. ૩૭/૮૬૮.

—મિલકતની કીંમત મુજબ લાગત લેવાનું ઠરાવ્યું હોય ત્યાં કીંમત લખી ન હોય તો ન્યાયાધિશી કે અમલદારે તે ઠરાવવા તજવીજ કરવી જોઈએ. ૩૯ સ્ટાં. ખુ. ૧૪.

**લેખ—અર્થ, સ્વરુપ.**

—અર્થ, પ્રજાના લાભમાં થાય તેવી રીતે કરવો જોઈએ. ૩૬/૧૨૧.

—બીજા લેખનો અર્થ, ભાગ્યેજ આધારભૂત ગણાય. ૩૯. સ્ટાં. ખુ. ૪. વળી જુઓ, દસ્તાવેજનો અર્થ.

—**દસ્તાવેજનું સ્વરુપ** પક્ષકારોએ આપેલ નામ ઉપરથી ઠરાવવાનું નથી, પણ તેથી કાયદેસર જે હીત સંબંધ ઉત્પન્ન થતો હોય તે જોઈ નક્કી કરવું જોઈએ. ૩૫/૫૧૧; ૩૭/૧૦૯.

—પ્રધાનભાગ અને ગૌણભાગ નક્કી કરી, પ્રધાનભાગના મજકુર ઉપરથી નક્કી કરવું જોઇએ. ૩૯ સ્ટાં. ખુ. ૪.

—પક્ષકારોએ વાયદાચીઠી નામ આપેલું છતાં, હુંડીના સ્વરૂપનો મજકુર હતો. તે ઉપર પ્રતી. નં. ૧ ની વતી પૈસા આપવાનું વચન, પ્રતી. નં. ૨ ના એ લેખને મથાળે શેરો કરી લખી આપ્યું. ઠરાવ્યું, કે તે હુંડી છે, અને શેરો સ્વતંત્ર લાગતને પાત્ર નથી. ૩૫/૫૧૧.

ક. ૩. ग. ખતની વ્યાખ્યા સંપુર્ણ નથી. કોનો કોનો સમાવેશ થાય છે એટલુંજ બતાવ્યું છે. ૩૩/૬૯.

—ખત થવા માટે જવાબદારી સ્પષ્ટ જોઈએ; ગર્ભીત વચન કે જવાબદારી હોય તો ખત ન થાય. ૩૯ સ્ટાં. ખુ. ૨૬.

—નાણાં હપ્તાથી આપવાનું વચન હોય અને સહી સાક્ષી હોય તે ખત છે. ૩૨/૫૯.

—કરાર કરી આપનાર મુળ સખસ, અને કરાર પુરો કરવા થએલ જામીનદારે લખી આપેલ કરાર મળી એકજ કરાર થાય છે; અને તેવા કરાર ઉપર સાક્ષી કરેલ ન હોય તે ખત નથી. ૩૨/૧.

—અમુક રકમ આપવાનું કબુલી તેમાં નમુદ કરેલી તારીખે તે આપવામાં ન આવે તો વ્યાજ સાથે આપવાનું કબુલ્યું હોય અને તે ઉપર શાખ હોય તે खत મનાય. ૩૯ સ્ટાં. ખુ. ૧, ૩૯ સ્ટાં. ખુ. ૨; ૩૩/૩૩૭.

—કોઇ લેખને ખત ગણવા માટે તે ઉપર સાક્ષીની જરૂર છે કે નહીં તે વાત લેખના મજકુર ઉપરથી નકકી કરવાની છે. ૩૨/૧.

ક. ૩. घ. ગીરવી ખત થવા માટે ક. ૩ ग પ્રમાણે ખત થવું જોઈએ એમ નથી. ૩૩/૬૯.

ક. ૩. ज. पावती અને फारगतीના સ્વરૂપ બતાવ્યા. ૪૦/૨૫૩.

ક. ૩. ठ. જે લેખથી નવીન હક્ક ઉત્પન્ન કરવામાં આવ્યો હોય અગર અસ્તીત્વમાં હોય તેવા હક્કમાં ફેરફાર કરવામાં આવ્યો હોય તોજ, તે સ્ટાંપને પાત્ર છે. ૩૫/૨૮૪, ૩૧/૫૫૨.

—લેખ શિવાય કાંઈ પણ વ્યવહાર થયો હોય તેને લાગત લેવાની નથી. ૩૧/૫૫૨.

ક. ૩. ૪. વાયદાચિઠ્ઠી—જે સખસને પૈસા આપવાના હોય તે સખસનું નામ અગર તે કહે તેને અગર ધારણ કરનારને રકમ આપવામાં આવશે એવો મજકુર ન હોય તે લેખ વાયદાચિઠ્ઠી નથી. ૩૭/૧૮.

પૈસા આપવાનું વચન હોય પણ કોઈ વિશિષ્ટ સખસને આપવાનું વચન ન હોય તે વાયદાચિઠ્ઠી નથી. ૩૬/૨૨૯.

—વાયદાચિઠ્ઠી ઠરાવી. ૩૫/૩૨૪; ૩૬/૨૦૩.

ક. ૩. ण. વેહેંચણ કરી સામસામા લેખો કરી આપ્યા હોય ત્યારે બધા લેખોને વહેંચણના લેખ માની શકાય; તેવા લેખ ઉપર તમામ ભાગીદારોની સહીઓ થઈ ન હોય અને છેવટે ફારગતીનો હોવાનું લખ્યું હોય તોપણ તે વહેંચણનોજ લેખ કહેવાય. ૩૧/૬૨૭.

—થઈ ગએલ વહેંચણ સંબંધીની પાછલી હકીકતનો ઉલ્લેખ હોય એ અંગીકારનો લેખ છે. વહેંચણ કે ફારગતી નથી. ૩૮/૮૭૫; ૩૫/૨૮૪.

ક. ૩. त. કોઈ લેખ જુમ્માનો હોય તોપણ જો તે આ વ્યાખ્યામાં બતાવેલ ૩ પ્રકાર પૈકી કોઈ પણ પ્રકારના કારણ સારૂ થએલો હોય તો તે **વ્યવસ્થા પત્ર** છે. ૩૮/૬૬૮.

—જે લેખથી લખી આપનારની હૈયાતીમાં મિલકતની વ્યવસ્થા થવાની હોય, તે વ્યવસ્થાપત્ર છે. ૩૭/૩૩૨.

—મૃત્યુપત્ર ઠરાવ્યું. ૩૫/૧૦૧.

ક. ૩. न. **સ્વત્વાર્પણ.** સ્થાવર, કે જંગમ, કે સ્થાવર તથા જંગમ મિલકતના વેચાણનો સમાવેશ થાય છે. ૩૭/૩૧૧.

—વેચાણ લેખમાં કઈ કઈ બાબતો હોવી જોઈએ તે બતાવ્યું. ૩૭/૩૧૧.

—લેખ સાદા કાગળ ઉપર કરી આપી, સ્ટાંપ કાગળ ઉપર લખી આપવા બાબત કરાર કર્યો હોય, છતાં અવેજ તથા કબજો અપાયા હોય તો તે બાનાખત ગણાય નહીં. ૩૯. સ્ટાં. ખુ. ૨૦. જુઓ ૩૩/૩૨૧; ૩૨/૮૨.

—જંગમ મિલકતના વેચાણના કરારમાં કીંમત આપવાનો ઉલ્લેખ હોય તોપણ તે વેચાણનો કરાર છે. ૩૬/૪૫૦.

ક. ૪ (૧) (ખ). માગે ત્યારે નાણાં આપવાની શરતવાળી **પ્રોમિસરી નોટને** ક. ૪ (૧) ખ લાગુ નથી. દેખાડ પછી નાણા આપવાની હોય તેનેજ લાગુ છે. ૩૯/૩૫૩.

—માગે ત્યારે નાણા આપવાની શરતવાળી પ્રો. નોટને ક. ૧૯ માં જણાવેલ મુદતમાં સ્ટાંપ મારી રદ કરાવી લીધી ન હોય તોપણ તે પુરાવામાં ગ્રાહ્ય છે. ૩૯/૩૫૩.

ક. ૬. લેખ લખી આપનારા દરેકનો **હિત સંબંધ જુદો જુદો** હોય, અને જવાબદારી એકામતે એકાજતે લીધેલી ન હોય, તો દરેક સહી કરનાર પુરતો તે જુદો લેખ થાય છે એમ ગણી લાગત પડે. ૩૯ સ્ટાં ખુ. ૭.

—બે લૉટમાં હરરાજી થઇ એકજ દાખલાપત્ર આપ્યું હોય તો દરેક બદલ જે લાગત પડે તેની કુલ લાગતને તે પાત્ર છે. ૩૫/૪૯૭.

ક. ૭. ख. પાવતી અને ફારગતી એમ **બે સ્વરૂપમાં આવી શકે એવા** લેખને ક. ૭. ख. લાગુ કરવી જોઈએ. ૪૦/૨૫૩.

ક. ૯. હરરાજીમાં જમીન માગનારનો કરાર અને તેના જામીનદાર નો કરાર એકજ વ્યવહાર છે; જુદી જુદી લાગત લઇ શકાય નહીં. ૩૧/૭૯.

—આવા જામીનખતને ખત જેટલી લાગત પડે. ૩૧/૭૯.

ક. ૧૧. **દસ્તાવેજી સ્ટાંપ** ઉપર થવો જોઈએ તેવો લેખ સાદા કાગળ ઉપર લખી, લાગતની ટીકીટ ચોઢવામાં આવે તો તે મજરે આપી શકાય નહીં. ૩૧/૩૩૪.

**ક, ૧૯. આ રાજ્ય બહાર લખેલ પ્રો. નોટ.** જુઓ ક. ૪.

**ક. ૩૩. લેખ તપાસવા તથા અટકાવી રાખવા વિષે.**

—કોઇ સખસના ઘર કે ખાનગી સંસ્થામાં કોઈ સ્ટાંપ વિનાનો લેખ હોય, તો તે લાગતને પાત્ર નથી. સુધરાઈની તપાસણીમાં સુબા તેવા લેખને લાગત કે દંડ લઇ શકે નહીં. ૩૨/૧.

—લેખ અટકાવી રાખી ક. ૫૮ પ્રમાણે અભીપ્રાય માટે ના. વરિષ્ઠ ન્યાયાધિશી તરફ મોકલી શકાય. ૩૮/૮૭૧.

**ક, ૩૫. યોગ્ય સ્ટાંપ ન હોય એવા લેખ પુરાવામાં લેવા વિષે.**

—ખુટતી લાગત તથા દંડ વસુલ લીધા પછીજ લેખ પુરાવામાં લઇ શકાય; માત્ર ઠરાવ કરવાથી બસ નથી. ૩૮/૮૭૫.

—વાયદા ચિઠ્ઠી યોગ્ય લાગત વગરની હોય તો લાગત તથા દંડ લઈ પુરાવામાં લેવાય નહિ. ૩૯ સ્ટાં. ખુ. ૧૧. વળી જુઓ ક. ૩૬.

—સ્ટાંપ વિનાની પાવતી રૂ. ૧ દંડ લઈ દાખલ થાય તોપણ તેનો ઉપયોગ લખી આપનાર વિરૂદ્ધજ થાય, બીજા વિરૂદ્ધ નહિ. (વારસ વકીલ કે લેણું વેચાણ રાખનાર વિરૂદ્ધ પણ નહીં.) ૪૦/૮૪૦

—દાવા સોબતનો લેખ સ્ટેમ્પને પાત્ર હોય તો તે અટકાવી રાખી, તે પુરાવામાં આપવામાં આવે ત્યારે લાગત અને દંડ લીધા પછીજ દાખલ કરવો જોઇએ. ૩૮/૮૭૧.

—દાવો દાખલ કરતી વખતેજ દંડ લઈ શકાય નહીં ૩૮/૮૭૧.

—પણ તે પુરાવામાં આપવાનો પ્રસંગ આવે નહીં તો ક. ૩૫ (૨) મુજબ તજવીજ કરવી. ૩૮/૮૭૧.

**ક. ૩૬. યોગ્ય લાગત વિનાનો લેખ પુરાવામાં લીધા પછી તે પુરાવામાંથી બાતલ કરી શકાય નહીં.** ૪૦/૫૪૭; ૩૩/૩૨૧. ૩૮/૨૫૬; ૩૧/૫૨૨; ૩૫/૧૯૯, ૩૯ સ્ટાં. ખુ. ૧૧.

—તેમજ તે ક. ૩૩ કે ૩૮ (૨) પ્રમાણે સુબા સા. તરફ મોકલી શકાય નહીં, છતાં મોકલવામાં આવે તો ક. ૬૧ પ્રમાણે અરજ કરવા ખાનગી સખસને છુટ છે. ૩૩/૩૨૧.

—લેખ પુરાવામાં દાખલ કરવો કે નહીં તે વિશે નીર્ણય ફેંસલો લખતી વખતે કર્યો હોય તો તે ગેર કાયદે નથી. ૩૬/૮૩૩.

—પુરાવામાં દાખલ થએલ સ્ટાંપ વગરનો લેખ બાતલ કરવાની તકરાર વિવાદમાં લઈ શકાય નહીં. ૩૮/૨૫૬.

—વિવાદ ન્યાયાધિશી તે સંબંધે દરમ્યાનગીરી કરી શકતી નથી. ૩૧/૫૨૨.

—ક. ૬૧ થી આ કલમ ૩૬ મુજબ કરેલા હુકમ ઉપર કાંઈ અસર થતી નથી. ૩૧/૫૨૨.

**ક. ૩૮ (૨) અટકાવેલ લેખની વ્યવસ્થા.** જુઓ ક. ૩૩.

**ક. ૪૦.** લાગત અને દંડ પડે નહીં છતાં લીધા હોય તો પાછા આપવાનો હુકમ (કલમમાં સુધારો થયો છે તેથી) થઇ શકે નહીં. ૩૯. સ્ટાં. ખુ. ૧૧.

**ક. ૪૧. દંડ માફ કરવાનો અધિકાર,** હુજુરનો, વાપર્યો. ૩૯. સ્ટાં. ખુ. ૧૪.

**ક. ૫૮.** કેટલી લાગત જોઇએ તે પ્રશ્ન ન હોય, પણ સ્ટાંપ કાગળ ઉપર કાયદાથી ઠરેલ રીતે લેખ લખેલો છે કે નહીં તે પ્રશ્ન હોય, ત્યારે **ખુલાસો** માગી શકાય નહીં. ૩૫/૪૯૯.

**ક. ૫૮–૬૧. વરિષ્ઠ ન્યાયાધિશીએ** લેખ કેટલી લાગતને પાત્ર છે તેટલુંજ ઠરાવવાનું છે દંડ કેટલો લેવો તે ઠરાવવાનું નથી. ૩૯. સ્ટાં. ખુ. ૧૩.

**ક. ૬૧. સ્ટાંપના પુરતાપણા બાબત તપાસ.**

વળી જુઓ ક. ૩૬, ૫૮. મુદત નિબંધ. §. ૧૬૨.

—આવી અરજના પ્રસંગે લેખ પુરાવામાં આવ્યો છે કે નહિ તે બદલ ઠરાવ થઈ શકે નહીં. ૩૬/૨૦૩.

—ક. ૩૫ મુજબ દંડ લેવામાં આવ્યો હોય તે પ્રસંગે અભિપ્રાય માટે કામ મોકલી શકાય છે. ૩૮/૮૭૧.

**ક. ૬૨ થી ૬૯. ફોજદારી ગુન્હા ત્થા કામ ચલાવવાની રીત.**

—શક આવ્યાની તારીખથી મુદત ગણવાની નથી. ગુન્હાનો પ્રકાર અને કોણે કેવી રીતે કરેલો છે તે જાણવામાં આવે ત્યારથી મુદત ગણાય. ૩૭/૬૨૩.

—મંજુરી મેળવવામાં ગએલ વખત બાદ કરવો જોઈએ. ૩૭/૬૨૩

**§ ૨. ગીરો બાબતની કબુલતનો** લેખ હોવાનું ઠરાવ્યું. ૩૩/૬૯.

§ ૭. ङ. નદાવાની કબુલતને આ રકમ લાગુ પડે છે. ૩૮/૧૨૩, (૩૬/૪૫૩.)

—વેચાણનો વ્યવહાર પુરો થઈ ગયો હોય અને અવેજ પૈકીની રકમ માટેજ લેખ હોય તેને માફીનો લાભ મળે નહીં. ૩૩/૩૩૭.

§ ૯. क. પ્રથમ સાનગીરોનો લેખ થયા પછીથી કબજાગીરોનો લેખ થાય તેમાં સાનગીરોના લેખ માટે વાપરેલ સ્ટેમ્પની રકમ મજરે મળે નહીં. ૩૯. સ્ટાં. ખુ. ૧૮. (૩૫/૨૯૩)

§ ૧૨. **ગીરવી પાછું આપવાનું ખત** થવા, પાછું સ્વત્વાર્પણ કરી આપવાની આવશ્યક્તા છે. મુળ ગીરો લેખમાં રૂપીયા પહોંચ્યા, તથા દસ્તાવેજ ભરપાઈ કરી ગીરો મીલકત પાછી સોંપ્યા બાબત, કરેલ ઉલ્લેખ §. ૧૨ માં આવતો નથી. ૩૯. સ્ટાં. ખુ. ૨૩. (૩૬/૧૨૧).

—એવા લેખની ભાષા ઉપરથી તે પાવતી કે ફારગતી થઈ શકે ૩૬/૧૨૧. જુઓ § ૩૧.

§ ૧૩ (A.) દેખાડ્યાથી તુરત નાણા આપવા પડે એવી **હુંડીને** એક આનાનો સ્ટાંપ લગાડવો પડે. ૪૦/૮૦૯.

§ ૧૪. **છેડા છુટકાનો લેખ.** જુનું ધોરણ, ૩૨/૫૨૯.

§. ૧૫. **જામીનખત.** જુઓ ક, ૯ તથા §. ૪૧.

§. ૨૨. સંસ્થાપીત મંડળ પોતાની નોંધવહીમાં **નામ ફેર** કરે છે તેનો સમાવેશ આ રકમમાં થતો નથી. ૩૧/૫૫૨.

§. ૨૪. **પંચનો ઠરાવ.** નિવેડા નીચે પક્ષકારોએ નિવેડો કબુલ હોવા બદલ લખી આપી સહી કરવાથી, તથા પંચોની તે કબુલત નીચે સહી હોવા છતાં તે નીવેડોજ રહે છે. ખત થતું નથી. ૩૮/૧૮૮.

—નિવેડો કર્યા બદલ પક્ષકારોએ તે નીચે સહીઓ કરી હોય તેથી તેનું સ્વરૂપ બદલાતું નથી; અને તે અવશ્ય નોંધણીને પાત્ર નથી. તે કરાર પણ થતો નથી. ૩૧/૪૩૪.

§. ૨૫. **પટ્ટો કિંવા કબુલત.** જે લેખથી કબજો લીધો હોય અને જેથી કબજો લેવાનો અને ભાડુ આપવાનો વ્યવહાર પુરો થયો હોય

તેનો સમાવેશ § ૨૫ (૩) માં થાય છે; પછી ભલે તે લેખમાં અમુક મુદત પછી પાકો લેખ કરી આપીશું તેવું લખાણ હોય. ૩૮/૧૨૫. (૩૬/૪૪૭. ૨૬).

(ક). (૨) ગણોતની રકમ મુકરર કરવામાં, સરકાર ધારાની રકમ મજરે આપી શકાય નહીં. ૩૮/૫૩.

(ક). (૪). પટ્ટો કે કબુલત, વિશિષ્ટ મુદત માટે હોય, અને તેની સાથે આ રકમની બીજી શરતો પુરી પડતી હોય તોજ માફીનો લાભ મળે. અનિયમીત મુદતની કબુલતને તેવો લાભ મળે નહીં. ૩૯ સ્ટાં. ખુ. ૭.

—અનિયમીત મુદતની ભાડાચિઠ્ઠિ ઠરાવી. ૩૯ સ્ટાં. ખુ. ૧૩.

§ ૨૯. **પાવતી.** જુઓ § ૧૨.

§ ૩૧. **ફારગતી.** વળી જુઓ ક. ૩ (જ); ૭ ખ.

જે લેખથી હિન્દુ વિધવા પોતાનો વિધવા તરીકેનો નાતો છોડી દે છે તે લેખ ફારગતીના સ્વરૂપનો ગણવો જોઈએ. સદર લેખમાં વિધવાએ પોતાના નિર્વાહ માટે કાંઇ મિલકત રાખી હોય, કે બીજો કાંઈ બંદોબસ્ત તેના નિર્વાહ માટે કરવામાં આવ્યો હોય તેથી કાંઈ ફરક પડતો નથી. ૩૭/૧૦૬.

—दावानी रकम अथवा कींमत એમાં दावो એટલે છોડી દિધેલો દાવો સમજવું. બીજા આસનમાં रकम अथवा कींमत એટલે છોડી દિધેલા દાવાની કીંમત અથવા રકમ સમજવું. ૩૯ સ્ટાં. ખુ. ૪.

—લહેણાની માંડવાળના લેખમાંનો પ્રધાન ભાગ રૂા. ૮૦૭ નું લહેણું માંડી વાળવાનો હતો તેથી "ફારગતી" ઠરાવ્યો. (રૂા. ૮૦૭ નું લહેણું રૂા. ૨૦૦ લઇ છોડી દીધું. રૂા. ૮૦૭ ઉપર લાગત પડે.) ૩૯. સ્ટાં. ખુ. ૪.

—જે લેખ ઉપરથી ગીરો મિલકતનો કોઇ પણ ભાગ કાંઈ રકમ લઈને ગીરોના લેખમાંથી મૂક્ત કરવામાં આવ્યો હોય તે આ રકમ તળે આવે છે. ૩૬/૮૮૧.

§ ૩૨. **બક્ષીસપત્ર**ના લેખમાં (સ્ટાંપ નિબંધ સં. ૧૯૪૨ નો અમ-

લમાં હતો તે વખતનો) કીંમત લખેલી નહી હોવાથી ઠરાવ્યું કે, લાગત ન પડે. ૩૫/૯૧.

§. ૪૧. **વર્તનહામીનું ખત.** જુનું ધોરણ. ૩૨/૧.

—દસ્તાવેજ લખી લેનારને જોખમમાંથી બચાવવાનો ઉદ્દેશ હોય તેવો લેખ વર્તન હામીનું ખત ગણાય. તે ખત કે ગીરો ખત પ્રમાણે લાગતને પાત્ર નથી. ૩૧/૭૫.

§ ૪૫, **વહેંચણ પત્ર.** વળી જુઓ ક. ૩ **ग, घ, ण.**

—વહેંચણનો લેખ, સંવત ૧૯૭૮ ના નિબંધ ૧૨ પહેલાનો હોય, તેને સંવત ૧૯૬૪ના નિબંધ પ્રમાણે, લાગત લેવી જોઈએ. ૩૯. સ્ટાં. ખુ. ૧૪.

§ ૪૬ **વ્યવસ્થાપત્ર.** કીંમત લખેલ ન હોવાથી લાગત લઈ શકાય નહીં. ૩૫/૧૦૧.

**નિયમ ક. ૧૦** માં દર્શાવેલ દસ્તાવેજને, પક્ષકાર, ચોઢવાના સ્ટેમ્પની ટીકીટ લગાડી શકે નહીં. ક. ૧૧ પ્રમાણે તજવીજ કરવી જોઈએ. ૩૧/૭૯.

**સ્થાનિક કાયદો. —રિવાજ.** જુઓ (૧) મિ સ્વ. નિ. પ્રકરણ. ૫ (ગીરો નં. ૪). તથા ક. ૮૯., અને "રિવાજ."

**સ્થાનિક પંચાયત સંબંધી નિબંધ.**

—નિબંધનો પશ્ચાતદર્શી અમલ કરવાનો નથી. ૪૦/૪૪૦.

**ક. ૨૧.** પ્રાંત ન્યાયાધિશીનો ચુંટણી રદ્દ કરવાના કિરકોળ કામનો ઠરાવ આખરનો છે. તે વિરૂદ્ધ દિવાની કોર્ટમાં દાવો ચાલે નહિ. ૩૯/૩૦૬.

—વરિષ્ઠ કોર્ટ તપાસણી રાહે દરમ્યાનગીરી કરી શકે નહિ. ૩૪/૫૩૨; ૩૧/૫૨૭.

**સ્થાવર મિલકત.** જુઓ (૧) ફો. કા. ચ. રી. નિ. ક. ૫૫૨ (૨) નુકશાનીનો દાવો (૩) મુદત નિબંધ §. **૧૨૮.** (૪) રાજ. કરાર નિ. ક. ૮૭. (૫) વેચાણ. (૬) શબ્દોના અર્થ.

**સ્થાવર મિલકતની વેહેંચણીનો નિબંધ.**

નિબંધનો અમલ પશ્ચાતદર્શી થતો નથી. ૩૫/૩૭૨.

ક. ૪. "હુકમ" એટલે પ્રાથમિક અગર આખરના હુકમનામામાં જે હુકમ કરવાનો તે. ૩૫/૩૭૨.

**સિદ્ધપુર** મહાજનનો ભાવ સબંધે ઠરાવ, જુઓ રિવાજ (વેપારી).

**સીટી સર્વ.** જુઓ સર્વ સેટલમેન્ટ; વળી જુઓ મુદત નિ. § ૧૧. તથા, ઘરવાર માપેલી જમીન સંબંધી નિયમ ક. ૨૧.

**સ્ત્રીધન.** જુઓ હિન્દુ વારસા નિબંધ ક. ૪૧.

**સુધરાઇ**, જકાત, જુઓ અંતિમકર.

—ડ્રેનેજ સ્કિમ (વડોદરા) વિરૂદ્ધ દાવો ક્યારે ચાલે, જુઓ વડોદરા શહેર સુધારણા વિષે નિબંધ.

—સુધરાઈ ઈન્સ્પેક્ટર, જૂઓ ફો. નિ. ક. ૩ છ

—સુધરાઇ એ ખાનગી સંસ્થા છે. તેની અને ખાનગી સખસો વચ્ચેના લેખને સ્ટાંપની માફી નથી. ૩૨/૧.

## સુધરાઈ નિબંધ.

ક. ૩ (છ) "ઈમારત"માં તેની દિવાલનો પણ સમાવેશ થાય છે. ૩૯/૫૦૬.

—બંગલાને અગર તેના ભાગને ફરતી દિવાલ "ઈમારત" નથી. ૩૭/૫૫.

—[૯૬] "ઈમારત"માં છાપરાનો સમાવેશ થતો નથી. નળીઆં કાઢી પતરાં મુકવા માટે પ્રથમ સૂચના આપવા જરૂર નથી. ૩૪/૪૯૭.

ક. ૪૮. [૧૩૯–૧૪૨]. "આરોગ્ય રક્ષણનું નિયમન" એમાં ચ્હા કૉફી, મીઠાઇની દુકાનો ઉપર નિર્બંધ રાખવાનો સમાવેશ થાય છે. અને એવા પેટા નિયમો કરવા અધિકાર છે. ૩૫/૧૬૦. [૩૩/૪૫૧ તથા ૩૩/૪૫૯. ૨૬.]

—નિબંધ વિરૂદ્ધ કરેલ પેટા નિયમોને સરકારે મંજુરી આપી હોય તો પણ તે રદ બાતલ છે. ૩૩/૪૫૧.

—[ક. ૧૫૧] પેટા નિયમ [પેટલાદના, ક. ૫૨ (૨) (૩)] માં પરવાના વિના મીઠાઇની દુકાન ચલાવવા શિક્ષા ઠરાવેલ નહીં હોવાથી

અને ક. ૧૫૧ (૪) લાગુ પડતી ન હોવાથી શીક્ષા થઈ શકે નહીં. ૩૭/૩૭૩.

ક. ૫૪, ૫૬. આગના પ્રસંગે થનાર જોખમ ટાળવા સારૂ તથા લોકોની તંદુરસ્તી સાચવવા સારૂ જમીન સંપાદન કરવા અધિકાર છે. ૩૯/૩૪૫.

ક. ૫૯. (૧) च, छ, જુઓ અંતિમકર.

ક. ૯૬. વળી જુઓ ક. ૩ छ, ૧૧૯ (૨).

—માલકીની જમીનમાં અંદરના ભાગમાં બાંધકામ કરવા પરવાનગીની જરૂર છે. ૩૭/૨૪૩.

સમાઈક માલકીની ખાનગી ખડકીમાંના ઘરમાં દીવાલ બાંધવા પરવાનગીની જરૂર છે. ૩૯/૫૦૬.

—સુધરાઈએ આપેલ પરવાનગી પાછળથી રદ્દ કરી. તેથી વાદીએ હક્ક સ્થાપનનું તથા સુધરાઈએ હરકત કરવી નહી તેવું હુકમનામું મેળવી બાંધકામ કર્યું. આવા બાંધકામના પ્રસંગે ફરી પરવાનગી માગવા જરૂર નથી. ૩૪/૯૧.

—વગર પરવાનગીએ કરેલ બાંધકામ કાઢી નાખવા માટે પ્રથમ ફોજદારી રાહે શીક્ષા થએલ હોવી જોઇએ એવું નથી. ૩૪/૧૦.

ક. ૧૦૦. યોગ્ય સૂચના આપ્યા વિના સુધરાઈ કે ઈમ્પ્રૂવમેન્ટ ટ્રસ્ટનું, નળ કે પાણીનો માર્ગ કાઢવાનું કૃત્ય, અતિક્રમણ હોઈ, તેવું કૃત્ય તે કરે નહીં તેવી તાકીદ આપી શકાય. ૩૬/૬૪૪.

વળી જુઓ ક. ૧૫૫ તથા વડોદરા શહેર સુધારણા નિ. ક. ૨૯.

ક. ૧૦૭ (૨). કોઈ જાજરૂ અપકારક (Nuisance) છે એમ સુધરાઈનો અભિપ્રાય થાય તો, તે જાજરૂ કાઢી નાખવા હુકમ કરવા સુધરાઈને અધિકાર છે. (તે અભિપ્રાય અમુક વિશિષ્ટ વિધાથીજ દર્શાવવો જોઈએ એવું નથી.) કાંઈ પણ કારણ વગર, મનસ્વીપણે અને દૃષ્ટ હેતુથી, તેવો અભિપ્રાય બાંધી અધિકાર વાપર્યો છે, એમ સાબીત કરવામાં ન આવે ત્યાં સુધી દિવાની કોર્ટોને મ્યુની-

સીપાલીટીના કામમાં દખલ કરવા હકુમત નથી. ૪૦/૧૧૭૭.

**ક. ૧૧૯. સૂચના** કાયદેસર છે કે કેમ, તેનો નિર્ણય કરવાનો ફોજદારી ન્યાયાધિશીને અધિકાર છે. ૩૯/૩૩૯.

—માલીક સૂચના પ્રમાણે વર્તે નહીં તો તેને વખતો વખત મુદતો આપી સુધરાઈ પોતાની ફરજ અદા કરવાનું લંબાવી શકે નહીં, ૩૧/૨૪૭.

—[૯૬–૧૫૫] ફરજીઆત મરામત, દુરસ્તિ, વિ. કરવા સુધરાઈ હુકમ કરે ત્યારે ક. ૯૬ પ્રમાણે પરવાનગી મેળવવા જરૂર નથી. તેવી પરવાનગી મેળવવાની શરત નાખવી તે કાયદેસર નથી. એવા હુકમની અમાન્યતા એ ગુન્હો નથી. ૩૧/૨૪૭.

**ક. ૧૨૮.** ટાંકીનું કે ગટરનું પાણી કે તેવોજ બીજા ત્રાસદાયક પ્રવાહિ પદાર્થ, રસ્તા ઉપર નાખવામાં આવે, તે, તે વખતેજ ત્રાસદાયક હોય કે નાખ્યા પછી ત્રાસદાયક થવા સંભવ હોય ત્યારે, તે નાખવામાં આવે તેને આ કલમ લાગુ પડે છે. ૩૮/૫.

**ક. ૧૩૯–૧૪૨.** જૂઓ ક. ૪૮.

**ક. ૧૫૧.** જુઓ ક. ૪૮.

**ક. ૧૫૫.** જુઓ ક. ૧૧૯.

—[ક. ૧૦૧] ૫૦ ફીટ બહાર ડ્રેનેજ હોય તો સૂચના કાયદેસર નથી. ૩૭/૫૫.

—આબ. ૯. પ્રમાણે આપેલ સુચનાની અમાન્યતા ગુન્હાઇત ગણી શકાય. ઈતર પ્રસંગે નહીં. (દા. ત. ભાડાના રૂપીઆ ભરી જવા સૂચના હોય તો.) ૩૯/૫૧૦.

—સૂચના કાયદેસર હોય તોજ અમાન્યતા બાબત શિક્ષા કરી શકાય. ૩૭/૫૫.

**ક. ૧૬૧. (૨). બીજો રીતે ઠરાવ્યું હોય.** પરવાનગી વગર ફરિયાદ **કરી હોય તો તે ચાલી શકે નહીં. બારોટ સોમા પીતાંબર વિ. શ્રી. સરકાર.**

કડી પ્રાંત ગુન્હા વિવાદ * નં. ૧૬૬૨ ફૈ. તા. ૨૫-૧૦-૨૯ [ આ ઠરાવ ના. વરિષ્ઠ ન્યાયાધિશીથી કાયમ રહ્યો છે. ]

—તે શિવાયને પ્રસંગે, સાર્વજનિક ગંદકી કે અપાયનો ગુન્હો હોય તો ગમે તે સખ્સ ફરિયાદ કરી શકે છે. ૩૮/૫.

ક. ૧૬૬. જુઓ રાજસત્તાને અંગે કરેલ કૃત્ય.

ક. ૧૮૩-૧૯૮. સુધરાઇ કામદારે આપેલ પરવાનગી રદ્દ કરવા સુધરાઈને અધિકાર છે. ૩૯/૩૪૫.

**સુધારો**, કાયમનો; જુઓ મિલ્કત સ્વત્વાર્પણ નિ. ક. ૬૨.

**સુલેહનો ભંગ**, જુઓ ફો. કા. ચ. રિ. નિ. ક. ૫૦૨થી.

**સૂચના**, જુઓ (૧) દસ્તાવેજ નોંધણી નિબંધ. ૫૨-૫૪-૫૬-૫૭. (૨) દિ. નિ. ક. ૯૦. (૩) મિ. સ્વ. નિ. ક. ૧૩૯. (૪) મુદત નિ. §. ૧૦૬. (૫) સુધરાઈ નિબંધ ક. ૧૫૫.

—સુચના જે તારીખે મળે તે તારીખે આપી ગણાય.૪૦/૭૦૯.

**સૂત્રો**. વળી જુઓ મિ. સ્વ. નિ. પ્રકરણ. ૫ (ગીરો સામાન્ય નં. ૬.)

—Ex turpi causa Non oritur actio:

દૂષિત કારણે દાવો ન ચાલે કાયદા વિરૂદ્ધ હોય તેવા કરારનો કે તેવા કરાર ઉપરથી ઉત્પન્ન થતી જવાબદારીનો અમલ ન્યાયાધિશી કરી શકે નહિ. ૪૦/૩૮૩.

—સામા પક્ષે તકરાર લીધી ન હોય તો પણ આવો પ્રસંગ છે કે નહિ તે જોવાની ન્યાયાધિશીની ફરજ છે. ૪૦/૩૮૩.

વળી જુઓ જુમ્મા નિ. ક. ૧૦૪; રાજકરાર નિ. ક. ૭૮. તથા વિશેષ ન્યાયનો કાયદો ક. ૩૮, ૪૧.

—Qui facit per alium facit per se,

બીજા પાસે (કાંઈ કામ) કરાવવું તે પોતેજ કર્યું ગણાય ૪૦/૧.

**સેટલમેન્ટ**, જુઓ સર્વે સેટલમેન્ટ.

**સેલ ઓફ ગુડ્સ એક્ટ.**

ક. ૪ (૧). વેચાણ થવા, પૈસાના મ્હોંબદલાની જરૂર છે. ૩૫/૧૮૪.

* વિવાદી તર્ફે વકીલ રા. રા. વલ્લભદાસ વિશ્પાળ શેઠ. મહેસાણા.

ક. ૫૪ (૨). ખરીદદારની કસૂરથી કરવા પડેલ ફરી વેચાણથી થયેલ નફો ખરીદદાર માગી શકે નહિ. ૩૮/૭૫૮.

**સોગન** ઉપર નિકાલ, જુઓ સહભાગીદાર.

**સંમતી.** વળી જુઓ (૧) પુરાવા એકટ ક. ૧૧૫. (૨) માલીક અને ભાડુઆત નં. ૪. (૩) મિ. સ્વ. નિ. ક. ૧૫૯; (૪) રાજ. કરાર. નિ. ક. ૨૧૧–૨૧૨–૨૩૯. (૫) ફોજદારી ફરિયાદ નં. ૬. (૬) (૬) હકુમત.

**સંયુક્ત જવાબદારી,** જુઓ રાજ.કરાર નિ. ક. ૫૬–૫૮.
**સંયુક્ત માલીક.** જુઓ સહભાગીદાર.
**સંક્ષીપ્ત ચોકસી.** જુઓ (૧) ફો. કા. ચ. રી. નિ. ક. ૯૯; તથા પરિ. ૫. (૨) ફોજદારી નિયંમ. (૩) ફોજદારી ફરિયાદ (શિક્ષા).

**હક્ક.** કોઈ કાયદા મુજબ વિશિષ્ટ હક્ક ઉત્પન્ન થવા માટે તે કાયદાથી ઠરેલી પૂર્વગામી શરતો પુરી પાડવી જોઈએ. ૩૪/૪૩૯.
**હક્ક સોંપી દેવો.** જુઓ હિન્દુ મિલકતની વ્યવસ્થા વિષે નિ.ક.૧૪.
**હક્ક સ્થાપનનો દાવો.** જુઓ (૧) વિશેષ ન્યાય નિ. ક. ૪૨,
(૨) હિં. મિ. વ્ય. સં. નિ. ક. ૧૬.
**હકીકત**....નો પક્ષ, જુઓ દિ. નિ. ક. ૧૧૦–૧૧૨.

—ની ભૂલ, જુઓ રાજ.કરાર નિબંધ ક. ૨૩.

**હકુમત.** જુઓ દિ. નિ.ક. ૧૬, ૨૨, ૨૭, ૨૮, ૧૨૧. તથા નાહના દાવા ન્યાયા. નિ. ક. ૭.

—બાબત કરાર, જુઓ રાજ.કરાર નિ. ક. ૩૧.

—બાબત તકરાર, જુઓ (૧) પદ્ધતિ. (૨) બજાવણી. (૩) હુજુર વિવાદ.

...હકુમતનો **અર્થ અને પ્રકાર,** તથા હુકમનામું ક્યારે કાયદેસર નથી તે બતાવ્યું. ૩૬/૫૨૩; ૩૬/૨૪૫.

—કાયદાના ખાસ ઠરાવથી ન્યાયાધિશોને હકુમત ન હોય તો

તે બાબત સંમતીથી, કે વાંધો લીધો ન હોય તેથી, હકુમત મળતી નથી. ૩૮/૨૬૦, ૩૭/૪૯૩.

**હજૂર.** જુઓ હુજુર.

**હપ્તા.** જુઓ (૧) દિ. નિ. ક. ૪૮; પરિ. ૨૦ § ૧૧; પરિ. ૨૧. § ૪૦. (૨) ન્યાયા. લાગત નિબંધ. § ૧૧ ગ.

—ગુન્હેગારીની શરત, જુઓ, રાજ.કરાર નિ. ક. ૮૮.

—નું હુકમનામું: **અર્થ.** "એક હપ્તો પડયે તેનું વ્યાજ આપવું, બે હપ્તા પડે તો તમામ રકમ વસુલ કરી લેવી" એમ શરત હોય તો, પડેલો હપ્તો વસુલ લેવા માટે બજાવણી દરખાસ્ત ચાલે. બે હપ્તા પડવાજ જોઇએ તેવો અર્થ ન થાય. ૩૭/૬૬૪.

—"એક હપ્તો પડયે તમામ રકમ વસુલ લેવી" એવા હુકમનામાનો એક હપ્તો પડયો છે એમ કહી તમામ રકમ વસુલ લેવા વાદીએ આપેલ પ્રથમ દરખાસ્તનું કામ ચાલુ છતાં, બીજો હપ્તો પડવાથી તમામ રકમ વસુલ લેવા વાદીની બીજી દરખાસ્ત ચાલી શકે છે. (પ્રથમની નીકળી જાય તોપણ,) પ્રતીબંધનું તત્વ લાગુ પડતું નથી. ૩૯/૧૪૭.

**હરકતદાર.** જુઓ દિ. નિ. પરિ. ૨૧. §. ૯૭ થી.

**હરરાજી.** જુઓ, દિ. નિ. પરિ. ૨૧ §. ૬૪ થી.

—રદ્દ કરવા બાબત, જુઓ દિ. નિ. પરિ. ૨૧ § ૯૦ થી.

—બંધ રાખવી, જુઓ દિ. નિ. ક. ૧૪૩.

—જામીનખત, જુઓ સ્ટાંપ નિબંધ ક. ૯.

## હરરાજી ઈજારા સબંધી નિયમ.

ક. ૯૩. જામીનદાર જમીનમાં ભાગ રાખે તેને રાજ.કરાર નિ. ક. ૪૬ લાગુ નથી. તેથી તેનો હક્ક નષ્ટ થતો નથી. ૩૩. પુ. ૪૬૫.

**હવા અજવાળું.** જુઓ પડોશહક્ક નિબંધ. ક. ૧૫.

**હવાલો.** અર્થ, જુઓ ૨૩/૩૮૬, પેરા ૪. પસંદ, ૩૬/૬૭૭.

હવાલો લેનાર, મુળ દેણદાર વિરૂદ્ધ બે પ્રકારના દાવા કરી શકે.

—(૧) *Quia Timet suit.* મુળ લ્હેણદારને તેનું લ્હેણું આપી પોતાને તેણે લીધેલી જવાબદારીમાંથી દેણદાર મુક્ત કરે એવો હુકમ મેળવવાનો દાવો. આવા દાવાનું કારણ હવાલાની તારીખથી ઉત્પન્ન થાય છે. તેને મુદત નિબંધ §. ૧૦૬ લાગુ પડે છે. ૩૬/૬૭૭.

—(૨) *Money Paid suit.* મુળ લ્હેણદારને તેની લ્હેણી રકમ આપી, પ્રતીવાદીના કહેવાથી તેને માટે તે આપેલ રકમ, પરત મળવા માટે. તેને મુદત નિબંધ § ૫૧ લાગુ પડે છે. ૩૬/૬૭૭.

—આવા દાવાનું કારણ, લ્હેણી રકમ ખરેખર આપવામાં આવે ત્યારે ઉત્પન્ન થાય છે. (તે પહેલાં ખાતું પાડી આપી હવાલો લેનારે જવાબદારી લીધી હોય તોપણ.) ૩૬/૬૭૭; ૩૭/૯૪.

**હામી.** જુઓ (૧) દિ. નિ. પરિ. ૨૧. §. ૬૬. (૨) વેચાણ.

## હિન્દુ ધર્મશાસ્ત્ર.

**સામાન્ય.**

(૧) **કૌટુંબિક વ્યવસ્થા.** Family Arrangement.

—કૌટુંબિક વ્યવસ્થા ( ફેમિલી એરેન્જમેન્ટ ) નું સ્વરૂપ અને તે કયારે માન્ય રાખી શકાય તે વિષે વિવેચન, (અભિપ્રાય) માટે જુઓ ૩૭/૪૪૯–૪૫૯–૪૬૦.

—આવી વ્યવસ્થા તે વ્યવહારના પક્ષકારોને, અને તેમની મારફત હકક ધરાવનારાઓનેજ ફક્ત બંધનકારક થાય છે. ૪૦/૭૪૨.

(२) मा, बाप, पुत्र, पौत्र.

—પુત્રનું દેવું આપવા બાપ ઉપર જવાબદારી રાખવામાં આવેલી નથી. ૪૦/૧૧૬૦; પેરા, ૫.

—પુત્રના દેવાનો માએ અંગિકાર કરવો, જુઓ મુદત નિ. ક. ૨૪.

—માબાપની ઉત્તરક્રિયા કરવાની ફરજ પુત્રની હૈયાતીમાં, પૌત્ર ઉપર નથી. ૩૯/૬૦૫.

(३) मोलेसलाम गिरासीया.

—વારસાઈના હકકની બાબતમાં તેમને હિન્દુ ધર્મશાસ્ત્રના નિયમો લાગુ પડે છે. રિવાજથી જુદા ધોરણો લાગુ પડે છે એમ કહેનારે તે સાબીત કરવું જોઈએ. ૩૮/૫૮; પેરા, ૫.

## હિન્દુ અવિભક્ત કુટુંબ વિષે નિબંધ.

ક. ૨. આ નિબંધ અમલમાં આવતા પહેલાં ઉત્પન્ન થયેલ હકકોને આ નિબંધના ધોરણો લાગુ નથી. ૩૭/૫૫૨.

### ક. ૮. સહભાગીની સ્વાર્જીત મિલકત.

—મિલકત સ્વાર્જીત ઠરાવવા આ કલમ પ્રમાણે પુરાવો કરવો જોઇએ. ૩૫/૨૮૯; પેરા. ૩.

### ક. ૧૧. સહભાગીઓના પરસ્પર હક્કો.

વળી જુઓ દિ. નિ. ક. ૨ (ક).

—કોઈ સહભાગી વિરૂદ્ધ, તેની આગવી જવાબદારીના લ્હેણાનું હુકમનામું થયું હોય, અને કુટુંબની મિલકતનો તેનો ભાગ જપ્ત કરવામાં આવ્યો હોય, તેટલાજ ઉપરથી કુટુંબની મિલકતમાંથી વિશિષ્ઠ કકડો જુદો કરી, દેણદાર સહભાગીને રહેવા કે નિર્વાહ માટે આપી શકાય નહિ. ૩૬/૧૩૪.

### ક. ૧૩. સહભાગીને ખર્ચ મેળવવાનો હક્ક.

—જમાઈના બાપના મરણ પ્રસંગે, સસરા (સાસુ) એ શેલા-પાઘડી આપવાનો રિવાજ, રૂઢીનો છે તેનો સમાવેશ આ કલમમાં થતો નથી. ૩૩/૫૪૨–૫૪૫.

**ક, ૧૭. હિસાબ માગવાના પ્રકાર.**

—કપટ અગર બીજા ગેર વર્તનથી, કર્તાએ મિલકત સંતાડી કે ઉડાવી દીધી હોય, અગર કોઇ સહભાગીને મિલકતના ઉપભોગમાંથી બાતલ કર્યો હોય, તે શિવાયના પ્રસંગે, જે હિસાબ લેવાનો તે મિલકત કેટલી છે, તે નક્કી કરવા માટેજ લેવાનો છે. ૩૬/૪૫૯–૪૭૩.

—એક સહભાગીએ બીજા કરતા વધારે ઉત્પન્ન ભોગવ્યું છે એવા કારણથી કે પાછલા વ્યવહારો તપાસવા માટે, હિસાબ લેવાનો નથી. ૩૬/૪૫૯–૪૭૩.

**ક. ૧૯. કર્તાએ કરેલ દાવાઓથી બીજાઓ ઉપર થતુ પરીણામ,** વળી જુઓ દિ. નિ. પરિ. ૧ § ૧૦,

—કર્તાએ કરેલ તોડજોડ સાધારણતઃ બીજા સહભાગીઓને બંધન કારક છે. પરંતુ તેમાં કપટ, દગલબાજી, કે સામા પક્ષને મળી જવું, વિગેરે કારણો હોય તો તે સગીર સહભાગીઓને બંધનકારક નથી. (સગીરના હિતનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી.) ૩૯/૧૦૧.

**ક. ૨૦, ૨૧, ૨૨. સહભાગીના અધિકાર અને જવાબદારી.**

વળી જુઓ, હિન્દુ મા બાપ અને પુત્રો વિષે નિબંધ. ક. ૯, ૧૮–૨૦, તથા હિન્દુ મિલકતની વ્યવસ્થા વિષે નિ. ક. ૧૧.

**कुटुंबनो कर्ता,** જરૂરીયાત કારણ વિના, મઝીયારી મિલકતનું વેચાણ કરે તો, તેનો અમલ માત્ર તેના હક્ક વિરૂદ્ધ જ થઇ શકે; બીજાઓના હક્ક વિરૂદ્ધ નહિ. ૩૫/૨૪૩.

—કર્તાએ કરેલ વેચાણના અવેજના મોટા ભાગ માટે જરૂરીઆત કારણ હોય, પણ થોડા માટે ન હોય તો, વેચાણ કાયમ રાખવું જોઇએ. ૪૦/૪૨૭.

—દાવકો માલીક, કુટુંબના કે મિલકતના લાભ અર્થે કરે તેવા વ્યવહારો કાયદેસર છે. ૪૦/૭૪૨.

**अवश्य धर्म क्रिया,** એમાં ધર્મ ક્રિયાનેજ લગતા ખર્ચનો સમાવેશ થાય છે. માત્ર રૂઢીને, અગર સામાજીક કે નૈતિક ફરજોને લગતા ખર્ચનો સમાવેશ થતો નથી. ૩૩/૫૪૨; ૩૯/૬૦૫.

—માબાપ પાછળ, શાસ્ત્રોક્ત ઉત્તરક્રિયા, ધર્માદાય, બ્રહ્મભોજન વિ. કરવું તેનો, "અવશ્ય ધર્મક્રિયા"માં સમાવેશ થાય છે. પરંતુ, ન્યાત જમાડવી, કે છોકરાઓને જમાડવા, ચોરાશિ કરવી વિગેરે ખર્ચનો સમાવેશ થતો નથી. ૩૯/૬૦૫.

જરુરિઆત કારણ, ઘર વેચવું, પુરાવા માટે hint, ૩૫/૨૪૩.

**સહભાગી:**—ક. ૨૦. (ક) ના પ્રસંગે, સહભાગીની જાત જવાબદારી ઉત્પન્ન થાય છે. ૩૭/૫૭૫. પેરા, ૧૧.

—ક. ૨૦ (ખ) ના પ્રસંગે, કર્તાએ કરેલ વ્યવહાર, પાછળથી કબુલ રાખનાર સહભાગી ઉપર, જાત જવાબદારી નાખી શકાય. ૩૭/૫૭૫. પેરા, ૧૧.

—તેવા વ્યવહારને, ,ગર્ભિત કે કાયદાની દૃષ્ટિએ, (implied or constructive) સંમતી માનવામાં આવે, ત્યારે તેવી સંમતીથી જવાબદાર થતા સહભાગીની, દરેક પ્રસંગે, જાત જવાબદારી છેજ એમ ગણી શકાય નહિ. તેવા સહભાગીના અંગત હિત માટેજ [ દા. ત. તેના લગ્ન માટે, (જુઓ બી. વિ. નં. ૨૫૫/૭૭ ફે. તા. ૮–૧૨–૨૧ )] કરેલા વ્યવહારના પ્રસંગે તે જાતે જવાબદાર છે. પરંતુ Vicarious liabrility ના પ્રસંગે જાત જવાબદારી નાખવી યોગ્ય નથી. ૩૭/૫૭૫.

—જાત જવાબદારી નાખવી કે નહિ, તે દરેક કામના સંજોગો ઉપર આધાર રાખે છે. ૩૭/૫૭૫.

—એક સહભાગીએ કુટુંબ માટે દેવું કરેલું હોય તો, કુટુંબની મિલકત ઉપરાંત, બીજાઓની જાત જવાબદારી થવા માટે, તેમની સંમતી (સ્પષ્ટ અગર ગર્ભિત) સાબીત કરવી જોઈએ. દેવું કરવા સહભાગીઓની ગર્ભિત સામાન્ય પરવાનગી બસ નથી. ૪૦/૬૨૧.

—કોઇ સહભાગીને બક્ષિસ આપવા અધિકાર નથી. બીજાઓ વિરૂદ્ધ તે વ્યવહાર અવ્યવહાર્ય છે. ૩૫/૨૪૩. પેરા, ૧૧.

—વિભક્ત થયા પછી, એક ભાઇએ, માબાપની ઉત્તરક્રિયામાં ખર્ચ કર્યું હોય તો, તે ખર્ચની રકમનો ફાળો આપવા તેનો વિભક્ત

ભાઈ જવાબદાર નથી. આવા પ્રસંગે હિન્દુ વડિલાર્જીત કરજ પતાવવા વિષે નિબંધ, કે હિન્દુ માબાપ અને પુત્રો વિષે નિ. ક. ૧૮–૨૦ પણ લાગુ નથી. ૩૯/૬૦૫–૬૧૦.

—કર્જ, સગીરના લગ્ન માટે કર્યું હોય તો, કુટુંબની તમામ મિલકત (અને તેથી તેના હક્ક ઉપર પણ) જવાબદારી પડે છે. સજ્ઞાન થયા બાદ, જો તેણે દેવું કબુલ રાખ્યું હોય તોજ, તેની જાત ઉપર જવાબદારી પડે ૪૦/૬૪૭.

વળી જુઓ હિન્દુ માબાપ તથા પુત્રો વિષે નિ. ક. ૯.

**પુત્ર**ની જવાબદારી સંબંધે ધોરણો વિસ્તૃત છે. (જુઓ હિન્દુ માબાપ તથા પુત્રો વિષે નિ. ક. ૧૮-૨૦.) ૩૭/૭૨૮.

**વહેંચણી**. પ્રથમવારની કે બીજીવારની (ક. ૫૧) વહેંચણીને ક.૨૧ના ધોરણો લાગુ પડતા નથી. ૩૨/૧૭૩.

**ક. ૨૩.** જુઓ નાદાર દેણદારો વિષે નિબંધ. ક. ૨ (ચ).

**ક. ૨૮. ભરણ પોષણનો હક્ક.**

—વિધવાના અન્નવસ્ત્રની રકમ, કરારથી, હુકમનામાથી કે પંચના નિવેડાથી, હમેશને માટે નક્કી કરેલી હોય તો પણ, પ્રસંગ પ્રમાણે તે રકમમાં ફેરફાર કરવા ન્યાયાધિશીને અધિકાર છે. ૩૮/૫૨૭–૫૩૩.

**ક. ૨૯.** **પુત્રના દેવા** માટે ધણીનું ઘર હરરાજ થાય તેથી ઘરમાં રહેવાનો વિધવાનો હક્ક નષ્ટ થતો નથી. ૩૯/૪૦૨.

**ક. ૩૦, ૩૧.** વિધવાના કબજામાંની મિલકત કબજે લેવા કોઈ સહભાગી દાવો કરે તો, વિધવાના ભરણ પોષણ તથા રહેવાના હક્ક બાબત યોગ્ય ઠરાવ કરવો જોઈએ. ૩૧/૬૬૪. ૩૬/૩૯૩.

—આવી મિલકત જંગમ મિલકત હોય તો પણ ઉપર મુજબ બંદોબસ્ત કરવાનો હોઈ જંગમ મિલકત કબજે લેવાના આવા દાવા નાહના દાવાની ન્યાયાધિશી ચલાવી શકે નહિ. ૩૬/૩૯૩.

**ક. ૩૩.** જુઓ મિલકત સ્વત્વાર્પણ નિબંધ. ક. ૫૧.

## બાબ ૭. (ક. ૩૫ થી ૬૧.) વહેંચણી.

વળી જુઓ ક. ૧૭, ૨૦–૨૧, મુદત નિબંધ § ૧૧૫; ૧૨૮.; તથા વહેંચણી.

દરમ્યાન ઉત્પન્ન (ઉત્પન્નનો હિસાબ) અપાવવા વિષે, જુઓ ૩૮/૭૨૬ પેરા, ૨૭.

### ક. ૩૫, ૩૬, ૩૭. કયા કયા કૃત્યોથી વહેંચણી થઇ શકશે.

—દરેક સહભાગીને વહેંચણી કરાવી લેવા પૂર્ણ હકક છે. બીજાઓની કે બધાની સંમતીની જરૂર નથી. વહેંચણી કરવા સ્પષ્ટ ઈરાદો, ઠરાવ, અગર વર્તણુંક બસ છે. મિલકતના કકડા કરવાની જરૂર નથી. ૩૨/૬૨; ૩૧/૧: ૩૨/૧૭૩; ૩૬/૭૩૯; ૩૮/૭૨૬; (૩૬/૪૫૯).

—કોઇ સહભાગી સગીર હોય તો પણ આ હકક અમલમાં મુકવાને બાધ આવતો નથી. ૩૨/૧૭૩.

પક્ષકારોનો ઇરાદો, અર્થ:—બધાજ પક્ષકારોનો, એક વિચાર થયેલ હોય તોજ હુકમનામા પહેલાની તારીખથી વિભક્તપણું ઠરાવી શકાય એવો ક. ૩૭ નો અર્થ નથી. ૩૮/૭૨૬.

કેટલીક મિલકતની વહેંચણી કરી, બાકીની મિલકત પુરતા અવિભક્ત રહેવાનો બધા સહભાગીઓનો વિચાર હોય તો, અવિભક્તપણું ચાલુ રહે છે. પરંતુ વિભક્ત થવાના ઈરાદે કેટલીક વહેંચી, બાકીની વહેંચી ન હોય, તો વિભક્તપણું પ્રાપ્ત થાય છે. ૩૬/૨૫.

—[કેટલાક મિલકતના સંબંધમાં વિભક્તપણું અને બાકીનાના સંબંધમાં અવિભક્તપણું, એવી સ્થિતી કાયદાથી માન્ય નથી. ૩૬/૭૩૯.]

—વહેંચણ માટે કરેલ દાવાના હુકમનામાથી, ભાગ પ્રત્યક્ષ જુદા પાડી કોણે કયો ભાગ લેવો તે નક્કી કરવામાં ન આવે ત્યાં સુધી મઝીયારો ચાલુ રહે છે. ૩૩/૪૮૦.

### ક. ૩૯. સગીરની વતી વહેંચણી માગવી.

—સગીરનું હિત હોય તોજ વહેંચણ કરી શકાય. તેનું હિત છે કે કેમ તે જોકે હુકમનામું કરતી વખતે ઠરાવવાનું છે, તો પણ

વિભક્તપણું દાવા તારીખથી પ્રાપ્ત થાય છે; અને દાવા તારીખે જેટલી મિલકત હોય તે વહેંચણીને પાત્ર છે. ૩૮/૭૨૬. (૩૬/૪૫૯.)

**ક. ૪૦. ગેરહાજરીમાં કરેલ વહેંચણ.**

—આપી વહેંચણી ગેરહાજર સહભાગીનું હિત સચવાય એવી કાળજીથી કાયદેસર રીતે કરેલી હોય તો તે રદ્દ થઇ શકે નહિ. ૩૬/૨૫-૩૨.

**ક. ૪૧. વહેંચણી નહિ કરવા બાબત કરાર.**

—વહેંચણી કરતી વખતે અગ્રક્રયાધિકાર બાબત શરત કરવા બાધ નથી. ૩૭/૧૭૦.

**ક. ૪૮. મિલકતમાંથી ભાગ ન લેવો અને બીજાઓને તે વહેંચી આપવાથી વિભક્ત થવાય છે. ૩૬/૨૫.**

**ક. ૫૦. કઇ મિલકત વહેંચણી વખતે દાખલ કરવી.**

વળી જુઓ દિ. નિ. ક. ૨૪.

—એકવાર વહેંચણ થઈ ગયેલી હોય તો, પછીની વહેંચણી માટેના દાવામાં, વહેંચણ થયા વગરની બાકીની તમામ મિલકત દાખલ કરવી જોઇએ. ૩૭/૧૮૯.

**ક. ૫૨. વહેંચણી ક્યારે રદ્દ થઇ શકે.**

—કરેલ વહેંચણ, વાદીએ નુકશાન થાય તેવી અગર અયોગ્ય હોય તો, ફરી વહેંચણી કરાવવા વાદીને હક્ક છે. ૩૪/૪૫૫–૪૬૧. ૩૨/૧૭૩.

—સગીરની બાબતમાં, થયેલ વહેંચણી તેના ફાયદાની છે કે કેમ તે જોવાનું નથી. ૩૨/૧૭૩.

**ક. ૫૪. વહેંચણી સંબંધે અનુમાનો.**

વળી જુઓ ક. ૬૮., તથા દિ. નિ. ક. ૧૧૦.

—વહેંચણી બાબત લેખ અગર સ્પષ્ટ કરાર ન હોય ત્યારે, જે તે વખતની કુટુંબની પરિસ્થિતી તથા આગલા પાછલા વ્યવહારો વિચારમાં લઇ, તે બાબત અનુમાન કરવું જોઈએ. ૩૬/૭૩૯ પેરા, ૪.

—કુટુંબના સભાસદોએ જુદી જુદી લેણદેણ કરવી, એ હકીકત

વિભક્તપણા સબંધે વિચારમા લઇ શકાય; પણ તે નિર્ણાયક પુરાવો નથી. (કામની હકીકત ઉપરથી અવિભક્ત ઠરાવ્યા.)
૩૭/૮૩૩. પેરા, ૭.

—ભોજન, ધર્મક્રિયા અને નિવાસ જુદો જુદો હોય તે વાતોનો પુરાવો, વહેંચણીની નિરૂત્તર સાબીતી ગણાય નહિ. ૩૨/૪૪૯.

**ક. ૫૫. પ્રત્યક્ષ મિલકતનાજ ભાગ પાડી શકાય,**

—દાવા તારીખે જે મિલકત હોય તેનીજ વહેંચણ થાય. ૩૯/૭૫૬.

—સગીર વાદીના દાવામાં પણ તેજ ધોરણ છે. ૩૬/૪૫૯.

—પાછલો હિસાબ કયારે લેવાય તે પેટા ક. (૨)માં બતાવ્યું છે. ૩૯/૭૫૬.

**ક. ૫૮. સ્ત્રીઓનો હિસ્સો.**

—બે ઓરમાન મા તથા બે દીકરા વચ્ચેની વહેંચણમાં દરેકને $\frac{1}{4}$ ભાગ મળે. ૩૨/૬૨.

ક. ૫૯. જુઓ મિલકત સ્વત્વાર્પણ નિબંધ. ક. ૫૧.

**ક. ૬૮. કેટલાક સહભાગીઓ વિભક્ત** થયેલ હોય તેટલાજ ઉપરથી બીજાઓના વિભક્ત કે અવિભક્તપણા વિષે કાંઈ અનુમાન કરી શકાય નહિ. ૪૦/૨૮૧.

તે ઉપરથી, એ શબ્દોનો અર્થ "તે બીનાનું પરિણામ એવું છે કે" એવો થાય છે. ૪૦/૨૮૧.

**ક. ૭૦. એકત્રપણાથી કયા અનુમાનો કરી શકાય.**

—કોઈ મિલકત, એક સહભાગીના નામે ખરીદેલી હોય તો પણ, તે સમાઈક હોવાનું અનુમાન થાય. સ્વાર્જીત કહેનારે તેમ સાબિત કરવું જોઈએ. ૩૯/૭૫૬.

—અમુક મિલકત સ્વાર્જીત છે એમ કહેનારે તે ખાસ અને ચોક્કસ પુરાવાથી સાબીત કરવું જોઈએ. ૩૫/૨૮૯.

## હિન્દુ દત્તક નિબંધ.

ક. ૭. પતિએ મિલકતનો વારસ ઠરાવ્યો હોય, અગર બીજી વ્યવસ્થા

કરી હોય તો વિધવાએ દત્તક લેવાનો નથી એવું અનુમાન થાય છે. ૩૨/૪૭૮; ૩૬/૮૦૮.

ક. ૮. સ્ત્રીને અવિભક્તપણામાં દત્તક લેવા સંમતી આપી હોય તો, વિભક્ત થયા પછી પણ તેનો અમલ કરી શકાય. ૩૮/૮૮૯.

ક. ૧૨. આ કલમમાં બતાવેલ મર્યાદાને અનુસરી, દત્તક લેવાનો અધિકાર, વિધવા ગમે તે વખતે વાપરી શકે છે. ૩૮/૮૮૯.

ક. ૧૬. વિધવાએ પુનર્લગ્ન કર્યા પછી, આગલા ધણીના છોકરાને ધણીની સ્પષ્ટ સમંતી વગર તે દત્તક આપી શકે નહિ. ૩૩. પુ. ૨૬૩.

ક. ૩૦. (૧) ख. દત્તક લેતાં પહેલાં, મિલકતની જે કાયદેસર વ્યવસ્થા કરેલી હોય તે, દત્તક છોકરાને બંધનકારક થાય છે. ૩૬/૧.

ક. ૩૦ (૨) દત્તક માએ અધિકારે કરેલું વેચાણ રદ કરાવી લેવાનો દાવો તેની હૈયાતીમાં પણ કરી શકાય છે. ૩૩.પુ.૫૬.

—અને વિધવાએ સ્વત્વાર્પણથી આપેલી મીલકત પરત કબજે લેવા હક્ક છે. ૩૧/૮૪.

—આવા પ્રસંગે પ્રતિવાદીને અવેજ પરત મળી શકે નહિ. ૩૩. પુ. ૫૬.

# હિન્દુ મા બાપ તથા પુત્રો વિષે નિબંધ.

## ક. ૬. વાલીપણાનો હક્ક.

—વાલીપણાનો બાપનો હક્ક, એ અબાધિત હક્ક નથી. સગીરનું શારીરિક, નૈતીક, તથા ધાર્મિક સુખ કેવી રીતે જળવાશે તેનો વિચાર કરવાનો છે. બાપ પોતાની હૈયાતીમાં સગીરનો બીજો વાલી નીમી શકે નહિ. ૩૭/૩૮૮.

## ક. ૯. સગીરની કેળવણી વિગેરેનો ખર્ચ.

—આ કલમના ધોરણો, નિબંધ અમલમાં આવતા પહેલાંના વ્યવહારોને પણ લાગુ પડે છે. ૩૮/૩૨૩.

—વાલીએ કરેલા વ્યવહારથી સગીરને ફાયદો થયો હોય અને

તે વ્યવહારથી મેળવેલી મિલકતનો લાભ સગીરે લીધો હોય તો, તે વ્યવહાર માટે સગીરની મિલકત જવાબદાર થાય છે. ૩૬/૮૦૨.

—સગીરના લગ્ન માટે થયેલા ખર્ચની જવાબદારી તેની મિલકત ઉપર પડે છે. તેવું ખર્ચ "જરૂરીયાત કારણ" છે. ૩૭/૨૧૧; ૩૮/૩૨૩.

—સગીરના નિર્વાહનું સાધન ન હોય, તો તે સાધન કરવા માટે તેની જમીન વેચી હોય તો, તે "જરૂરીયાત કારણ" માટે વેચેલ ગણાય. ૩૬/૨૩૧–૨૩૩.

—કર્તાના નાતાથી બાપે દીકરાના લગનનું ખર્ચ કર્યું હોય ત્યારે આ કલમ લાગુ નથી. (જુઓ હિન્દુ અવિ. કુટુંબ નિ. ક. ૨૦, ૨૧, ૨૨.) ૪૦/૬૪૭.

—વાલીએ સગીર માટે કરેલ કર્જ બાબત, સગીર તથા વાલી વિરૂદ્ધ હુકમનામુ મેળવી, સગીરની મિલકતથી, લ્હેણદાર તે લ્હેણું વસુલ કરી શકે છે. ૪૦/૬૪૭.

**ક. ૧૮–૧૯–૨૦. વડિલોપાર્જીત મિલકતની જવાબદારી.**

—બાપે, કર્તા તરીકે કરેલું દેવું કપટ વગરનું, અને અવેજ સાથેનું હોય અને તે અનિતીનું અને ગેરકાયદે ન હોય તો તેની જવાબદારી પુત્રના ભાગ ઉપર પડી શકે છે. ૪૦/૪૨૭; ૩૭/૭૨૮.

—બાપે કરેલ વ્યવહારો, કુટુંબના હિત માટે હતા કે નહિ તેનો નિર્ણય કરવાનો હોતો નથી. ૩૬/૬૯૭. પેરા, ૪.

—બાપની ખરાબ ચાલ ચલગત તથા અનિતી બાબત મોઘમ પુરાવો બસ નથી. ૩૭/૮૭૯.

—બાપના કાયદેસર દેવા માટે પુત્રની જવાબદારી કર્જ કર્યાથીજ, (અને તેથી બાપ જીવતાં પણ) ઉત્પન્ન થાય છે; બાપના મરણને લીધે નહિ. લ્હેણદારે બાપ મરી જતાં સુધી રાહ જોવી જોઇએ એવું ધોરણ નથી. ૩૦/૫૮૧.

—જે મિલકત બાપ પોતાની હૈયાતીમાં વેચી શકે તે તેના

પુત્રોના હાથમાં ગયા બાદ, બાપનો લ્હેણદાર એ મિલકત વિરૂદ્ધ બજાવણી કરી શકે. (બાપના મરણની તારીખ ખાસ મહત્વની છે.) ૪૦/૧૧૬૦, પેરા, ૫.

—વડીલોના દેવા બાબત થયેલા હુકમનામાની બજાવણી, કુટુંબની મિલકત ઉપર કરી શકાય છે. કુટુંબની મિલકત વેચવી એવુંજ હુકમનામું કરેલું હોવું જોઈએ, એવું ધોરણ નથી. ૩૫/૪૮૨.

—નાદાર બાપના દેવા માટે છોકરાઓનો હિસ્સો કામે લગાડી શકાતો હોવાથી, છોકરાઓનો હિસ્સો પણ વસુલદાર હરરાજ કરાવી શકે છે. ૩૯/૫૪૮.

—ક. ૧૮ લાગુ થવા માટે બાપ અને પુત્રનું કુટુંબ હોવું જોઇએ. (નહિ કે દાદા બાપ અને પુત્રનું.) ૪૦/૧૧૬૦; પેરા, ૫.

—બાપ, પુત્ર, તથા પૌત્ર; એમના અવિભક્ત કુટુંબમાં, પુત્રના મરણથી તેનો હિસ્સો પૌત્રને વારસાઈ હકકથી નહિ, પણ મરણોત્તર હકકથી મળતો હોવાથી, તે હિસ્સો પૌત્રના "કબજામાં" આવ્યો છે. એમ કહી શકાય નહિ. ૪૦/૧૧૬૦; પેરા, ૫.

—અને તેથી પુત્રના મરણબાદ, તેના બાપ અને પૌત્ર, બંને સહભાગીદાર અને માલીક થતા હોવાથી અને મૈયત પુત્રનો હિસ્સો નિશ્ચિત નહિ હોવાથી, તેમના અવિભક્ત કુટુંબની મિલકત વિરૂદ્ધ પુત્રના વિરૂદ્ધ (તેના મરણ પછી) થયેલ હુકમનામાની બજાવણી કરી શકાય નહિ. ૪૦/૧૧૬૦; પેરા, ૫.

# હિન્દુ મિલકતની વ્યવસ્થા સંબંધી નિબંધ.

**સામાન્ય:**—પશ્ચાતદર્શિ અમલ, આ નિબંધનો, કરવાનો નથી. ૩૩/૨૨.

## ક. ૧૧. મર્યાદિત સ્વામિત્વવાળી મિલકતની વ્યવસ્થા કરવાનો સ્ત્રીનો અધિકાર.

વળી જુઓ ક. ૧૩ (૨), તથા હિન્દુ અવિ. કુટુંબ નિ. ક. ૧૩, ૨૦, ૨૧.

—દીયરની પાસેથી ધણીના ભાગના બદલામાં મળેલ મિલકત,

જરૂરીયાત કારણ વગર વેચી શકાય નહીં. ૪૦/૭૪૨.

—મૃત્યુપત્ર કરીને મિલકત આપવા વિધવાને અધિકાર નથી. ૩૮/૪૮૨.

—જરૂરીઆત કારણ, કરેલ સ્વત્વાર્પણ પહેલાં ઉત્પન્ન થએલું હોવું જોઈએ. ૩૭/૫૮૧.

अवि. हिन्दु कुटुंब नि. ક. ૨૧ અને આ કલમ માટે જરૂરીઆત કારણના તત્વો સરખાજ છે. ૪૦/૭૪૨.

—स्वत्वार्पण. વેચાણના અને ગીરોના પ્રસંગે વિચારમાં લેવાના ધોરણો સવિસ્તર બતાવ્યા. ૩૭/૫૮૧.

—કામની હકીકત ઉપરથી જરૂરીઆત કારણ તથા વ્યવહાર ડહાપણ ભરેલો માન્યો. ૪૦/૭૪૨.

—धर्मादाना कारणो माटे વ્યવસ્થા કરવાનો અધિકાર, બીજા કારણો માટેના અધિકાર કરતાં બહોળો છે. પરંતુ સ્વત્વાર્પણ વ્યાજબી છે કે નહીં, તે દરેક કામની હકીકત ઉપર આધાર રાખે છે. ૩૫/૧૫.

—ધણીની આજ્ઞા પ્રમાણે કરેલ ધર્માદા સંબંધે તકરાર લઈ શકાય નહીં. ૩૪/૫૧૪.

—ધણીના પુણ્યાર્થે, ધર્મકામ અગર સંસ્કાર માટે, અથવા ધણીના આત્માના હિત માટે, સ્વત્વાર્પણ કરવા વિધવાને અધિકાર છે. ૩૪/૫૧૪.

—ધર્માદાય કારણને માટે થોડી મિલકત બક્ષિસ આપી હોય તો તે કાયદેસર છે. ૩૯/૧; ૩૪/૫૧૪.

—$\frac{1}{4}$ ભાગ જેટલી મિલકતનું ધર્માદા બક્ષિસ વ્યાજબી ઠરાવ્યું. ૩૫/૧૫.

**ક. ૧૨ (૨).** જુઓ ક. ૧૩ (૨)

**ક. ૧૩. વ્યવસ્થા તદ્દન નિરર્થક નથી.**

વળી જુઓ હિન્દુ દત્તક નિબંધ. ક. ૩૦ (૨)

—સ્ત્રીની "જીંદગી", કે "હૈયાતી"નો, નાતરે જવાથી અંત આવે છે. ૩૩/૨૫૧.

—ઉત્તરાધિકારી સિવાય બીજા ઇસમો, વ્યવહાર ટાળવા જોગ

હોવા બદલ તકરાર લઈ શકે નહીં. ૩૩/૫૫૫.

—તે પ્રશ્ન સંબંધે વિચાર થવાની જરૂર છે. ૩૩/૫૬૧.

—ગીરો મુકવા માટે જરૂરીઆત કારણ અંશતઃ હોય ત્યારે, અવેજ પૈકી જેટલી રકમ યોગ્ય અને જરૂરીયાત કારણ માટે વપરાણી હોય, તેટલી રકમ આપી ગીરો મિલકત પાછી લેવા ઉત્તરાધિકારીને હક્ક છે. ૩૩/૨૫૧.

—પુરાવાનો બોજો સ્વત્વાર્પણથી રાખનાર ઉપર છે. ૩૫/૩૩૫.

—વ્યવહાર ઘણા જુના વખતનો હોય તેટલાજ ઉપરથી, તે પ્રથમ દર્શનીય જરૂરીઆત કારણ માટે છે એમ મનાય નહીં. પણ જરૂરીયાત કારણ બાબત નિર્ણય કરતી વખતે, તે બાબતનો ચોકસ પુરાવો મળવો મુશ્કેલ છે, તે વાત બીજા પુરાવા સાથે વિચારમાં લઇ શકાય. ૪૦/૭૭૨.

—ક. ૧૧ (૨) માં બતાવેલા સંજોગો ન હોય તો, સ્વત્વાર્પણ ઉત્તરાધિકારીને બંધનકારક નથી; પણ ક. ૧૩ (૨)ના પ્રસંગે ઉત્તરાધિકારીએ મોંબદલાનો અવેજ પાછો આપવો જોઈ એ. ૩૭/૫૮૧.

—યોગ્ય તપાસ કેટલો કર્યો હોય તો બસ છે, તે કાયદાનો પ્રશ્ન છે. ૩૩. પુ. ૯૭.

## ક. ૧૪. સ્વામિત્વ અને નાતો છોડી દેવા વિષે.

—સૌથી નજીકનો ઉત્તરાધિકારી, યોગ્ય મોંબદલો આપી વેચાણ રાખે તો, તેથી વિધવાએ પોતાનો હક્ક ઉઠાવી લીધો છે એમ મનાય. ૩૮/૧.

—સંમતીથી કરેલ તમામ વેચાણ માટે જરૂરીઆત કારણ સાબીત થાય નહીં તો પણ, પાછલા તમામ ઉત્તરાધિકારીઓને તે બંધનકારક છે. ૩૮/૧. (૩૬/૧. ૨૬; ૩૨/૧૧, કાયમ.)

ક. ૧૪ (૨) अग्रहक धरावनारा उत्तराधिकारी એમાં બંને સ્ત્રી અને પુરૂષ ઉત્તરાધિકારીનો સમાવેશ થાય છે. ૩૮/૮૧.

—સંમતી આપ્યા પછી તકરાર કરવા તેમને પ્રતિબંધ નડે છે. ૩૯/૮૨૬. (૩૪/૫૨૭.)

—વિધવાએ મૃત્યુપત્રથી કરેલ વ્યવહારને સંમતી આપી હોય તો પણ, તેથી તે વ્યવહાર કાયદેસર ગણાય નહીં. ૩૮/૪૮૨.

—થોડીક મિલકતના સ્વત્વાર્પણને આ કલમ લાગુ કરી શકાય નહીં. ૩૮/૮૧.

—થોડી મિલકતનું સ્વત્વાર્પણ સંમતીથી કર્યું હોય ત્યારે જરૂરીઆત કારણ હોવાનો તે અનુમાનિક પુરાવો માત્ર માની શકાય.૩૮/૮૧.

**ક. ૧૬. મિલકતનો ગેરઉપયોગ થતો અટકાવવા અધિકાર.**

—દાવો કરવા અગર તોડજોડ કે ઈતર કરાર કરવા ઉત્તરાધિકારી મુખત્યાર છે. ૩૩/૨૨.

—ઘણા સ્વત્વાર્પણ પૈકી કેટલાક કાયદેસર હોય, અને બાકીના ન હોય તો, તેવા બાકીના રદ્દ કરી શકાય. ૩૫/૧૫.

—દાવો ચાલુ છતાં, વિધવા મૈયત થાય તો, દાવો બંધ પડતો નથી. ૩૫/૩૩૦.

—અને મીલકતનોકબજો મળવા પણ માગણી થઈ શકે. ૩૪/૧૩૮.

—(**च.**) નજીકનો ઉત્તરાધિકારી દાવો ન કરે,અને ન કરવાના કારણો ન જણાવે તો, દૂરનો ઉત્તરાધિકારી દાવો કરી શકે. ૩૬/૮૮૩. ૩૯/૮૦૧.

—કપટ શબ્દનો સામાન્ય રીતે જે અર્થ સમજાય છે તેવોજ અર્થ કરવાનો છે. ૩૯/૮૦૧. (૩૪/૪૯૦.)

**बीजु कांइ कारण.** નજીકનો ઉત્તરાધિકારી વિધવા સાથે મળી ગયો હોય, કે બીજી રીતે દાવો કરવા અસમર્થ થયો હોય, તેનો સમાવેશ થાય છે. ૩૨/૧૧.

## હિન્દુ લગ્ન નિબંધ.

**ક. ૧૧, ૨૯.** છીનાળાનો. કે ઉભે ભાયડે નાતરૂ કરવાનો આરોપ, **अक्षमित** निर्दयता છે. માનસિક પીડા અગર દુઃખ થવાના પ્રસંગનો એમાં સમાવેશ થાય છે. ૩૪/૯૪.

# હિન્દુ વડિલાર્જીત કરજ પતાવવાના નિયમન સંબંધી નિબંધ.

આ નિબંધ અમલમાં આવતાં પહેલાં, પુત્ર કે પૌત્રની જવાબદારી શરૂ થઇ હોય, તે. દાવો કરીનેજ અમલમાં મુકી શકાય બજાવણી રાહે નહિ. ૩૭/૨૮૨.

# હિન્દુ વારસાનો નિબંધ.

**સામાન્યઃ**—વારસાની બાબતમાં વિશિષ્ટ (આ) નિબંધ હોવાથી બ્રિટિશ હાઇકોર્ટોના ફેંસલા ઉપરથી એવા પ્રશ્નોનો નિર્ણય કરવાનો નથી. ૩૩/૨૩૩; ૩૩/૨૫૧.

**ક. ૯. વારસાનો વર્ગવાર ક્રમ.**

—સપિણ્ડ, સમાનોદક અગર બંધુની વ્યાખ્યામાં આવતો ન હોય તે ઇસમ વારસ થઈ શકતો નથી. ૩૮/૧૫૬.

**ક. ૧૩. એકજ પેઢી કિંવા વર્ગના વારસો.**

—આ કલમના બહોળા શબ્દો, ક. ૧૦, ૧૧ થી મર્યાદીત કરવા જોઈએ. ૩૩/૨૩૩.

—વારસો એકજ વર્ગના હોઇ, ભિન્ન ભિન્ન પેઢીના હોય ત્યારે દૂરની પેઢીના વારસો કરતાં નજીકની પેઢીના વારસોને શ્રેષ્ટ ગણવા જોઇએ. સ્ત્રી કરતાં પુરૂષનો વારસાનો હક્ક શ્રેષ્ટ માન્યો છે તે ફક્ત એકજ વર્ગના અને એકજ પેઢીના વારસો હોય તેજ પ્રસંગને માટે છે. ૩૩/૨૩૩.

—કાકાના દીકરાના દીકરા કરતાં કાકાના દીકરાની વિધવા, શ્રેષ્ટ વારસ છે. ૩૩/૨૩૩.

**ક. ૧૮.** જુઓ નિર્વાહ નિબંધ. ક. ૩ (૨).

**ક. ૨૩ (૨) ખ. પરણેલી દિકરીઓ**ની સ્થિતીની સરખામણી કરતાં, એકની સ્થિતી કેવળ કંગાલ અને ભીખારી છે એમ જણાય

તોજ કંગાલને વારસો મળે; સ્થિતીમાં મહત્વનો ફેર ન હોય તો સર્વને સરખો હીસ્સો મળે. ૩૪/૫૪૦.

—સધન નિર્ધન ઠરાવવામાં દિકરીઓની પોતાની મિલકત સાથે તેમના સસરાના ઘરની સ્થિતી કેવી છે તે પણ વિચારમાં લેવું જોઈએ. ૩૩/૫૬૫. (૩૪/૫૪૦થી કાયમ).

**ક. ૩૧. આત્મબંધુ,** બાપ તરફના, જીવતા હોવાથી મા તરફનાને વારસો પહોંચતો નથી. ૩૩/૨૫૧.

**ક. ૪૧ (ખ) (૫). સ્ત્રીધન, અથૌતક.**

મળ્યું હોય, એટલે આપવામાં આવ્યાથી મળ્યું હોય. વારસાઈથી મળેલ મિલકતનો સમાવેશ થતો નથી. ૩૯/૩૨૮.

**ક. ૪૯. ख.** હિન્દુ વિધવાએ સહ વિધવા સામે કરેલ વહેંચણના દાવમાં, હુકમનામામાં તેનું **મર્યાદિત સ્વામિત્વ** હોવાનો ઉલ્લેખ કરવા જરૂર નથી. ૩૫/૧૮૧.

**ક. ૫૦ સ્ત્રીના કબજાની મિલકતનો વારસો.**

—વિધવાએ નાત્રુ કરવાથી ધણીની મિલકતના સંબંધમાં તે મૃત થઇ એમ થાય છે; અને તેથી ધણીના વારસોને વારસો ઉતરે છે. ૩૩. પુ. ૪૫૭–૪૬૧.

—અને તેથી વિધવાએ ચાલતા કામે નાત્રુ કર્યું હોય તો તેવા વારસો ફરિયાદનું કામ આગળ ચલાવી શકે. ૩૩. પુ. ૪૫૭–૪૬૧.

**હિસાબ ખોટા કરવા.** જુઓ ફો. નિ. ક. ૪૮૪.

**હિસાબ જોવો,** જુઓ દિ. નિ, પરિ. ૧૮ § ૧૫.

**હિસાબ લેવા દાવો,** વળી જુઓ (૧) દિ. નિ. ક. ૨ ઘ.
(૨) નાહના દાવા ન્યાયા. નિ. § ૩૨ (૩) ન્યાયા. લાગત નિ. ક. ૨૮. (૪) રાજ કરાર નિ કલમ ૨૪૬–૨૫૭. (૫) હિન્દુ અવિ. કુટુંબ નિ. ક. ૧૭.

—"હિસાબ લેવાનો દાવો" કે "હિસાબ ઉપરથી કરવાનો દાવો",

વિગેરે સંજ્ઞામાં પરસ્પર વિશ્વાસનો, જુમ્માનો સંબંધ નૈસર્ગિક હોય તેમાં mutuality તો નૈસર્ગિકજ છે. ૩૧/૫૭૯.

—હિસાબ લેવાનો દાવો ક્યારે ગણી શકાય તે ધોરણો બતાવ્યા.૪૦/૩૦૯.

—કરારના ભંગની નુકશાનીની રકમ નક્કી કરવા માટે હિસાબ જોવાની જરૂર પડે તેમ હોય છતાં તે હિસાબ લેવાનો દાવો થતો નથી. ૩૮/૮૬૯.

—દાવાનો આકાર કેવી રીતે ગણવો તથા ન્યાયાધિશી કેટલી રકમનું હુકમનામું કરી શકે, તે માટે જુઓ, ૩૫/૨૯૮. પેરા. ૩.

—આવા દાવામાં ન્યાયાધિશીએ કેવી તજવીજ કરવી જોઈએ તે બતાવ્યું. ૩૮/૧૧૩. પેરા. ૭.

—દાવામાં, વાદીએ પોતાનો ભાગ નમુદ કરી બતાવવો જોઇએ; પણ જ્યારે વાદીનો ભાગ પોતે ખરીદી લીધાનું પ્રતિવાદી કહેતો હોય ત્યાં ભાગ દર્શાવ્યો ન હોય તો દાવો ચાલવામાં હરકત નથી. ૩૯/૭૪૧.

**હિસાબ નવેસર લેવો:**—કપટ, ગેરસમજ, કે મહત્વની ભૂલના કારણને લીધે એક વખત થયેલો હિસાબ કોર્ટ માન્ય રાખી શકે નહિ. કપટ કે મહત્વની ભૂલોના પ્રસંગે નવેસર હિસાબ લેવાનો; અને ઇતર પ્રસંગે કઇ રકમો જમા કરવી રહી ગઇ છે તે અને કઈરકમો ખોટી ઉધારી છે તે બતાવવા (surcharge and falsefy) વાદીને છુટ આપવાનો હુકમ કરવા ન્યાયાધિશીને અધિકાર છે. ૩૭/૩૮.

**હુકમ** ઉપર વિવાદ, જુઓ જે તે વિષય નીચે.

**હુકમનામું,** જુઓ દિ. નિ. ક. ૨. (**ઘ**). ૨૦, ૪૬, પરિ. ૨૦, ૪૪ તથા પદ્ધતિ (નં. ૩) અને મુદત નિબંધ ક. ૧૪ (૨); §૧૩૯.

......જામીનદારની જવાબદારી, જુઓ રાજ.કરાર. નિ. ક.૧૫૨.

......પાછળ જવું, બજાવણી ન્યાયા.એ, જુઓ "બજાવણી"

......રદ્દ કરાવી લેવા દાવો, જુઓ એકતરફી હુકમનામું.

......સુધારવું, જુઓ દિ. નિ. ક. ૧૪૪, ૧૪૫.

**અર્થઃ**—" મિલકતથી પૈસા વસુલ લેવા " = મિલકત વેચી વસુલ લેવા. ૩૬/૫૨૩; ૩૨/૪૭૨.

" ચાલુ વ્યાજ " જુઓ વ્યાજ નિ. ક. ૭.

" માલ વધારાથી વસુલ લેવું " = સાન મિલકત વેચી વસુલ લેવું. ૩૨/૨૫૦.

Merger. દાવાનું કારણ, હુકમનામામાં ગર્ક થાય છે. ૩૨/૪૬૫.
—ફરી તપાસણીના હુકમનામામાં પ્રથમનું હુકમનામુંગર્ક થાય છે.૩૩.પુ.૧૦.
—પ્રતિવાદીના નાદારીના કામે હુકમનામાની રકમ લ્હેણા સાબીતીના પત્રકમાં દાખલ થયાથી મુળ હુકમનામું નષ્ટ થાય છે. ૩૩.પુ.૧૨૬.

**નકલઃ** ખોવાઈ ગયાથી નવેસર માગવામાં આવે તો તે ઉપર કેવો શેરો કરી આપવી તે બતાવ્યું. ૩૨/૨૮૧.

**હુકમી તાકીદ,** જૂઓ વિશેષ ન્યાય નિબંધ ક. ૫૫.

**હુજુર તપાસણી અરજ**–દિવાની, જુઓ મુદત નિ. § ૧૬૧.
ફોજદારી, જૂઓ ફો. કા. ચ. રિ. નિ. ક. ૧૪૫.

—હકીકતનો નિર્ણય પણ જોઇ શકાય. ૩૩. પુ. ૩૭૮.

—કાયદાની ગંભીર ચૂક તથા આરોપીને અન્યાય થયો હોય તોજ તપાસણી અધિકાર વાપરવામાં આવે છે. ૩૯/૮૭૪.

## હુજુર દિવાની વિવાદો સંબંધી નિયમ.

—આ નિયમનો પશ્ચાતદર્શી અમલ કરવાનો નથી. ૪૦/૪૧૪.
—ઉદ્દેશ અને હેતુ, ફક્ત વરિષ્ઠ કોર્ટના છેવટના ઠરાવ, હુકમ કે હુકમનામા ઉપરજ વિવાદની પરવાનગી આપવાનો છે. ૩૩. પુ. ૨૭૧.

**ક. ૫. વિવાદો વિષે.**

—હુકમનામું, એમાં હુકમનો સમાવેશ કરવામાં આવ્યો છે ૩૩.પુ.૧૬૬.

—કોઈ મુદ્દાનો આખર નિર્ણય કરી, બીજા પ્રશ્નોનો નીકાલ થવા માટે કામ પાછું મોકલવાના હુકમ ઉપર વિવાદ ચાલે. ૪૦/૬૭૬; ૩૩. પુ. ૧૬૬; ૩૨/૨૭૦. ( જુઓ ૩૯/૮૩૪; ૩૭/૩૩૯; ૩૬/૯૦.)

—કોઈ મહત્વના મુદ્દાનો ઠરાવ એવો થાય કે જેથી તેના અંગનું બાકીનું કામ ચાલતાં તે પ્રશ્ન ફરી ઉઠાવી શકાય નહીં તો તે "આખરનો હુકમ" છે. ૩૫/૬૭૪.

—માત્ર નીચેની કોર્ટનો ઠરાવ રદ્દ કરી, ફરી નીકાલ, પુરાવો લઇ અગર ઇતર રીતે કરવો, એવો ઠરાવ કર્યો હોય તો, હુજૂરમાં વિવાદ ન ચાલે. ૩૩. પુ. ૧૬૬.

—અમુક ઇસમ વાદીનો વારસ છે અને તેણે કામ આગળ ચલાવવું, એ ઠરાવ આખરનો છે; અને તે ઉપર વિવાદ ચાલે. ૩૩. પુ. ૪૫૭.

—તકરારી સ્થાવર મિલકતની કીંમત ગમે તેટલી હોય તોપણ દાવાનો આકાર રૂ. ૫૦૦૦ અગર તે કરતાં વધારે હોય, અને હુજૂર વિવાદમાં વાદગ્રસ્ત વિષયની કીંમત રૂ. ૫૦૦૦ કરતાં ઓછી ન હોય તોજ બારોબાર વિવાદ ચાલી શકે. ૪૦/૪૧૪; ૩૬/૪૯૨.

—દરખાસ્ત કામમાં તકરારી બાબતનો આકાર કે કીંમત રૂ. ૫૦૦૦ ઉપરાંત હોય તો વિવાદ ચાલે. ૩૩. પુ. ૧૬૬.

—कंपनी निबंधः થએલ હુકમ ઉપર હુજૂર વિવાદ ચાલી શકે. ૩૫/૨૦૭.

—કંપનીએ રાજીખુશીથી કામકાજ આટોપીને બંધ કરવું કે ન્યાયાધીશીથી આટોપવાનું કામ કરવું, તેટલોજ પ્રશ્ન હોય તો પરભારે વિવાદ ન ચાલે. ૩૭/૬૨૬.

ક. ૫–૬. જુઓ કર્જગ્રસ્ત ઉત્પન્નદારો સંબંધી નિ. ક. ૧૪.

**ક. ૬. દાખલો આપવા વિષે.**

—ક. ૫ થી બારોબાર હુજૂર વિવાદ ચાલી શકતો નહીં હોય, તે પ્રસંગે **દાખલો** આપી શકાય. ૩૯/૮૩૪.

—મધ્યંતરી ઠરાવ ઉપર વિવાદ માટે દાખલો આપી શકાય. ૩૬/૯૦; ૪૦/૬૭૬. (૩૯/૮૩૪.)

—દાખલો આપતી વખતે મુળ ઠરાવમાં ફેરફાર કરવા વરિષ્ઠ ન્યાયાધિશીને અધિકાર નથી. ૩૯/૮૪૮.

—વાદગ્રસ્ત સ્થાવર મિલકતની કીંમત, ઠરેલ કીંમત કરતાં

ઓછી હોવા બાબત વરિષ્ઠ ન્યાયાધિશી આગળ દાખલો આપતી વખતે તકરાર કરેલ નહીં હોય તો, પાછળથી તકરાર ઉઠાવી શકાય નહીં. ૩૯/૮૬૯.

—જેની સાબીતી માટે પુરાવાની અપેક્ષા હોય તેવી નવીન તકરાર, દાખલો માગતી વખતે ઉઠાવી શકાય નહીં. ૩૬/૧૭૫.

—પ્રાંત ન્યાયાધિશીએ રૂા. ૩૦૦ નુકશાનીના અપાવેલ તે રૂા. ૮૦૦ મળવા વરિષ્ઠ ન્યાયાધિશીમાં માગણી હોવાથી રૂા. ૭૦૦ કરતાં ઓછી કીંમત ગણી શકાય નહીં. ૩૯/૮૯૧.

ક. ૧૪ (૧) ક. જુઓ દિવાની નિબંધ ક. ૧૩૭.

**પદ્ધતિ.**

—જે તકરાર બાબત દાખલાની જરૂર હોય તે તકરાર સામી હરકત તરીકે લેવા દેવાય નહીં. ૩૩. પુ. ૩૧૩.

—દાખલામાં નિર્દિષ્ટ કરેલા મુદ્દા બહારના મુદ્દાની તકરાર સાંભળવા તથા નિર્ણય કરવાનો હુજૂરને અધિકાર છે. ૩૮/૧૫૬; ૩૫/૧૧૮; ૩૪/૫૮૮; ૩૩. પુ. ૨૦૧.

—તેમજ તેવી તકરાર કરવા દેવાની ના પાડવા પણ સત્તા છે. ૩૬/૧૫૪.

—હકીકતના પ્રશ્નના નિર્ણય ઉપર અવલંબે એવી હકુમતના પ્રશ્ન સંબંધે તકરાર પહેલીજવાર પણ હુજૂરમાં લઈ શકાય. ૩૩/૬૯૩.

—ભારે અન્યાય થયો હોય, અગર કાયદાના તત્વનો કે કામ ચલાવવાની રીતના નિયમનો ભંગ થયો હોય તોજ દરમ્યાનગીરી કરવામાં આવે છે. ૩૩. પુ. ૩૮. ૩૫/૧૭૦; ૩૬/૩૪૮; ૩૬/૨૫; ૩૮/૪૪૬.

—ઠરાવ આજ્ઞાપત્રિકામાં પ્રસીદ્ધ થયાની તારીખે આપેલો ગણાય. ૩૩. પુ. ૩૦૫.

**હુજુર ન્યાય ખાતાના નિયમ ક. ૩.** જુઓ "દિવાન."
**હુજુર મંજુરી,** જુઓ દિ. નિયમ ક. ૨૮થી૩૫, તથા વતન.
**હુજુર હુકમ,** અર્થ, જુઓ સામાન્ય કલમોનો નિબંધ. ક. ૨૨.
**હુંડી,** જુઓ નેગોશિએબલ ઇન્સ્ટ્રુમેન્ટસ એક્ટ; તથા સ્ટાંપ નિબંધ ક. ૩. (**ક**).

—**શાહજોગ હુંડી** સંબંધે ધોરણો બતાવ્યા. ૪૦/૮૦૯.
**હેતુનો પુરાવો,** જુઓ ફોજદારી ફરિયાદ, (નં. ૩)
**હોડ,** જુઓ રાજ. કરાર નિબંધ ક. ૩૩.

**જ્ઞાતિ,** જુઓ ન્યાત.
**જ્ઞાપન,** જુઓ વિશેષ ન્યાય નિબંધ. ક. ૪૨. તથા, હિન્દુ મિલ્કતની વ્યવસ્થા વિષે નિબંધ ક. ૧૬.



# પરિશિષ્ટ ૧.

## English Section.

Act of state, જુઓ રાજસત્તા......

*Caveat Emptor,* " ખરીદદાર સાવધાન, " જુઓ દિ. નિ. પરિ. ૨૧ § ૬૬.

Circumstantial Evidence, પ્રત્યંતરી પુરાવો; જુઓ ફોજદારી ફરિયાદ; (પુરાવો).

*Conversion.* कन्वरशन, અર્થ માટે જુઓ, ૩૨/૫૬૨.

*Corpus Delicti,* જુઓ, ૩૮/૫૬૦.

*Detinu,* डेटिन्यु, અર્થ માટે જુઓ ૩૨/૫૬૨.

*Del–creder* agent डेलक्रेडेर एजन्ट, જુઓ રાજ. કરાર નિબંધ. ક. ૧૯૬.

*Ex turpi causa*...दूषितकारणे दावो न चाले. જુઓ સૂત્રો.

Falsify, Surcharge and, જુઓ હિસાબ લેવા દાવો.

Insurance, જુઓ વિમાની પોલીસી.

Merger, જુઓ, દાવાનું કારણ; રાજ. કરાર નિ. ક. ૧૫૨; તથા હુકમનામું.

*Quantum Meruit.* જુઓ, યુક્ત પરિણામ.

*Qui facit per alium facit per se,* જુઓ સૂત્રો.

*Quia Timet* action, જુઓ હવાલો.

*Riplevin.* रिप्लेविन् અર્થ માટે જુઓ, ૩૨/૫૬૨.

Subrogation, सब्रोगेशन्, જુઓ રાજ. કરાર નિબંધ ક. ૧૫૮; તથા શુદ્ધ ન્યાય.

Surcharge and Falsify, જુઓ, હિસાબ લેવા દાવો.

Surrender, જુઓ હિન્દુ મિલકતની વ્યવસ્થાનો નિબંધ ક. ૧૪.

Tenancy-in-common, टीनन्सी-इन-कोमन्, વ્યાખ્યા:-

—It "may be defined as ownership in community "in undivided shares, accruing under different titles, or "by virtue of a grant in terms importing that the tenants "are to hold distinct interests. Tenants-in-common have "a uuity of possession, similar to the unity of possession "by joint-tenants. But unity of interests is not an incident "of tenancy-in-common. Each of the co-tenants is "deemed, in law, to have a seperate estate; and their "respective estates may be different in quantity. And "neither equality of shares, nor unity of title, nor unity "of time is essential to this from of co-ownership."

(Edward's Law of Property in Land and Conveyancing 4th ed. p. 136 cited.) ૩૫/૫૨૩-૫૩૨.

*Transil-in-rem-Judicatum, vide,* Merger

*Trover,* ट्रोवर, અર્થ માટે જુઓ, ૩૨/૫૬૨.

# પરિશિષ્ટ ૨.

## Law Reporting Rules.

× × No case should be reported which *merely applies an ascertained rule of law to a new combination of facts,* unless × × the facts are so novel that the application of the old rule thereto is in fact a developement of the law. This rather vague principle may be better expressed as a rule of practice. " In deciding whether a case should be reported or not, first state the principle of the decision in abstract terms, without reference to the special facts of the case, and then ascertain whether this rule has been already authoritatively enunciated. " In other words, *before reporting a case, try whether it is possible to write a decent headnote for it* × ×. A headnote should *state the* ratio decidendi *merely, and not consist of a precis of the facts, the authorities cited, and the judgments, accasionally enlivened with quotations from the last* :

The application of this rule would *prevent the multiplication of reports* dealing with the construction of particular documents : in such cases we often find the court expressly declaring that one document can not be used to construe another ; and the English Courts will often

refuse to look at previous authorities, on a mere question of construction. × × *Cases which merely follow another case should not be reported,* × ×.

A case should never be reported on account of the *obiter dicta* of the judges; they often cause serious difficulty when the question they deal with comes up for actual decision, and frequently have to be explained or put on the side altogether. × × *To report* obiter dicta *is to give to the Reports the functions of legal treatises.* × ×

In the Indian, as in the English Law Reports, the favourite from is a resume of the facts followed by a short statement of the decision of the Court thareon. This form of head-note is often prepared by taking from the Judgment, almost *verbation et literatum* those portions which set out the general facts of the case, and the findings of the Court. × × This practice virtually amounts to throwing the burden of deducing the *ratio decidends* upon the reader. *Moreover the facts are stated with a particularity and detail which distract the reader's attention from the essential elements of the case.* × ×

It may often be useful to supplement the absract statement of the principle of decision by a statement of concrete facts dealt with by the Court, *but the inclusion of irrelevant facts simply shows that the reporter has been too lazy to master the case, and this no doubt, is the explanation of the lengthy head-notes extending frequently to a page of small print, sometimes to considerable more, which a long suffering profession has to endure.* ×

*Documents and pleadings should never be quoted in extenso,* unless the precise words used are material, which in India, where pleading is informal and conveyancing unknown, can rarely be the case. *The construction put upon any material document by the court can usually be found shortly stated in the judgment* and can be stated as one of the facts of the case; *the document itself and the argument by which the court arrived at a particular construction may generally be omitted both from the statement of facts and the judgment itself.* If, however, it is necessary to quote a document, only so much should be given as is absolutely necessary and that *should be printed in small type,* and should not be repeated in the judgment.

× × the utility of setting out the full text of the reference by a lower Court to the High Court is generally doubtful, but surely there can be no doubt of the absurdity of so doing in a case in which the High Court decided that the lower Court had no power to make the reference at all. × × *It is also surely unnecessary to state that the Divisional Court passed a decree in accordance with the Judgment of the Full Bench;* if it did not, there would indeed be a case worthy of report. The statement that this purely formal procedure was duly followed, is, however, repeated in the reports *ad nauseam.* × ×

× × It would seem, in fact, that the Judgments × × are reproduced verbatim, and are not edited at all, and this would appear to be the principal cause of the diffuseness of the reports. *Only that portion of the*

*judgment should be given which deals with the point for the sake of which the case was reported, and the reporter should also eliminate all recitals of the evidence, and the reasoning of the Court thereon. Also it is unnecessary to set out in full, sections of common acts quoted by the court, × × or quotations from reported cases, or common forms prescribed by the rules of court.*

8. Mad. Law Journal. 456. *cited* in A. I. R. notes.

---

# વિષય–પૃષ્ટ સૂચિ.

**(૧૩) કર્જગ્રસ્ત ઉત્પન્નદારો વિષે નિબંધ.** કરાર. કરાર દાદ. કસુર. કામ કાઢી નાખવું. કામ પાછું મોકલવું. કાયદાનો અમલ. (૧૪) કાયદાનો અર્થ. (૧૫) કાયદાનો પ્રશ્ન. કાયદાની ભૂલ. કાયમનો ખેડુત. કેદની દરખાસ્ત. કોલનાં નાણાં. કોશિષ. **કંપની નિબંધ.** (૧૮) **કંપની નિયમ.** કૃષ્ણાર્પણ.

(૧૮) ખત. (૧૯) ખર્ચે. ખરીદદાર. ખરી નકલ **ખાતું.** ખાનગી બચાવ. ખન. ખેડુત. **ખોટી** ફરીયાદ. ખોટો પુરાવો. ખોટો લેખ. ખોટો હિસાબ.

(૧૯) ગટર. ગણવટપટ્ટો. ગફલત. ગહાણ લહાણ. **ગામ નોકરોનો નિયમ.** (૨૦) **ગામપંચાયત નિબંધ.** ગીરાસઃ ગીરો. ગુન્હાની કબુલાત. ગુન્હાની મદદગારી. ગુન્હાની માંડવાળ. ગુન્હેગારી. ગુમાસ્તો. ગૃહપ્રવેશ. ગેરકાયદા કરાર. (૨૧) ગેરલગતો પુરાવો. ગેરવ્યાજબી અટકાવ. ગેરવર્તનનો ગુન્હો. ગેર શિસ્તપણું. ગેર હક્ક કબજો. ગોળ. ગૌણસ્થળ. ગ્રંથો. ગંદકી.

(૨૧) **ઘરવાર માપેલી જમીનનો નિયમ.** ઘરેણે મૂકવું.

(૨૧) ચક્રવૃદ્ધિ વ્યાજ. ચલાકોરી. **ચાકરીઆત** જમીન. ચાકરીઆત વતન. ચાલુ વાદ. ચાલુ ખાતુ. ચાલુ વ્યાજ. **ચાંદોદ.** (૨૨) ચુંટણી. **ચોકસી.** ચોપડા. ચોરી.

(૨૨) છાપરૂં, **છીનાળું.** છેડાછુટકો.

(૨૨) જકાત. **જન્મમરણની નોંધ વિષે નિયમ.** જન્મોત્રી. જપ્ત મિલકત. જપ્તી. જમાખર્ચ. (૨૩) **જમીનમહેસુલ નિબંધ.** (૨૪) **જમીન મહેસુલ નિયમ.** જરૂરીયાત કારણ. જવા આવવાનો હક્ક. જવાબ. જાગીરદાર. જાતે હાજર રહેવા માફી. જામીન. જામીનખત. જાહેરનામું. જાહેરાત. **જુગાર. જુમ્મા નિબંધ.** (૨૬) જુમ્મો. જુદી જુદી શિક્ષા. **જંગમ** માલ.

**નોકર. નોંધણી.** નોંધનું હુકમનામું. **ન્યાત. (૧૨૧) ન્યાયમંત્રી કચેરીના કામકાજ વિષે નિયમ.** ન્યાયાધિશી. **ન્યાયાધિશીની લાગતનો નિબંધ. (૧૨૫) ન્યાયાધિશીની લાગત વિષે નિયમ.**

(૧૨૫) પગલું. પટ્ટો. પડત ગુન્હો. પડોશ હક્ક (૧૨૬) **પડોશ હક્કનો નિબંધ.** (૧૩૦) પદ્ધતિ. (૧૩૬) પરણેલી સ્ત્રી. પરનિર્ણાયક ચોકસી. પરરાજ્ય. (૧૩૭) પરવાનગી. પરવાનો. પરાગંદા. પરિણામિક દાદ. પક્ષકાર. (૧૩૮) પશ્ચાતદર્શી અમલ. **પ્રતિ**નિધાન. પ્રતિબંધ. પ્રત્યતરી પુરાવો. પ્રતિવાદી. પ્રમાણપત્ર. **પાછલો** હિસાબ. પાટીદાર. પારકી ઓરત. પાર્ટપરફોર્મન્સ. (૧૩૯) પારસી. પાલ્ય. પાવતી. **પ્રાઇમાફેસીકેસ.** પ્રાથમિક મુદ્દા. **પ્લીડીંગ** અને પ્રુફ. **પીર. પુત્ર. પુરાવા એક્ટ.** (૧૫૦) પુરાવો. **પૂર્વસ્થિતિ.** (૧૫૧) પેઢી. પેઢીનામુ. પેન્સનર. **પૈસાનું** હુકમનામું. **પોલીસ.** પંચકયાસ. પંચથી નિવેડો. (૧૫૨) **પંચથી નિવેડો કરવા વિષે નિબંધ.** (૧૫૩) પંચને આદેશ. પંચાયત. પંત્યાળુ.

(૧૫૪) ફરીજીયાત મરામત. ફરી તપાસ. ફરી ફાઇલ. ફરેબ. ફારગતી. ફાળો. ફેંસલા. **ફોજદારી કામ ચલાવવાની રીતનો નિબંધ.** (૧૮૦) **ફો. કા. ચ. રી નિયમ.** ફોજદારી ફરીયાદ. (૧૮૬) **ફોજદારી નિબંધ.**

(૨૦૦) બજારભાવની કીંમત. (૨૦૧) બજાવણી. (૨૦૪) બદનક્ષી. બદલો. બહાલી બક્ષિસ. **બાનાખત.** બાનું. બાપ. બારખળી જમીન. **બાળલગ્ન પ્રતીબંધક નિબંધ.** (૨૦૫) **બાળ સંરક્ષણ નિબંધ. બાંધકામ.** બાંહધેરીવાળા બારખળી વાંટા. **બિગાડ.** બિનામીદાર. **બ્રિટીશ આર્બીટ્રેશન એક્ટ. બ્રિટીશ** સરકાર. **બીજો** વિવાદ. બીન નોંધાયેલો લેખ. **બેન્ક. બોજો.**

(૨૦૫) **ભરણપોષણ. ભાગીદાર.** ભાડાચિઠ્ઠી. **ભીંત. ભૂલ.** (૨૦૬) **ભોગવટો.** ભોગ્યગીરો.

**નિયમ.** વાયદા ચિઠ્ઠી. **(૨૯૭)** વારસ; **વારસાઈના દાખલા સંબંધી નિબંધ;** વાલી; **વાહન નિયમ, વાંરો** વિધવા; વિધાનો વિભાગ ફોજદારી ન્યાયાધિશી; વિમાની પોલીસી; વિમો; વિરૂદ્ધ અનુમાન; વિરૂદ્ધ કબજો. **(૨૯૨)** વિવાદ. **(૨૯૩)** વિવાહ; વિશ્વાસ ઘાત; વિશિષ્ટ કાયદો, વિશિષ્ટ પંચાયત; **વિશિષ્ટ પંચાયત નિબંધ;** વિશિષ્ટ હક્ક; **વિશેષ ન્યાયનો કાયદો. (૨૯૮)** વેચાણ. **(૩૦૦)** વેપારી રિવાજ; વેષ લઈને ઠગાઈ; વૈકલ્પીક તહોમત; વૈકલ્પીક દાદ; વંશવૃક્ષ; વ્યવસ્થાપત્ર; વ્યવહાર; **વ્યાજ. (૩૦૧) વ્યાજનો નિબંધ.**

**(૩૦૨)** શબ્દો; શિક્ષણિય મનુષ્ય વધ; શિક્ષા. શુદ્ધન્યાય. **(૩૦૩)** શેર; શેરહોલ્ડર;

**(૩૦૩) સખ્તાઈનો** કરાર; સગીર. **(૩૦૪)** સફીલ હક્ક. સપ્રોગેશન. સટો. સમાઈક દિવાલ; સમાઈક માલીક;–મિલકત; સરકાર. સરકાર જપ્તા **સરકાર તરફથી ચલાવેલ નિમણોક સંરક્ષણ નિબંધ.** (૩૦૫) સરકાર ધારો. **સરકાર વહીવટ હેઠળની ખાનગી મિલકતનો નિબંધ. (૩૦૬) સરકારી તથા સાર્વજનીક કામ સારૂ જમીન લેવાનો નિબંધ. (૩૧૨)** તથા **નિયમ.** સરકારી નોકર; **સરકારીનોકરો સંબધે નિયમ. સરદાર ન્યાયાધિશી વિષે નિયમ.** સર્વે સેટલમેન્ટ. **(૩૧૩)** સલામી. સહઆરોપી. **સહકારી મંડળો વિષે નિયમ.** સહ ભાગીદાર. સહી. **(૩૧૪) સજ્ઞાનપણાની ઉમર અને પાલ્યપાલક નિબંધ.** સ્વરૂપાંતર. સ્વત્વાર્પણ. **સાટાનો** કરાર. સાનગીરિ. સાપરાધ પ્રવેશ; સાપરાધ વિશ્વાસઘાત. સાબીતીનો બોજો. સામલાતી. **સામાન્ય કલમોનો નિબંધ. (૩૧૫)** સામી હરકત. સામોદાવો. સારી ચાલના જામીન. સાર્વજનીક જુમ્મો–સંસ્થા. **(૩૧૬) સાર્વજનિક સંસ્થાનો નિબંધ. સાક્ષી. (૩૧૭) સ્ટાંપ નિબંધ. (૩૨૫) સ્ટાંપ નિયમ.** સ્થાનિક કાયદો **સ્થાનીક પંચાયત નિબંધ.** સ્થાવર મિલકત **(૩૨૬) સ્થાવર**

# સુધારો.

**પૃષ્ઠ. લીટી. અશુદ્ધ. શુદ્ધ.**

૬. છેલ્લી,માં ઉમેરોઃ— વળી જુઓ, ધણી અને ઓરત.

૮. ૨૧, પછી ઉમેરોઃ—

—એક સહમાલીકનો આગવો કબજો હોવા છતાં, બીજો સહમાલીક, તેનો કબજો ખુંચવી લે, તોપણ, ક. ૬ (અ)નો બાધ નડે છે. ૩૬/૩૩૨.

૧૪. ૨૩,માં ઉમેરોઃ— ૩૧/૧૬૫.

,, ૨૩, પછી ઉમેરોઃ—

—વળી કાયદાના સ્પષ્ટ ફરમાન સામે, ન્યાયાધિશીથી અપવાદ ઉત્પન્ન કરી શકાય નહિ. ૩૧/૧૬૫.

૪૩. ૧૪,માં ઉમેરો ૩૨/૩૭૭.

૪૯. ૨૨. અવિભક્ત કુટુંબ. માબાપ અને પુત્રો વિષે.

૮૯. ૧૧. ૪૪૦/૪૬૧. ૪૦/૪૬૧.

૧૦૧. ૧૨. ૩૯/૯૧. ૩૩/૯૧.

૧૧૬. ૬. ન્હાનો દાવો નથી. ૩૬/૩૯૩. જુઓ હિન્દુ અવિ. કુટુંબ નિ. ક. ૩૦–૩૧.

૧૧૭. ૧૬, પછી ઉમેરોઃ—

તથા ન્યાયા. લાગત નિ. ક. ૨૮. અને હિસાબ લેવા દાવો.

૧૨૯. ૧. લઈ. લઈ જવાના.

૧૩૩. ૨૪. ૩૩/૧૯૩. ૩૨/૧૯૩.

૧૯૭. ૨૫. ફોજદારી પુરાવો. ફોજદારી ફરિયાદ (પુરાવો)

૨૦૫. ૨૧. ૩૩/૫૫૭. ૩૭/૫૫૭.

૨૨૧. ૯. ૩૧/૧૧૭. ૩૧/૧૭૭.

૨૪૯. ૨૬. ૩૧/૪૧૦. ૩૧/૪૧૨.

૨૯૦. ૨૪. ૪૦/૧૦૬. ૩૪/૧૦૬.

૩૧૬. ૧. ૪૦/૬૬૭. ૩૯/૬૫૭.

સમાપ્ત.